# ધ ન્ય વા દ

પ્રસ્તુત શ્રી દશવૈકાલિક સૂત્રની અનુપ્રેક્ષાઓનું લબ્ધિ-વિક્રમ-સંસ્કૃતિ કેંદ્ર તરફથી પ્રકાશન કરતા અમે આનંદ અનુભવીએ છીએ.

પ્રસ્તુત ગ્રંથ રચવા માટે અમે સાધ્વીવર્યા વાચંયમાશ્રી ને ધન્યવાદ શું આપવાના છીએ ? તેઓએ તો પોતાનાં સ્વાધ્યાય અને ગુરુ-ભક્તિ માટે જ આ સર્જન કરેલ છે અને તેથી તેઓને અમે સંસ્થા તરફથી ભાવપૂર્વક વંદના કરીએ છીએ.

પ્રસ્તુત પ્રકાશનની કોપીની તમામ રકમ શ્રીમતી કંચનબેન ખીમચંદભાઈ તરફથી સદ્ વ્યયિત કરવામાં આવી છે

સંઘવણ શ્રીમતી કંચનબેન તથા સંઘવી શ્રી ખીમચંદભાઈ અમારા શ્રી કલકત્તા–પાલીતાણા છ'રી પાલિત સંઘયાત્રાના એક સંઘપતિ તો હતા જ, પણ ખૂબ જ ધર્મ પ્રેમી અને આદર્શ જૈન દંપતી છે.

પ્રસ્તુત પ્રકાશનનો લાભ તેઓનાં વાત્સલ્યમૂર્તિ સાધ્વીવર્યા **સર્વોદયાશ્રીજી**ની પુનિત પ્રેરણાથી મલ્યો છે સાધ્વી સર્વોદયાશ્રીજી ખીમચંદભાઈ લીંબડીવાળાનાં સંસારી બેન પણ છે.

શ્રીમતી કંચનબેન તથા ખીમચંદભાઇ ને ધન્યવાદ ! આવાં સુંદર પ્રકાશનો પ્રસિદ્ધ કરીને વારંવાર શાસન સેવા કરવા માટે અમે અનુરોધ કરી રહ્યા છીએ.

સાથે જ જિન શાસનની સુંદર આરાધના અને પ્રભાવનાનો વારસો એમના ચિરંજીવી સુપુત્રો નીલેશકુમાર તેમજ સુનીલકુમારમાં ઊતરે અને તેમની સંસ્કારી પુત્રીઓ નયનાબેન-પ્રજ્ઞાબેન-દક્ષાબેન પણ ખૂબ જ સંસ્કારમાં આગળ વધે, અમે એ જ ઇચ્છીએ છીએ.

સંસ્થા તરફથી હું વારંવાર તેઓને ધન્યવાદ આપું છું.

આ સાથે સંપૂર્ણ પ્રિન્ટીંગ કાર્યનું ધ્યાન રાખી કામ કરનાર ગુરુભક્ત શ્રી હસમુખભાઇ કાપડિયાને ધન્યવાદ આપ્યા સિવાય રહેવાતુ નથી.

પ્રકાશન મંત્રી, શ્રી રાજેન્દ્ર એ. દલાલ

તથા

# અનુક્રમણિકા

 # સમર્પણ 

અનંત ઉપકારી

વાત્સલ્યવારિધિ પૂજ્યપાદ ગુરુદેવ તીર્થપ્રભાવક પૂજ્ય આચાર્ય દેવ

**શ્રીમદ્ વિજય વિક્રમસૂરીશ્વરજી મ. ના પવિત્ર**

કરકમલોમાં........



આપનું આપને.

**સમર્પિકા :-**

આપની શિષ્યા વાચંયમા

પ્રસ્તુત દશવૈકાલિક સૂત્રની અંતિમ બે ચૂલિકાઓ શ્રી સીમંધર ભગવાન પાસેથી લાવીને શ્રુતધરોને તેઓએ સુપ્રત કરી છે. આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તિ જેવા ઉત્તમ કોટિના આરાધક અને પ્રભાવક પણ તેઓએ શાસનને સમર્પિત કર્યાનું કહેવાય છે. આર્ય વજ્રસ્વામી પણ સ્વાધ્યાય કરતાં સાધ્વીજી મહારાજાઓનાં મુખથી અગિયાર અંગનો પાઠ સાંભળી એકાદશ અંગ પાઠી બન્યા છે! યાકિની–મહત્તરા સાધ્વીજીથી પૂ. હરિભદ્રસૂરિજી મહારાજ જેવા મહાન જ્યોતિર્ધર ગ્રન્થકાર પ્રાપ્ત થયા કે જેઓના ગ્રંથોના અભ્યાસ વગર ગમે તેટલો આગમનો અભ્યાસ પણ અધૂરો ગણાય છે. જગ વિખ્યાત 'ઉપમિતિ ભવ પ્રપંચ' માં ઉલ્લેખ પામેલ 'ગણા' એક વિદુષી સાધ્વીજી મહારાજ છે. મલ્લધારી હેમચંદ્રાચાર્ય મહારાજાએ પોતાની 'વિશેષ-આવશ્યક' ની ટીકામા સહાયભૂત થયેલ સાધ્વીજી મહારાજાઓનો નામોલ્લેખ કર્યો છે. તેમજ ત્યારબાદ પણ સ્તુતિ અને દેવવંદન આદિ રૂપે રચાયેલું કેટલુંક સાહિત્ય પૂ. સાધ્વીજી મહારાજાઓનું રચત છે.

વર્તમાન કાળમાં પણ ઘણાં સાધ્વીજી મ. પોતાના ગચ્છનાયક અને ગણનાયક વડીલો તેમજ ગુરુઓની આજ્ઞાનુસાર જૈન સાહિત્ય–જગતમાં વિવિધ રીતે વૃદ્ધિ કરે છે.

આવા સહુ સાધ્વીવર્ગમાં સાધ્વી સર્વોદયાશ્રીના નિશ્રાવર્તી સાધ્વીવર્યા 'વાચંયમાશ્રી' પણ એક છે. જેમણે કરેલ આગમ ગ્રંથ ઉપર આટલી 'વિવેચનાવાળું' વિવેચન તો પ્રથમ પ્રથમ જ જોવા મળે છે. આ દશવૈકાલિક સૂત્ર પરનો ચિંતનગ્રંથ એક આગમ અનુપ્રેક્ષારૂપ ગ્રંથરત્ન છે... સુવિહિત ગુરુ ભગવંતો પાસેથી વાચના મેળવી પોતાના ક્ષયોપશમ પ્રમાણે આગમ વચનોને મનોમંદિરમાં બિરાજમાન કરવામાં આવે છે, ત્યારેજ આવી ચિંતન ધારાઓ પ્રગટ થાય છે. મારે મન તો આ ગ્રંથ એક જાહેર અનુપ્રેક્ષા છે. સામાન્ય

રીતે અનુપ્રેક્ષા માનસિક છે. જ્યારે આ આગમ અનુપ્રેક્ષાઓ બહુ-જનહિતાય પત્ર પર ઉતારવામાં આવી છે. આર્યા વર્ગમાં ચાલી રહેલાં પુષ્ટ સ્વાધ્યાય પ્રયત્નનો આ એક નમૂનો છે.

આ સાધ્વીજી કેટલા બધાં ઊંડાં ચિંતનવાળાં છે તે વાચક સ્વયં વિચારે. લખવાની શૈલી પણ અનોખી છે. ભાવનાના સ્રોતથી ભરેલી વિવેચના લખનારા સાધ્વીજીએ ૧૧ વર્ષની ઉંમરમાં જ દીક્ષા લીધી છે. દીક્ષા લઇને ખૂબ અભ્યાસ કર્યો છે અને અમારા પરમારાધ્યપાદ પરમ ગુરુદેવ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજયલબ્ધિ સૂરીશ્વરજી મહારાજાની પરમ કૃપા પ્રાપ્ત કરી હતી. આવા આ સાધ્વીજી અનેક આગમ ગ્રંથોનાં રહસ્યોને...ભાવભરી અને સરળ રીતે હૃદયંગમ વિવેચનો લખીને ખૂબ-ખૂબ શાસનની સેવા અને પ્રભાવના કરીને અમારા શાસન શોભાના ભાવોને સફલ કરનારા થાઓ તથા આવા અનેક સ્વાધ્યાય ગ્રંથો વધુને વધુ સર્જે...સ્વના જીવનને શાસન સમર્પિત બનાવી સંયમ રસના આનંદમાં મસ્ત બનાવી તેમની પર વરસી રહેલા પૂજ્ય પરમ ગુરુદેવ આચાર્યદેવ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજાના આશીર્વાદોને સાર્થક કરે !

પ્રભુ પરમાત્માનો આદેશેલ-ઉપદેશેલ ચતુર્વિધ સંઘ પોતપોતાની મર્યાદા વધારી શાસનનો જયનાદ કરતો 'જૈનં જયતિ શાસનમ્'નો નાદ વિશ્વવ્યાપી બનાવે એ જ અભ્યર્થના......

આ. વિક્રમસૂરિ.

( કોઈમ્બતુર )

# આશીર્વચન

## તીર્થપ્રભાવક પૂ. આચાર્યદેવ વિક્રમસૂરી મ.

જૈન શાસનમાં અનેકાનેક સૂરિપુંગવો, મુનિપુંગવો થયા છે કે, જેઓએ પોતાની પ્રતિભાના બળથી પુષ્કળ પ્રકરણગ્રંથોની રચના કરેલી છે; અને એ રચનાના આધારથી અનેક આત્માઓએ પોતાની બુદ્ધિની પવિત્રતાને કેળવી, સંયમની સુંદર આરાધના કરી, પ્રભુના ઉપદેશને સાર્થક કર્યો છે

જેવી રીતે સૂરિપુંગવો, મુનિપુંગવો પરમેષ્ઠીપદમાં બિરાજમાન છે, તેવી રીતે સાધ્વીજી મહારાજ પણ પરમેષ્ઠિપદમાં બિરાજમાન છે. આ પરમેષ્ઠિપદમા બિરાજમાન સાધ્વીજી મહારાજનું પણ ચતુર્વિધસંઘમાં એક મહત્ત્વપૂર્ણ સ્થાન છે.

ચતુર્વિધ-સંઘના બીજા અંગરૂપ આ સાધ્વીજી મહારાજાઓ, આર્યાઓએ ધ્યાન અને સ્વાધ્યાય જેવાં પ્રમુખ અંગોને સુદીર્ઘ-કાળથી જીવનમાં વણી લીધાં છે. ધ્યાન-સ્વાધ્યાય અને ધર્મોપદેશમાં જ લીન સાધ્વીજી મહારાજાઓ પાસે શાસન પ્રત્યે એક અનન્ય સમર્પણ અને શ્રદ્ધાભાવ જ રહેતો આવ્યો છે; અને તેથી શાસનસેવા, રક્ષણ અને પ્રભાવનાનાં કાર્યોમાં તેઓ એટલા બધા ગૌણ ભાવે રહ્યા છે કે આજે આપણી પાસે આર્યા ચંદનાથી માંડીને અત્યારના કોઇપણ સાધ્વીજી મ. ની ગુરુણી પરંપરાની યાદી પણ પ્રાપ્ત થતી નથી. આવી પરિસ્થિતિને સમ્યક્ રીતે સહુએ વિચારવી જોઈએ.

વળી ક્યાક-ક્યાંક પ્રાપ્ત થતા સાધ્વીજી મહારાજાઓના માનભર્યા ઉલ્લેખોથી તેઓની પ્રતિભાનો પરિચય થાય છે. તેમાં મહા-મહત્તરા યક્ષા સાધ્વીજી આગમના પાને ગુણ ગવાયેલ સાધ્વીજી મહારાજ છે.

પ્રસ્તુત દશવૈકાલિક સૂત્રની અંતિમ બે ચૂલિકાઓ શ્રી સીમંધર ભગવાન પાસેથી લાવીને શ્રુતધરોને તેઓએ સુપ્રત કરી છે. આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તિ જેવા ઉત્તમ કોટિના આરાધક અને પ્રભાવક પણ તેઓએ શાસનને સમર્પિત કર્યાનું કહેવાય છે. આર્ય વજ્રસ્વામી પણ સ્વાધ્યાય કરતાં સાધ્વીજી મહારાજાઓનાં મુખથી અગિયાર અંગનો પાઠ સાંભળી એકાદશ અંગ પાઠી બન્યા છે! યાકિની–મહત્તરા સાધ્વીજીથી પૂ. હરિભદ્રસૂરિજી મહારાજ જેવા મહાન જ્યોતિર્ધર ગ્રન્થકાર પ્રાપ્ત થયા કે જેઓના ગ્રંથોના અભ્યાસ વગર ગમે તેટલો આગમનો અભ્યાસ પણ અધૂરો ગણાય છે. જગ વિખ્યાત 'ઉપમિતિ ભવ પ્રપંચ' માં ઉલ્લેખ પામેલ 'ગણા' એક વિદુષી સાધ્વીજી મહારાજ છે. મલ્લધારી હેમચંદ્રાચાર્ય મહારાજાએ પોતાની 'વિશેષ આવશ્યક' ની ટીકામા સહાયભૂત થયેલ સાધ્વીજી મહારાજાઓનો નામોલ્લેખ કર્યો છે. તેમજ ત્યારબાદ પણ સ્તુતિ અને દેવવંદન આદિ રૂપે રચાયેલું કેટલુક સાહિત્ય પૂ સાધ્વીજી મહારાજાઓનું રચત છે.

વર્તમાન કાળમાં પણ ઘણાં સાધ્વીજી મ. પોતાના ગચ્છનાયક અને ગણનાયક વડીલો તેમજ ગુરુઓની આજ્ઞાનુંસાર જૈન સાહિત્ય–જગતમાં વિવિધ રીતે વૃદ્ધિ કરે છે.

આવા સહુ સાધ્વીવર્ગમાં સાધ્વી સર્વોદયાશ્રીના નિશ્રાવર્તી સાધ્વીવર્યા 'વાચંયમાશ્રી' પણ એક છે. જેમણે કરેલ આગમ ગ્રંથ ઉપર આટલી વિવેચનાવાળું વિવેચન તો પ્રથમ પ્રથમ જ જોવા મળે છે. આ દશવૈકાલિક સૂત્ર પરનો ચિંતનગ્રંથ એક આગમ અનુપ્રેક્ષારૂપ ગ્રંથરત્ન છે... સુવિહિત ગુરુ ભગવતો પાસેથી વાચના મેળવી પોતાના ક્ષયોપશમ પ્રમાણે આગમ વચનોને મનોમંદિરમાં બિરાજમાન કરવામાં આવે છે, ત્યારેજ આવી ચિંતન ધારાઓ પ્રગટ થાય છે. મારે મન તો આ ગ્રંથ એક જાહેર અનુપ્રેક્ષા છે. સામાન્ય

રીતે અનુપ્રેક્ષા માનસિક છે. જ્યારે આ આગમ અનુપ્રેક્ષાઓ બહુ-જનહિતાય પત્ર પર ઉતારવામાં આવી છે. આર્યા વર્ગમાં ચાલી રહેલાં પુષ્ટ સ્વાધ્યાય પ્રયત્નનો આ એક નમૂનો છે.

આ સાધ્વીજી કેટલા બધાં ઊંડાં ચિંતનવાળાં છે તે વાચક સ્વયં વિચારે. લખવાની શૈલી પણ અનોખી છે. ભાવનાના સ્રોતથી ભરેલી વિવેચના લખનારા સાધ્વીજીએ ૧૧ વર્ષની ઉમરમાં જ દીક્ષા લીધી છે. દીક્ષા લઇને ખૂબ અભ્યાસ કર્યો છે અને અમારા પરમારાધ્યપાદ પરમ ગુરુદેવ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજયલબ્ધિ સૂરીશ્વરજી મહારાજાની પરમ કૃપા પ્રાપ્ત કરી હતી. આવા આ સાધ્વીજી અનેક આગમ ગ્રંથોનાં રહસ્યોને...ભાવભરી અને સરળ રીતે હૃદયંગમ વિવેચનો લખીને ખૂબ-ખૂબ શાસનની સેવા અને પ્રભાવના કરીને અમારા શાસન શોભાના ભાવોને સફલ કરનારા થાઓ તથા આવા અનેક સ્વાધ્યાય ગ્રંથો વધુને વધુ સર્જે...સ્વના જીવનને શાસન સમર્પિત બનાવી સંયમ રસના આનંદમાં મસ્ત બનાવી તેમની પર વરસી રહેલા પૂજ્ય પરમ ગુરુદેવ આચાર્યદેવ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજાના આશીર્વાદોને સાર્થક કરે !

પ્રભુ પરમાત્માનો આદેશેલ-ઉપદેશેલ ચતુર્વિધ સંઘ પોતપોતાની મર્યાદા વધારી શાસનનો જયનાદ કરતો 'જૈનં જયતિ શાસનમ્' નો નાદ વિશ્વવ્યાપી બનાવે એ જ અભ્યર્થના......

આ. વિક્રમસૂરિ.
( કોઇમ્બતુર )

# સંપાદકીય....

**સ્વાધ્યાય એકતપ :** **ખરું વાચન આગમનું...!**

આગમ અને શાસનરસના ઊંડા પ્રેમી પૂજ્ય ગુરુદેવને આગમ કંઠસ્થ કરાવવાનો ખૂબ જ શોખ હતો. પૂજ્ય ગુરુદેવે સાધુ જીવનના પ્રારંભમાં શ્રી દશવૈકાલિક સૂત્ર મુખપાઠ કરાવ્યું. કંઠસ્થ થયેલ શ્રી દશવૈકાલિક સૂત્રને ટકાવી રાખવા પાઠ તો કરવો જ જોઈએ. તેમાં ઉપદેશમાલાકાર શ્રી ધર્મદાસ ગણિજીના એક વાકયે નવો રસ જગાડયો તેઓશ્રીએ ઉપદેશમાલામાં લખ્યું છે કે...' **सज्झाए वट्टमाणस्स खणे खणे जाई वेरग्गं** '

સ્વાધ્યાયમાં લાગી રહેલ આત્માને ક્ષણે-ક્ષણે વૈરાગ્ય થાય છે. ચિંતન કરતાં સમજાયું કે સ્વાધ્યાયનું માત્ર ફળ જ શ્રી ધર્મદાસ ગણિ બતાવી નથી રહ્યા, પણ સાથે સાથે સ્વાધ્યાય કેવી રીતે કરવો તે પણ કહી રહ્યા છે

ધીમે-ધીમે...મધુરા સ્વરે જ્યારે જ્યારે પાઠ કરતો, ત્યારે આત્મા આનંદ વિભોર બની જતો. આજે પણ ક્યારેક-ક્યારેક સળંગ દશે-દશ અધ્યયનનો ચૂલિકા સાથે સ્વાધ્યાય કરું છું, ત્યારે શરીરમાં જાણે કાયાકલ્પ થયો હોય," તેવી કોઈ હળવાશ અનુભવાય છે. મનમાં એવી મસ્તી પ્રગટે છે કે જગતના લોકો સાથે વ્યાવહારિક કે ઔપચારિક વાત કરવાનું મન નથી થતું.

પરમતારક પૂજ્ય ગુરુદેવ વિજય વિક્રમસૂરીશ્વરજી મહારાજા વારંવાર કહે છે "ભાઈ ! બધું વાચન ખરું ! બધાં શાસ્ત્રો ખરાં...! પણ... કોણ જાણે કેમ આગમની વાણી હૈયાને સીધો સ્પર્શ કરે છે."

આજે ઇંગ્લિશમાં જેને 'touching કહીએ છીએ, તેવો સંવેદનશીલ . હૃદયસ્પર્શ શાસ્ત્રોના અર્થ જાણીને સ્વાધ્યાય કરનારને થયા વગર ન જ રહે તે નિર્વિવાદ વાત છે.

આ જ દશવૈકાલિક સૂત્રમા સ્વાધ્યાય અંગે કહ્યું છે કે...... **"भोच्चा सज्झाय रए जे स भिक्खु"** આ પદનું સાચું હાર્દ-પૂર્વકનું ભાષાંતર કરવું હોય, તો લખવું પડે કે...'ખાધું નથી કે સ્વાધ્યાયમાં મંડી પડયા તે જ સાધુ...' ખરેખર તો સ્વાધ્વાય એજ સાધુજીવન છે. અને તેથી જ શાસ્ત્રાંતરોમાં આવે છે કે **"स्वाध्याय समो तवो नत्थि"** સ્વાધ્યાય સમાન કોઈ તપ નથી; અને આ 'દશવૈકાલિક સૂત્ર' તો સુંદર પદ્યમાં રચાયેલો એવો સુદર ગ્રંથ છે કે જો સારા મધુર કંઠી આત્માઓ ધીમે ધીમે રણકતાં મધુર અવાજે સ્વાધ્યાય કરતાં હોય, તો નંદીસૂત્રની પેલી વાત **"सज्झाय नंदीघोसस्स"** ની વાતનું પ્રત્યક્ષીકરણ થાય. સ્વાધ્યાય રૂપ નંદીઘોષ એ સાધુ મંડલીની અનોખી આભા છે.

## સ્વાધ્યાય એક પરમ આનંદ

આ સ્વાધ્યાય માત્ર શબ્દોની પરિવર્તના અને પરિપાટી રૂપમાં સીમિત નથી થતો, તેમાં અનુપ્રેક્ષા પણ ભેળવી જોઇએ અને પરાવર્તના બાદ જે અનુપ્રેક્ષામાં પ્રવેશ્યો, તેના માટે ધ્યાન તો લગભગ ગુલામ જેવું જ છે. અનુપ્રેક્ષાના સ્વામી ક્યારે ધ્યાનમાં પ્રવેશી જાય છે, તેની કલ્પના ધ્યાતોને પણ હોતી નથી. અનુપ્રેક્ષા એ શાસ્ત્રીય શબ્દ છે એના માટે અત્યારે પ્રચલિત શબ્દ 'ચિંતન' છે. ચિંતન અને તેમાંય મહાપુરુષોના શાસ્ત્રનું ચિંતન એ અનંત આનંદ સાગરની એક મસ્તીભરી સહેલ છે. જે શાસ્ત્રના શબ્દોનાં ચિંતનો કરી શકે છે, તે પેલા ઉમાસ્વાતિજી મહારાજાનાં વચનોને પ્રત્યક્ષ કરી શકે છે. **नैवास्ति राजराजस्य तत्सुखं नैव**

देवराजस्य यत्सुखं इहैव साधोः लोक व्यापार रहितस्य
સાધુ માટે સ્વાધ્યાય એ લોકોત્તર વ્યાપાર છે. લૌકિક વ્યાપારનો ત્યાગ કરી જે લોકોત્તર વ્યાપારમાં પ્રવેશ્યો, તેના આનંદની કોઈ અવધિ હોતી નથી.

## ચિંતનબીજોનો કોઠાર

દશવૈકાલિક સૂત્ર પણ ચિંતનબીજોનો એક અનુપમ ખજાનો છે પ્રસ્તુત ગ્રંથ માત્ર પચાસ ચિંતનબીજો પર લખાયો છે. કોઈપણ વાચક એમ ન સમજે કે દશવૈકાલિક-સૂત્રનું ચિંતનીય તત્ત્વ અહીં આટલામાં જ સમાપ્ત થઈ જાય છે. આખરે લખાણ અને ગ્રંથની એક નિયત મર્યાદા હોય છે, માટે જ અહીં આટલાં ચિંતનબીજોને ખીલવવામાં આવ્યા છે. આવાં અઢળક ચિંતનબીજો આ સૂત્રમાં ભર્યાં પડયાં છે.

લેખિકા સાધ્વીવર્યાના માફક જો વિશેષ કરીને અન્ય આર્યા-શ્રેષ્ઠો ચિંતન કરવા પ્રયત્ન કરશે, તો તેમને પણ આવી સામગ્રી પ્રાપ્ત થશે. વર્તમાનમાં પૂજ્યશ્રી શ્રમણી સંસ્થા, શ્રમણ મહોદયો કરતાં સ્વાયાયમા વધારે લાગેલા હોય છે તેમ કહેવાય છે તેથી જ તેઓએ હવે અનુપ્રેક્ષાયુક્ત સ્વાધ્યાયમા ઊતરવું આવશ્યક છે. તેઓમાં અનુપ્રેક્ષા રસ ખીલશે, તો જૈન સંઘમાં તેઓના બોધથી મહાસતીઓ સમી માતાઓ સર્વત્યાગી નહીં બનેલી હોય, તો પણ જૈનત્ત્વના તેજપુંજ દશે દિશામાં પ્રસરાવી શકશે.

## ચિંતન કેવી રીતે થાય?

ઘણી વ્યક્તિને ઘણી વાર 'ચિંતન' શબ્દ સાંભળીને આશ્ચર્ય લાગે છે, ચિંતન કેમ થાય? ચિંતન કેવી રીતે કરાય? તેવા પ્રશ્નો થાય છે. ઘણીવાર એવા જિજ્ઞાસુઓ આવે છે. પ્રશ્ન પૂછે છે. 'ચિંતન કેવી રીતે થાય?' આ પ્રશ્નનો જવાબ પણ

ચિંતન માંગી લે તેવો છે. ખરેખર તો ચિંતનશક્તિ એ પણ અત્યારની ભાષામાં કુદરતી બક્ષીસ કે Natural gift જેને કહેવામાં આવે છે, તેની એક શક્તિ છે, પણ તે શક્તિ આ ભવમાં પ્રયત્નથી સાધ્ય નથી તેમ ન માનવું. આપણને ચિંતન કરતાં શું આવડે ? તેવા ભાવો લાવી નિરાશ ન થવું.

ચિંતન...ખાસ કરીને શાસ્ત્રીય ચિંતન માટે સંસ્કૃત તેમજ પ્રાકૃત ભાષાનો સુંદર વ્યાકરણ પૂર્વકનો બોધ હોવો જોઈએ. આવા ભાષાના પરિપકવ બોધ બાદ ચર્ચા-વિચારણાની શક્તિ ખીલે માટે વર્તમાનમાં જે ન્યાયનો અભ્યાસ કરવામા આવે છે તેવો અભ્યાસ કરવો જોઇએ. ન્યાય એટલે ન્યાય...અને તર્ક શક્તિથી બુદ્ધિનો વિકાસ કરવા માટે તર્કસંગ્રહ અને મુક્તાવલિ જ ભણવાં જોઈએ તેવો આગ્રહ રાખવાની જરૂર નથી. સારી રીતે સ્યાદ્વાદ મંજરી... તત્ત્વ ન્યાય વિભાકર... સ્યાદ્વાદ રત્નાકર... તત્ત્વાર્થ સૂત્રની ટીકા ..વિશેષ આવશ્યકની ટીકા... હરિભદ્રસૂરિજી મહારાજાના પ્રકરણ ગ્રંથો અને તેના પર જો ટીકા વંચાય તો સારી રીતે તર્કબુદ્ધિ વધવાની સાથે અન્ય શાસ્ત્રીય પદાર્થોથી પણ વાંચકની મતિ સુદૃઢ બને છે, માટે આવો અભ્યાસ પણ જરૂરી છે ત્યારબાદ પણ વિશાળ અને વિવિધ ક્ષેત્રનું વિવિધ વાંચન હોવું જરૂરી છે. તે અંગે કોઈ નિયત કરેલા ગ્રંથો વાંચવા તેવું જરૂરી નથી, પણ જેમાં ઊંડાણ ભર્યું હોય, જે ચિંતનરૂપ ગ્રંથ હોય, તેનું વાચન કરવું જોઇએ.

આટલું કરવાથી સ્વાભાવિક ઉહા-પોહ શક્તિ વિકાસ પામે છે. આ વિકાસ પામેલી શક્તિ આપણને સુંદર માર્ગ પર આગળ વધારે તે માટે આગમશાસ્ત્રના વેત્તાઓ પાસે... અભ્યાસીઓ પાસે નમ્ર ભાવે ચર્ચાઓ કરવી નમ્ર અને જિજ્ઞાસુ ભાવે થયેલી ચર્ચાઓનો રસ અને આગમ ગ્રંથના પ્રણેતા અને દાતા પરનું અનન્ય કોટિનું બહુમાન કોઈ પણ વિદ્યાર્થીને ચિંતન તરફ લઈ જાય છે.

સૂત્રકાર કે ગ્રંથકારે અમુક ગાથામાં અમુક શબ્દો શા માટે મૂક્યા ? એ જ અર્થો માટે બીજા શબ્દો શા માટે ન મૂક્યા ? તેઓના મૂકેલા શબ્દો કેટલા વ્યાપક અને યથાર્થ છે ? તેના ઠેકાણે અન્ય શબ્દો હોય તો તે કેવા વામન અને અયથાર્થ લાગે...! આવી રીતના આંતરિક ઉહાપોહમાંથી એક એવી ચિંતન શક્તિ પ્રગટે છે કે ધીમે-ધીમે સામાન્ય સમજ ધરાવનાર વ્યક્તિ કે વિદ્યાર્થી પણ ચિંતક બને છે અને શાસ્ત્રીય અનુપ્રેક્ષાપૂર્વક સ્વાધ્યાયનો આસ્વાદ કરી કોઈ અલૌકિક આનંદને પામે છે. કહી શકાય કે ..

**સ્વાધ્યાય એ સાધુ જીવન માટે ભોજન છે...તો અનુપ્રેક્ષા તે ભોજનનો સ્વાદ છે...!**

### અનન્ય ગ્રંથ

પૂજ્ય ગુરુદેવ તરફથી આજ્ઞા થતા આ ગ્રંથનું મે સંપાદન કરેલ છે, આ કાર્યમાં વિશેષ તો સંપાદન શું કરવાનું હોય, પણ ચિંતનનો એક સરખો પ્રવાહ વાચક સુધી પહોંચે, તે માટે જે જે આવશ્યક લાગતું હતું, તે મેં કરેલ છે.

આવી રીતના સારાએ ગ્રંથને અવગાહીને ગ્રહણ કરેલ ચિંતન બીજે પરંના વિવરણનો કોઈ ગ્રંથ માગ. જોવામાં આવ્યો નથી. "દશવૈકાલિક સૂત્ર' નામથી તો જૈન માત્રને માન્ય છે, પણ જે અક્ષરદેહે આપણને પ્રાપ્ત થાય છે, તે રૂપે આજે પણ સમસ્ત જૈન શ્વેતાંબર સંઘના તમામ ફિરકાઓને આ ગ્રંથ માન્ય છે, તે જોતાં તેના આરાધકો અને વાચકોનો એક વિશાળ વર્ગ છે. આ સમસ્ત વર્ગને પ્રસ્તુત ગ્રંથ...

અનુપ્રેક્ષાના આનંદમાં...

ચિંતનના સુખચેનમાં અને સ્વાધ્યાયના સૌંદર્યમાં...

સરકાવી દેશે, તેવી આશા...અભિલાષા ..સર્વથા સુયોગ્ય છે.

રાજસ્થાન ભવન,
કોઈમ્બતુર.
તા. ૨-૬-'૮૧

રાજયશ વિજય

# લેખિકાના અંતર ઉદ્‌ગાર

## ગુરુપૂજા

અમારા અનંત ઉપકારી વાત્સલ્યવારિધિ ગુરુદેવને સંયમ ગ્રહણ કર્યાં પચાંસ વર્ષ થવાં આવ્યાં હતાં. ગુરુભક્તો અમારાં ગુરુબંધુ સાથે વિચારણા કરતા તહા. અર્ધશતાબ્દિ મહોત્સવ ક્યાં ઊજવવો? કેવી રીતે ઊજવવો? છેવટે દક્ષિણની ધર્મનગરી મદ્રાસમાં મહોત્સવ પ્રારંભ કરવો અને આંધ્રપ્રદેશના મુકુટમણિ તીર્થ કુલ્પાકજીમાં મહોત્સવની પૂર્ણાહુતિ કરવી—આ નિર્ણયને પૂજ્યપાદ શાંતમૂર્તિ આચાર્યદેવ **નવીનસૂરીશ્વરજી** મ.ના શુભાશિષ પ્રાપ્ત થયા.

અનેક ભક્તો આવતા હતા. સૌ શ્રદ્ધાભક્તિથી લાભ લેવાં ઝંખતા હતા. અનેરી તપ–યાગ–જ્ઞાન–ધ્યાન શાસન પ્રભાવનાની યોજનાઓ સાકાર બનવા લાગી.

સૌના ભાવો જોનાં મારા હૃદયમાં રહેલ શુભ ભાવો અધિક જાગૃત બન્યા. મને થયું એકાંતર વાર્ષિક તપ કરવા દ્વારા હું પણ ગુરુ–ભક્તિ કરું. મારા ભાવો મેં રજૂ કર્યા. રાજેન્દ્રભાઈએ પણ વર્ષીતપનો પ્રારંભ કર્યો અમારાં સાધ્વી મંડળમા મહાતપસ્વી સાધ્વી ગીતપદ્માશ્રી અને દીપયશાશ્રીએ ગુરુપદ ભક્તિ અર્થે વીસ માસક્ષમણનો પ્રારંભ કર્યો અને અમારા વિદુષી સાધ્વી નયપદ્માશ્રીજી, વસુપદ્માશ્રીજી જિનેશપદ્માશ્રીજી, પ્રીનયશાશ્રીજી, વિમલયશાશ્રીજી, પાર્શ્વયશાશ્રીજી, અક્ષયયશાશ્રીજી, પ્રજ્ઞાનયશાશ્રીજીએ પણ માસક્ષમણ કરવાનો સંકલ્પ કર્યો

મારા મનમાં થયુ; જરૂર તપ ગુરુભક્તિનો માર્ગ છે, પણ મન કંઈક બીજું પણ ચાહતું હતું પ્રેરક વગર પ્રેરણા ક્યાં મળે? અમારા ગુરુબંધુ પૂજ્ય **રાજયશ** વિજય મહારાજે પ્રેરણા કરી. જો

સાચે જ ગુરુપૂજા કરવાની ભાવના હોય, તો દશવૈકાલિક ઉપર કંઈક લખો. દશવૈકાલિક સૂત્ર ઉપર અનુપ્રેક્ષા એ જ સાચી ગુરુપૂજા છે

વાત સાચી, પણ મારી નબળાઈઓને તો હુ જ સમજું. પ્રારંભ, ભાવાવેશમાં જલ્દી થઈ જાય, પણ પૂર્ણાહુતિ દૂર ! ! !' માઅલમમાં એક પ્રકરણ લખ્યું–" મહુગાર સમા બુદ્ધા " અમારા તારક પૂ. ગુરુદેવની સેવામા મૂક્યું. પૂજ્ય ગુરુદેવ તો ગુણાનુરાગી અને વાત્સલ્યમૂર્તિ. એમણે તો પ્રેરણા પ્રોત્સાહન અને અંતરના શુભાશિષ વહાવ્યા..."બસ, તું લખ્યાં કર."...

## પુડલતીર્થ

છેવટે પૂજ્યપાદ ગુરુદેવની આજ્ઞાથી મદ્રાસથી નવ માઈલ દૂર પુંડલતીર્થમાં વીસ દિવસ જાપ કરવાનું નક્કી કર્યું. આ તીર્થનુ અમને સૌને આકર્ષણ છે. શાંત અને પ્રશમરસવાહિની ચાર પ્રાતિહાર્યયુક્ત આદિનાથ પ્રભુની અલૌકિક મૂર્તિ છે. શંખેશ્વ પાર્શ્વનાથની શીતળછાયા છે. શાસન રક્ષક માતા પદ્માવતીથી અધિ-ષ્ઠિત તીર્થ ક્ષેત્ર છે.

પૂજ્યપાદ ગુરુદેવે ભક્તામર સ્તોત્રની આરાધનાનો પ્રારંભ આ તીર્થમાં જ વિ. સં. બેહજાર પચ્ચીસનાં પોષ સુ એકમના દિવસે કરેલ, જે અદ્યાપિ અખંડ નિયમિત ચાલે છે; અને હવે તો ગુરુવ્રત-સમી આ આરાધના બની ગઈ છે.

## તીર્થમાં પુનઃ ગમન

અમારા પૂજ્ય મોટા મહારાજ સર્વોદયાશ્રીજી મ ના શુભાશિષથી હું સાધ્વી કુલયશાશ્રી અને સા૦ પાર્શ્વયશાશ્રીને લઈને જાપ માટે ગઈ. વીસ દિવસનાં જાપની શરૂઆત કરી. જાપ દરમ્યાન સમગ્ર વ્યવહાર, વાચન સ્થગિત રાખ્યું. છેવટે પુનઃ પ્રેરણા થઈ. દશ વૈકાલિકનું શું ? બસ, તે દિવસો દરમ્યાન રોજ બે, ત્રણ, તો

કોઈવાર ચાર પ્રકરણો લખવાનાં શરૂ કર્યા. જેમ પ્રકરણ લખાય, તેમ પૂજ્ય ગુરુદેવની સેવામાં મોકલાવવના હતાં. પૂજ્ય ગુરુદેવ વાચે, પૂ. ગુરુદેવ પ્રોત્સાહન આપતાં રહ્યા અને જાપ દરમ્યાન પચાસ પ્રકરણ લખાયાં. આમ, પ્રકરણોની સંપૂર્ણ કોપી સાધ્વી અર્હત-પદ્માશ્રીજીએ કરી અને અમે પૂજ્ય ગુરુદેવને વંચાવતાં રહ્યાં.

શ્રી દશવૈકાલિક સૂત્ર અંગેનું મારું આકર્ષણ પચીસ વર્ષ પુરાણું હતું.

## ગુરુ મુખે વાચના

વિ. સં. ૨૦૧૦ નું ચાતુર્માસ સિદ્ધક્ષેત્ર પાલીતાણામાં. અમારા પૂજ્ય ગુરુદેવે પૂ રત્નચૂલાશ્રીજી મ. સા. અને મને દશવૈકાલિકની વાચના આપવાનો પ્રારંભ કર્યો. વાચનાના પ્રારંભમાં પૂજ્ય દાદા-ગુરુદેવના આશીર્વાદ લેવા ગયા. પૂજ્ય દાદા ગુરુદેવે શુભાશિષ આપી કહ્યું, "દશવૈકાલિક સૂત્ર પરમ પવિત્ર આગમ છે. પૂ. સેન સૂરી-શ્વરજી મ. દશવૈકાલિકનાં ચાર અધ્યયનનો પાઠ કર્યા વગર જલપાન પણ કરતા નહિ વિક્રમ વિજય! તમને વાંચના આપશે, તમે ખૂબ ભણો." પૂજ્ય ગુરુદેવે (વિક્રમ સૂરીશ્વરજી મ) હૈયાનાં હીર વહાવી જ્ઞાનનાં દાન કર્યાં. ત્યારથી દશવૈકાલિકનું આકર્ષણ જાગેલ અને અમારા પૂ. દાદા ગુરુદેવે અંતિમ અવસ્થામાં શ્રી ઉત્તરાધ્યયન સૂત્રને ખૂબ પ્રધાનતા આપી હતી, તેથી આ બે આગમ ઉપર અનેરું આકર્ષણ રહ્યું છે.

અમારાં અનંત ઉપકારી તીર્થંકર પરમાત્માનાં પુણ્યની સ્મૃતિ-સમા દાદા ગુરુદેવ **લબ્ધિસૂરીશ્વરજી મ. સા.**, પૂ. દાદા ગુરુ દેવની પુનિત નિશ્રાથી મારો સંયમનો શૈશવકાળ ધન્ય બન્યો. પૂજ્યશ્રીની સ્મૃતિ થતાં શૈશવકાળનાં બાર વર્ષ (સંયમજીવનનાં) આંખ સામે તાદૃશ થાય છે. આંખો અશ્રુથી સભર બની જાય છે.

તે પૂજ્યશ્રીનાં અદૃશ્ય ચરણ–કમળમાં ભાવવંદના કરતાં એક જ નમ્ર વિનતિઃ "પૂ. દાદા ગુરુદેવ ! બસ આપનો ઉપદેશ અને મારા માટે સેવેલ જે ભાવો હતા તે સફળ કરવાની શું આ બાલિકાને શક્તિ ન આપો ?"

## ચિંતન કરો

અમારાં પૂજ્ય ગુરુદેવની સતત પ્રેરણાએ યુવાવસ્થામા પણ જ્ઞાનપિપાસા તીવ્ર રહી. અહમદનગરમાં એકવાર પૂજ્ય ગુરુદેવે એક મુનિને કહ્યું, "ચિંતન કર, વિનય સમાધિ કેમ ? તપ સમાધિ કેમ ? શ્રુત સમાધિ કેમ ! અને આચાર સમાધિ કેમ ?" બસ, ત્યારથી દશવૈકાલિક સૂત્ર અંગે એક માનસિક ચિતન ચાલતું હતું. આજે પૂજ્ય ગુરુદેવની કૃપાએ હૃદયમાં રહેલ શુભભાવ પત્ર પર સ્થિર થયા. મહામના મહાપુરુષોની તારકકૃપા દ્વારા જ મારા માટે અશક્ય તે શક્ય બન્યું. દશવૈકાલિકનું ચિંતન કરતાં સદૈવ એક જ ભાવ રહ્યો છે. ધ્યાનયોગમાં ક્યારે આગળ વધીશ ? ધ્યાન અને જાપમાં ખૂબ જ રુચિ અને આનંદની અનુભૂતિ થાય છે. મારો આત્મ–વિશ્વાસ છે ગુરુકૃપા દ્વારા સર્વ ક્ષેત્રમાં સિદ્ધિસાધક બની શકાય છે.

## વિવિધ રીતે ગુરુપૂજા

છેવટે ધન્ય દિવસ આવ્યો. વિ સં ૨૦૩૫ નાં જેઠ સુદ ત્રીજે પચાસ પ્રકરણ પૂજ્ય ગુરુદેવને અર્પણ કરી ભાવપુષ્પથી ગુરુ–પૂજા કરી શકી. આ પ્રસંગે શક્તિનાં સ્રોત અને જ્ઞાન–ધ્યાન–તપ–આરાધનામાં આનંદ અનુભવતાં અમારાં સાધ્વી મંડળને એક મંગલ પ્રભાને માર્ગ–દર્શન આપ્યું. આપણે પણ સૌએ ગુરુ–પૂજામાં કંઈક કરવુ જોઈએ

અમારાં વિદુષી વડીલ ભગિની પૂજ્ય રત્નચૂલાશ્રી મ. ને વિનંતિ કરી : તમે વિક્રમ–ભક્તામરનું સર્જન કરો. અમને સૌને

અનેરી પ્રેરણા મળશે. વિદુષી સાધ્વી નયપદ્માશ્રીજી! વિનય ઉપર પચાસ પાનાં લખાય તો લખો. સાધ્વી અર્હત્પદ્માશ્રીજી! તમે સુરેખ અને કલાત્મક અક્ષરોમાં ભક્તામર સ્તોત્ર આલેખો. ચિંતક સાધ્વી શુભ્રાંશુયશાશ્રીજી! દશવિધ ક્ષમા ધર્મ ઉપર પચાસ પાનાં લખાય તો લખો. સાધ્વી શીતાંશુયશાશ્રીજી! પંચ પરમેષ્ઠી ઉપર સંસ્કૃતમાં લખો. સાધ્વી પુનિતયશાશ્રીજી! તમે પંચાચાર ઉપર પચાસ પાનાં લખો, સાધ્વી તીર્થયશાશ્રીજી! તમે જૈન ધર્મની રૂપરેખાનું ઇંગ્લિશ ભાષામાં રૂપાંતર કરો.

આ તમારી સમક્ષ મારા મનોરથ છે. જો આ સર્જન થાય, તો ભવ્ય ગુરુપૂજા આપણે સૌ કરી શકીશું.

મારી તો ભાવના હતી, આ આલેખન હસ્તલિપિ જ રહે... પણ જિંદગીમાં જેણે સ્વનું કશું રાખ્યું નથી અને શાસન તથા ગુરુચરણે સર્વસ્વ સમર્પિત કર્યું છે, તેવા અમારા પૂજ્ય મોટા મ. **સર્વોદયાશ્રી મહારાજની** આંતરિક ઈચ્છા હતી. ગુરુપૂજાનાં નિમિત્ત પામીને લખાયેલ ગ્રંથ પ્રકાશિત થવો જોઈએ. શક્ય સૌની ઈચ્છાને સત્કારવી જોઈએ, તો ઉપકારીની આજ્ઞા કેમ અસ્વીકાર્ય કરાય? ઉપકારક તો સદા ઉપકાર કરતા રહે જ. તેઓની પ્રેરણાથી જ સૌજન્યશીલ શ્રી ખીમચંદભાઈ અને કંચનબેને હૃદયની હાર્દિક ભાવનાથી આ ગ્રંથ પ્રકાશનનો લાભ અમને જ આપો તેવી વિનંતિ પૂજ્ય ગુરુદેવને કરી.

### સંપાદન કાર્ય

પૂજ્યપાદ **ગુરુદેવ** ની તારક નિશ્રા એટલે શાસન-પ્રભાવના, શાસન રક્ષા અને જ્ઞાનનાં અખંડ આરાધન ચાલતાં જ હોય, સમય વીતતો ગયો. અલ્પજ્ઞાનનાં કારણે ત્રુટિ, અસ્ત-વ્યસ્તતા તો ખરી. પૂજ્ય-પાદ ગુરુદેવની આજ્ઞાથી અમારા પૂજ્ય ગુરુબંધુ- **રાજયશવિજયજી**

**મહારાજ** કે જે સદૈવ શાસનકાર્યમાં રત રહે છે, સાચે પૂજ્ય મુનિશ્રીનો મંત્ર છે, ગુરુદેવની આજ્ઞાનું નહિ, પણ અભિપ્રાયનું–ભાવનું આરાધન કરવાનું તેથી તેઓએ આ પચાસ પ્રકરણના લેખન સંપાદનનું કાર્ય સ્વીકારી એને ખૂબ જ સુંદર રીતે સંપાદન કરી આપ્યું.

## પ્રેસ કોપી અને સહાયકો

પૂજ્યપાદ ગુરુદેવ, પૂજ્ય મોટા મ. સા. ( **સર્વોદયાશ્રીજી** ) કોઈમ્બતુર પધાર્યા. હૈદ્રાબાદ–સિકંદ્રાબાદમાં પૂજ્ય ગુરુદેવની આજ્ઞાથી મારા વડીલ પૂજ્ય રત્નચૂલાશ્રીજી મ. તથા મારે પંદર ઠાણાને સ્થિરતા કરવી પડી. શાસન કાર્ય, શરીરની કંઈક પ્રતિકૂળતા, પ્રમાદ મારા મનની ભાવનાને સફળ થવા દેતો ન હતો, પણ પૂજ્ય રત્નચૂલાશ્રીજી મહારાજે કડક આજ્ઞા કરી. બસ, પ્રમાદ હટયો, પ્રયત્ન વિકસિત બન્યો. તે દરમ્યાન બુલારામ આવવાનું થયું. ત્યાંની શાંતિ અને રમણીયતાથી મન પ્રફુલ્લિત બન્યું. શરીર સાથ આપે તેવું લાગ્યું. ચાર દિવસમાં કાર્યને પૂર્ણ કરવાનું. સૌનાં સહકાર વગર અશક્ય અમારાં સાધ્વી મંડળમાંથી ઉત્સાહી સાધ્વી અર્હત્પદ્માશ્રી, શુભ્રાંશુયશાશ્રી, પુનિતયશાશ્રી અને પ્રજ્ઞપ્તિયશાશ્રીએ પ્રેસ કોપી કરવામાં ઉત્સાહ બતાવ્યો સૌ પ્રયત્નમાં લાગ્યાં. પણ પ્રજ્ઞપ્તિયશાશ્રીનો સહકાર પ્રશંસાને પાત્ર છે. આ સર્જન દ્વારા ખુશી થશે મારી લઘુભગિની સાધ્વી **શુભોદયાશ્રી** ને, જે છેલ્લાં કેટલાંક વર્ષોથી પૂ. ગુરુદેવની આજ્ઞાને આધીન થઈ પલ્લીવાલ ક્ષેત્રનાં ઉદ્ધારનું કાર્ય કરી રહેલ છે.

## ઉપસંહાર

છેવટે મને આજે સંતોષ છે. પ્રેરકની પ્રેરણા સફળ બની. દશવૈકાલિકનાં પચાસ પદ ઉપર જે ચિંતન થયું છે, તે ગુરુકૃપાનું ફળ છે. ઉપકારી તરફથી મળેલ અર્ધ્ય ઉપકારીની સેવામાં !

## આનંદ ગુરુની પૂજાનો !

હું તો પ્રમાદી છું. અજ્ઞાન અને ભાવવાહિતામાં ક્યાંય પ્રભુ શાસન અને મહાપુરુષનાં આશય વિરુદ્ધ લખાયું હોય, તો પ્રથમ ક્ષમા ! હાર્દિક ભાવે નમ્ર વિનંતિ, મારા પર કૃપા રાખી અવશ્ય દિશા સૂચન કરજો. બાકી કંઈ પણ સુંદર લેખન થયું હોય, તો તે ગુરુનાં આશીર્વાદનો સ્રોત છે.

## ઝંખના

એક જ ઝંખના છે, "**જો છન્દ મારા હૃદયે સ પુજજો**" ગુરુદેવનાં અભિપ્રાયને અનુસરવાની શક્તિ મળો. ગુરુચરણનાં આલંબન દ્વારા શાશ્વત સ્થાન તરફ આગેકૂચ કરું. "**જૈનં જયતિ શાસનમ્**"નો અનુપમ નાદ ગુંજિત બનો. એ જ અભિલાષાએ વિરમું છું.

શ્રી મહાવીર જૈન પાઠશાળા,
ખુલારામ, હૈદ્રાબાદ.
તા. ૧૮—૫-૮૧

દ : **પૂજ્ય સાધ્વી સર્વોદયાશ્રી મ.**
નિશ્રાવર્તી
**સાધ્વી વાચંયમાશ્રી**

# શ્રી દશવૈકાલિક સૂત્રની સાહિત્યયાત્રા

શ્રી દશવૈકાલિક સૂત્ર લેખિકા
પૂ. સાધ્વીશ્રી વાચંયમાશ્રીજી મ.

## એક સંક્ષિપ્ત પરિચય

જિનેશ્વર પ્રભુના શાસનમાં પાંચ પ્રકારનાં જ્ઞાનનું નિરૂપણ છે: મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન. તેમાં શ્રુતજ્ઞાન સ્વપર પ્રકાશક છે. શ્રુતજ્ઞાનના મુખ્ય બે ભેદ છે. (૧) અંગબાહ્ય અને (૨) અંગપ્રવિષ્ટ. અંગબાહ્ય શ્રુતજ્ઞાનના બે ભેદ છે. (૧) ઉત્કાલિક અને (૨) કાલિક.

શ્રી દશવૈકાલિક સૂત્ર અંગબાહ્ય ઉત્કાલિક શ્રુતજ્ઞાન છે. પ્રસ્તુત સૂત્રના રચયિતા પૂજ્ય ચૌદપૂર્વધર શય્યંભવ સૂરીશ્વરજી મહારાજા છે. પોતાના બાળપુત્ર મનકનું અલ્પાયુષમાં શીઘ્ર કલ્યાણ થાય તે માટે દિવસના અંતિમ પ્રહરમાં કંઈક સમય અવશેષ હતો, ત્યારે આગમોના મંથન દ્વારા દશવૈકાલિક સૂત્રની રચના કરી છે. મુનિ મનકના કાળધર્મ બાદ સમસ્ત સંઘની વિનંતીથી અલ્પમેધાવી; અલ્પાયુષ્ક વર્તમાન સમયના જીવોના કલ્યાણાર્થે સૂત્ર ચિરંજીવ કરાયું; અને કહેવાય છે કે પંચમ આરાના અંતિમ આચાર્ય ભગવંત દુપ્પહ સૂરીશ્વરજી મહારાજના સમય સુધી શ્રી દશવૈકાલિક સૂત્ર પ્રવર્તમાન રહેશે

શ્રી દશવૈકાલિક સૂત્રની નિર્યુક્તિની ચૌદમી ગાથામાં કહ્યું છે કે જિનપ્રતિમાનાં દર્શન વડે પ્રતિબોધ પ્રાપ્ત કરેલ મનકના પિતા દશવૈકાલિક સૂત્રનાં નિર્યૂહક **શ્રી શય્યંભવ ગણધરને** વંદન કરું છું.

"सेज्जंभवं गणधरं जिणपडिमादंसणेण पडिबुध्धं ।
मणगपिअरं दसवेकालियस्स निज्जूहगं वंदे ॥"

તે જ નિર્યુક્તિની ૧૬ મી તથા ૧૭ મી ગાથા કહે છે. દશ-વૈકાલિકનું નિર્યૂહન આ પ્રમાણે કર્યું છે.

આત્મ-પ્રવાહપૂર્વમાંથી ધર્મ પ્રજ્ઞપ્તિ નામનું ચોથું અધ્યયન, કર્મ પ્રવાહપૂર્વમાંથી પિંડેષણા નામનું પાંચમું અધ્યયન, સત્યપ્રવાદ પૂર્વમાંથી વાક્ય શુદ્ધિ નામનું સાતમું અધ્યયન; બાકીનાં અધ્યયન ૧ લું, ૨ જું, ૩ જું, ૬ ઠું, ૮ મું, ૯ મું અને ૧૦ મું અધ્યયન, નવમા પ્રત્યાખ્યાન નામના પૂર્વની ત્રીજી વસ્તુમાંથી ઉધ્ધૃત કરેલ છે.

**आयप्पवायपुव्वा निज्जूढा होई धम्मपन्नती ।**
**कम्मप्पवायपुव्वा पिंडस्स एसणा तिविहा ॥१६॥**
**सच्चप्पवायपुव्वा निज्जूढा होई वकसुद्धी उ ।**
**अवसेसा निज्जूढा नवमस्स उ तइयवत्थूओ ॥१७॥**

## વિષય સૂચના

શ્રી દશવૈકાલિક સૂત્રની નિર્યુક્તિની ૨૦ થી ૨૪ ગાથામાં અધ્યયનનાં વિષયોનું સ્પષ્ટીકરણ કર્યું છે.

| અધ્યયન | શ્લોકસંખ્યા | વિષય |
|---|---|---|
| ૧. દ્રુમપુષ્પિકા | શ્લોક ૫ | ધર્મ પ્રશંસા |
| ૨. શ્રામણ્ય પૂર્વિકા | શ્લોક ૧૧ | ધૈર્ય |
| ૩. ક્ષુલ્લકાચાર | શ્લોક ૧૫ | આચાર વર્ણન |
| ૪. ધર્મ પ્રજ્ઞપ્તિ ષડ્ | શ્લોક ૨૮ | આત્મ સંયમ અને |
| જીવનિકા | સૂત્ર ૨૩ | જીવ સંયમનો ઉપાય |
| ૫. પિંડેષણા | શ્લોક ૧૫૦ | ભિક્ષા વિશુદ્ધિ |
| ૬. મહાચાર | શ્લોક ૬૮ | વિસ્તૃત આચાર વર્ણન |

| | | |
|---|---|---|
| ૭ વાક્ય શુદ્ધિ | શ્લોક ૫૭ | વાક્ય શુદ્ધિ-ભાષાનો વિવેક |
| ૮ આચાર પ્રણિધિ | શ્લોક ૬૪ | આચારનું અનુપમવર્ણન |
| ૯ વિનય સમાધિ | શ્લોક ૬૨ | વિનયવર્ણન |
| | સૂત્ર–૭ | |
| ૧૦. સભિક્ષુ | શ્લોક ૨૧ | ભિક્ષુનું વર્ણન |

ચૂલિકા :

| | શ્લોકસંખ્યા | વિષય |
|---|---|---|
| ૧ રતિવાક્યો | શ્લોક ૧૮ | સંયમમાં અસ્થિરને સ્થિરીકરણ |
| | સૂત્ર–૧ | |
| ૨. વિવિક્તચર્યા | શ્લોક ૧૬ | વિવિધ મુનિચર્યાનુ વર્ણન |

पढमे धम्मपसंखा सो य इहेव जिणसासणम्मित्ति ।
बिइए विइए सक्का काउं जे एस धम्मोत्ति ॥२०॥

तइए आयारकहा उ खुड्डिया आयसंजमोवाओ ।
तह जीवसंजमोऽवि य होई चउत्थंमि अज्झयणे ॥२१॥

भिक्खविसोही तवसंजऽस्स गुणकारिठा उ पंचमए ।
छट्ठे आयाडुकहा महई जोग्गा महयणस्स ॥२२॥

वयणविभत्ती पुण सत्तमम्मि पणिहाणमट्ठमे भणियं ;
णवमे विणओ दसमे सामाणियं एस भिक्खुत्ति ॥२३॥

दो अज्झयणा चूलिय विसीथियथंते थिकरणमेगं ।
विइए विवित्तचरिया असीयणगुणाइरेग फला ॥२४॥

## ગૌરવભર્યું સ્થાન

શ્રી દશવૈકાલિક સૂત્ર જિનશાસનના ચાર અનુયોગમા ચરણ-કરણાનુયોગ પ્રધાન વિશિષ્ટ સૂત્ર છે. કોઈ પણ ધર્મ તેનાં વિશુદ્ધ પાલકનાં આચારબળથી જ વિસ્તૃત થાય છે, તેથી જૈનશાસનમાં દીક્ષિત બનતા જ મુનિને આચારાંગસૂત્રનાં શસ્ત્રપરિજ્ઞા અધ્યયનનો અભ્યાસ કરાવ્યા બાદ ઉપસ્થાપના (વડી દીક્ષા) અપાતી. હાલ પણ જ્યારથી શ્રી દશવૈકાલિકસૂત્રની રચના થઈ, ત્યારથી શ્રી દશવૈકાલિક-સૂત્રનાં ચાર અધ્યયનના અભ્યાસ બાદ ઉપસ્થાપના કરવામાં આવે છે. આ જ બતાવે છે કે જૈનશાસનમાં આ સૂત્રનું કેટલું ગૌરવ-ભર્યું સ્થાન છે.

શ્રી જૈન સઘમા માગલિક ઉચ્ચારણ વખતે દશવૈકાલિકનુ પહેલું અધ્યયન જ ઉચ્ચારવામાં આવે છે. પ્રાયઃ પ્રત્યેક સાધુ–સાધ્વી આ સૂત્રને કંઠસ્થ કરે છે કેટલાંય સ્વાધ્યાય–પ્રેમી, સાધુ-સાધ્વીજી મ. ચાર અધ્યયનનાં સ્વાધ્યાય બાદ જ પાણી વાપરે છે. છેવટે સત્તર ગાથાનાં સ્વાધ્યાય પહેલાં તો કોઈ પણ સાધુ–સાધ્વી આહાર કરતાં જ નથી

## પંચાંગીથી પૂર્ણ

શ્રી દશવૈકાલિક સૂત્ર પચાંગી પૂર્ણ છે. તેનાં ઉપર નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને અનેક ટીકાઓ છે. તેમાંથી મુખ્ય ઉપલબ્ધ સાહિત્ય નીચે મુજબ છે.

શ્રી દશવૈકાલિકસૂત્રની નિર્યુક્તિના ૩૭૧ શ્લોક છે. તેના રચ-યિતા દ્વિતીય ભદ્રબાહુસ્વામી છે. ભાષ્યની ગાથા ૬૩ છે. તે અજ્ઞાન કર્તૃક છે. વર્તમાનમા દશવૈકાલિકની બે ચૂર્ણી છે. એકનાં રચયિતા અગસ્ત્યસિંહસૂરીશ્વરજી છે. બીજી ચૂર્ણીનાં રચયિતા જિનદાસગણિ મહત્તર છે.

શ્રી દશવૈકાલિક સૂત્રની અવચૂરિ પણ છે. શ્રી દશવૈકાલિક-સૂત્રની અનેક ટીકાઓ છે, પણ વિશિષ્ટ અને અદ્વિતીય ટીકા છે ૧૪૪૪ ગ્રંથ રચયિતા આચાર્યપુંગવ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજની શિષ્યબોધિની ટીકા. પાપનીય સંઘના અપરાજિત સૂરિ યા વિજયાચાર્યની વિજયોદયા નામની ટીકા છે. (પરંતુ ઉપલબ્ધ નથી.) પૂજ્ય હરિભદ્રસૂરીશ્વરજી મ. રચિત ટીકાના આધાર ઉપરથી શ્રી તિલકાચાર્યે ટીકા બનાવી છે. શ્રી માણિકયશેખરની નિર્યુક્તિ દીપિકા ટીકા છે. શ્રી સમયસુંદરજીની દીપિકા ટીકા છે. શ્રી વિનયહંસજીની પણ ટીકા છે. શ્રી રામચંદ્રસૂરીશ્વરજી મ.નું વાર્તિક પણ ઉપલબ્ધ છે. અદ્યાપિ શ્રમણસંઘમા દશવૈકાલિક સૂત્ર ઉપર ચિંતન મનન ચાલુ છે અને તેનાં ઉપર ગ્રંથોનું સર્જન થયા કરે છે.

શ્રી દશવૈકાલિક સૂત્ર એક એવો અદ્વિતીય સંગમ છે, જેણે ચિંતામાંથી ચિંતન તરફ દોરી જાય તેવો અક્ષય ખજાનાનો મહાસાગર આપ્યો છે.

પૂજ્ય શય્યંભવસૂરીશ્વરજી મહારાજને અલ્પાયુષ્ક મુનિ મનકના હિતની ચિંતા થઈ અને દશ અધ્યયનની રચના થઈ; અને કલ્પસૂત્રમાં જેમના માટે વિશેષણ છે. '**પુત્રી તુલ્યા**' એવા યક્ષા સાધ્વીજી મ.ને પોતાના ખુદના આરાધકપણાની ચિંતા થઈ અને પ્રભુ સીમંધર સ્વામીના સમોવસરણમાં પહોંચ્યા. યક્ષા સાધ્વીજી મહારાજ એક આરાધક મહા મહત્તરા સાધ્વીજી હતા, તેથી પ્રભુ સીમંધર સ્વામી પાસેથી ચાર ચૂલિકા લાવ્યા, જેમાંથી બે ચૂલિકા દશવૈકાલિકમાં સ્થાપિત કરવામાં આવી.

## સૂત્રના અંતરંગ

સાચે જ ચિંતા જીવનને કોરી ખાય છે, ત્યારે હિતચિંતા કંઈ અનોખું-આગવું સર્જન કરે છે. પુત્રની ચિંતા અને સ્વની ચિંતા

ભિન્ન છે. યુગ-કાલ-લિંગ-અવસ્થાના ભેદ ભિન્ન હોય, તો પણ મહાપુરુષોની-ભવ્યાત્માઓની હિતવૃત્તિ-હિતચિંતા ભિન્ન નથી હોતી. એકે આગમ મંથન કર્યું...તો એકે મહાવિદેહ ક્ષેત્રમાં વિહરણ કર્યું, ...પણ...હિતનું આરાધન કર્યું. હિત અને મંગલની ભાવના જ મંગલ છે. કોઈ વ્યક્તિ કે કોઇ પ્રસંગને ઉદ્દેશીને પ્રારંભ થાય, પણ પછી તેના દ્વારા સર્વનું મંગલ થાય. મુનિ મનકના મંગલાર્થે સર્જન થયેલ દશવૈકાલિકસૂત્ર એકવીશ હજાર વર્ષ સુધી અવિરત મંગલનો સ્રોત બની અનેક સાધકને અધ્યાત્મના અમીપાન કરાવશે.

શ્રી દશવૈકાલિક સૂત્રની શૈલી ગદ્ય-પદ્યમય કાવ્યાત્મક છે. જ્યાં તેના શબ્દનો સંચાર થાય, ત્યાં આશ્રવના...કષાયના...ઇંદ્રિયના... યોગનાં તોફાન શાંત થવા લાગે છે. શ્રી દશવૈકાલિક સૂત્રની શબ્દ મધુરતા એના સ્વાધ્યાયમાં લીન બનનારા જ અનુભવી શકે છે. જેમ...

'મા' શબ્દ બોલતાં બાળક થાકતો નથી...કંટાળો અનુભવતો નથી.

પ્રેમી પ્રેમપાત્રના નામના પુનઃ પુનઃ સ્મરણમાં આનંદ અનુભવે છે.

તેમ સાધક મહાત્માઓ દશવૈકાલિક સૂત્રના સ્વાધ્યાયમાં એક અનોખી મસ્તી અનુભવે છે. દશવૈકાલિકનો સ્વાધ્યાય કરતા સાધકને જોઈએ ત્યારે લાગે કે...શું આ અમૃતનો આસ્વાદ કરી રહ્યો છે? અને જ્યારે શ્રી દશવૈકાલિકસૂત્રના અર્થ અને તેનું ચિંતન ચાલે છે, ત્યારે લાગે કે શું રત્નના ચાહકને રત્નની પ્રાપ્તિ થઈ રહી છે?

શ્રી દશવૈકાલિક સૂત્રના દશેય અધ્યયનો અર્થની દૃષ્ટિએ સાગરથી પણ અધિક વિશાળ અને ગંભીર છે મુનિ જીવનને લગતા દરેક પ્રશ્નોને આ સૂત્રમાં આવરી લેવામાં આવ્યા છે અને સાથે સાથે સુકોમળ ભાષામાં આત્માને સમાધાન થાય તેમ દરેક પ્રશ્નનો જવાબ આવરી લેવામાં આવ્યો છે.

શ્રી દશવૈકાલિક સૂત્રની પ્રથમ ગાથાનો અક્ષર 'ધ' અક્ષર-શાસ્ત્રના નિયમ મુજબ ઉત્તમ-લાભદાયક-સર્વ સુખદાયક-કલ્યાણદાયક અને વિજયકારક છે.

## મહામાંગલિક

શ્રી દશવૈકાલિકનુ પ્રથમ અધ્યયન અને તેની પ્રથમ ગાથા એટલે લાગે વિશ્વનો સાર.! ધર્મ-ઉત્કૃષ્ટ અને મગલ...આવા ત્રણ પ્રથમ શબ્દ જ વ્યક્તિમાં ઝંખના પેદા કરે.

કયો ધર્મ ઉત્કૃષ્ટ મંગલ...? તરતજ તેનું સમાધાન.

અહિંસા-સંયમ અને તપના ત્રિવેણી સંગમ સમો...!

ધર્મનું પાલન કરું તો શું...?

ત્રણ લોક તારા ચરણે..!

પ્રથમ શ્લોકનું ચિંતન જ માનવીને આકૃષ્ટ કરી દે છે, પછી બીજા શ્લોકો...બીજા અધ્યયનો વાંચન કરવા સાધકને-જિજ્ઞાસુને પ્રેરણા કરવી પડતી નથી. સાધકને પહેલાં જ શ્લોકમાં એવી લગની લાગે છે કે બીજા શ્લોક આપ મેળે વંચાઈ જાય છે અને સ્વેચ્છાએ દશવૈકાલિક સૂત્ર પર ચિંતન થઈ જાય છે.

આમ દશવૈકાલિક સૂત્ર સાધુતાના વિકટ રાહ પર એક નિકટનો ચિંતક મિત્ર બને છે હિતચિંતક સખા સમો બને છે અને પરમ અને ચરમ ઉપાદેય મોક્ષની પ્રાપ્તિમાં અનન્ય સહાયક બને છે!

બસ, મારા જેવા અનેક આત્માનું માર્ગદર્શન કરતો આ મહાવૈરાગ્યવાહી ગ્રંથ સહુનું કલ્યાણ કરો, એજ અભિલાષા.

# 'દશવૈકાલિક'–સાધુઆચારનો મહાગ્રંથ

કરુણાનિધાન પૂ. શય્યંભવસૂરીશ્વરજી મ. ના હૃદયમાં ભાવકરુણા લહેરી છે. પોતાના પુત્ર મનકને તેની માતાના ઉદરમાં હતો, ત્યાં જ છોડી, પૂ. શંય્યભવસૂરિજી મ. દીક્ષિત થયા હતા. બાળક મનક આઠ વર્ષનો થતાં પિતાને શોધવા નીકળ્યો. તેના પિતા તો જગતમાં મોજૂદ હતા, પણ માત્ર તેના પિતા રૂપે નહીં, જગતપિતા સાધુ રૂપે ! મનકે આ સાધુ બનેલ પિતાને શોધ્યા તો ખરા, પણ... પણ એ ભાવકરુણાના સાગરે તે પુત્રને પણ સંસારતારણી દીક્ષા આપી. દીક્ષા આપ્યા બાદ ભાવિ જોયું રે ! બસ ! બાલક માત્ર છ જ મહિનાનો મહેમાન છે. કોમળ આ બાળક સાધુપણાના કઠોરજીવનમાં છ મહિનામાં સાગર જેવાં શાસ્રોનો પાર કેવી રીતે પામશે ? અને શાસ્રનો મર્મ નહીં જાણે, તો સંસારને તરશે કેવી રીતે ?

ભાવકરુણાના સ્વામીને મૃત્યુની ચિંતા ન હોય, તેને ચિંતા હોય તેના આત્માના હિતની. મૃત્યુ બાદ પણ કયાં પહોંચશે તેની; અને તેથી જ ભાવકરુણાના નાયક સૂરિભગવંત પૂ. શય્યંભવ સૂરીશ્વરજીએ આ પુત્રની સંયમયાત્રા

સાર્થક બનાવવા અલ્પસમયમાં સફલ કરવા એક પુરુષાર્થ કર્યો. તમામ આગમ અને પૂર્વમાં રહેલ સાધુ આચારને બાલક સમજે એ રીતે સંગૃહીત કર્યો. અનેક આગમરૂપ પુષ્પોમાંથી એક સાધુ આચારના ફરમાનની માળા બનાવી. આ જ ગ્રંથ આજે જગતમાં દશવૈકાલિકના નામથી પ્રસિદ્ધ છે.

આ મહાન ગ્રંથ આમ તો સાધુજીવનના આચારને અનુલક્ષીને રચાયો છે, પણ તેમાં માનવજીવનનાં ત્રૈકાલિક સત્યો છે. શ્લોકે શ્લોકે માધુર્ય છે, શ્લોકે શ્લોકે ભાવ-કરુણાની ઝલક છે. શીઘ્ર આત્મહિત કરવા માટે દોટ મૂકી શકીએ તેવી એક નવી પગદંડી છે. આ પગદંડી પર હવે આપણે ચિંતનની ચકોર નજરે પા...પા ...પગલી માંડવાની છે.



# ૧. ધમ્મો મંગલ મુક્કિટ્ઠં



વિશ્વનો પ્રત્યેક વિચારક માનવ મંગલની ઝંખના કરે છે મગલની સાધના, મંગલના સંશોધન, મંગલની શરણાગતિ માનવીનુ લક્ષ્ય છે.

જેમ કસ્તુરીયો મૃગ સુગંધ માટે આખું જંગલ ફરી વળે છે. પણ ખુદની નાભિમા રહેલ સુગંધીને-કસ્તુરીને પીછાણી શકતો નથી અને અંતે થાકીને બૂમ મારે છે અરે! સુગંધ ક્યાં છે? તેમ માનવ પણ મંગલ માટે માર્યો માર્યો ફરે છે. કોઇ જ્યોતિષી પાસે દોડે છે. કોઇ હસ્તશાસ્ત્રી પાસે દોડે છે. કોઈ એકાક્ષી શ્રીફળની શોધ કરે છે. કોઇ દક્ષિણાવર્ત શંખની આગળ પાછળ ફેરા મારે છે અંતે ખોટુ ખોટું સાબિત થાય છે અને માનવ બરાડી ઊઠે છે મંગલ ક્યાં છે? હું મંગલનો ચાહક અને મને મગલ ના મળે?

જ્યાં સાચી ઝંખના છે ત્યાં કશું અશક્ય નથી સર્વ વસ્તુ સુલભ છે, દુર્લભ નથી પણ કરોડો ટન રેતી પીસો પણ તેમાંથી એક ટીપુ પણ તેલ ના જ નીકળે. સાચે તેલની જરૂરત હોય તો તલ જ પીસવા જોઈએ. પથરાળ ભૂમિમાં ગમે તેવા બીજ નાંખો અને પાણી સીચો ત્યાં પુષ્પ ન પાંગરે અરે! એકાદ અંકુર પણ નવપલ્લવિત ન થાય. સાચે પુષ્પની ચાહના હોય તો કાળી માટી અને ફળદ્રુપ ભૂમિમાં બીજ વાવવું જોઇએ પછી પાણી સીચો એકાદ રાત્રિમાં અંકૂરો નવપલ્લવીન થઈ જાય. અને બે ચાર દિવસમાં પુષ્પના પમરાટથી વાતાવરણ મઘ-

મધતું થઇ જાય. હજાર વાર હજાર ખોટી ચાવી ફેરવીએ તો તાળું ના ઊઘડે. તાળું ઊઘાડવું હોય તો એક જ સાચી ચાવી બસ છે. એક જ વાર ચાવી ફરશેને તાળું ઊઘડી જશે

માનવ!

સાચું કહી દે, જરા પણ વાર ન કર તારે મંગલ જોઇએ છીએ? નિર્ણય કરીને બોલ, ઉતાવળ ના કરતો ગેરબડ ના કરતો અંતરના ઉંડાણથી જવાબ આપ કે તારે શું જોઈએ?

મહાત્મા !

શું આપને મારી વાતમાં અસત્યનો સૂર લાગે છે? હું ખોટો લાગું છું? મંગલ માટે તો મેં સમસ્ત પૃથ્વીની પરિક્રમા કરી સાચું કહું છું. દશે દિશામાં ભમી વળ્યો પણ મંગલના દર્શન દુર્લભ છે. મહાત્મા પ્રતિજ્ઞાપુર્વક કહું છું. હું મંગલનો ચાહક છું. મંગલની પ્રાપ્તિ મારૂં ધ્યેય છે. બોલ તારી મંગલની વ્યાખ્યા? મંગલને સમજીશ નહિ તો મંગલના નામે અપમંગલનો આરાધક બની જઈશ.

**તારી મંગલની વ્યાખ્યા આવી જ ને?**
**સુખને કરે તે મંગળ અને દુખને હરે તે મંગળ**

પણ કોણ મંગળ? શ્રીફળ–સ્વસ્તિક–પુષ્પમાળ– બહારના જ પદાર્થ ને? બનવું છે ગણિતના પારંગત અને ભૂલ કરે છે એક, બે, ત્રણ ગણવામાં. મેળવવુ છે મંગળ અને ભૂલ કરે છે મંગલની વ્યાખ્યા સમજવામાં...

"જે દુઃખને કરે તે મંગળ નહિ પણ દુઃખને પેદા જ ન થવા દે તે મંગળ."

"જે સુખને કરે તે મંગળ નહિ પણ સુખની ચાહના ન થવા દે તે મંગળ"

"જે પાપને દૂર કરે તે મંગળ નહિ પણ પાપના અધ્યવસાય પેદા થવા ન દે તે મંગળ"

'જે રોગને દૂર કરે તે મંગળ નહિ પણ
અશાતાવેદનીય કર્મનો બંધ થવા ન દે તે મંગળ"

'જે મરણને રોકે તે મંગળ નહિ પણ
આયુષ્ય કર્મનો બંધ થવા ન દે તે મંગળ"

"જે કષ્ટોને કાપે તે મંગળ નહિ પણ
ભવના ભ્રમણને હટાવે તે મંગળ."

"જે અહિત ન થવા દે તે મંગળ નહિ પણ
આત્માને હિતમાં સ્થાપી દે તે મંગળ"

હવે, આપ જવાબ! મંગળનો ઉપાસક છે? મંગળ મંગળ કહી ફરતો હતો પણ મંગળને જાણતો નથી તેવું તો નથી ને?

મંગળ કોઈ પદાર્થ નથી અને પદાર્થને કોઈ મંગળ કહે તો તે ક્ષણવાર માટે છે. શ્રીફળ હાથમાં લઈને મળે તો મંગળ. પણ તે જ શ્રીફળ શિર પર લગાવે તો ખલાસ. મંગળના સ્પર્શ દ્વારા જ અપ-મંગળના શ્રીગણેશ શરૂ થઈ જાય.

મંગળ તારો આત્મા ના...ના...ભૂલ થઈ સર્વશ્રેષ્ઠ સર્વોત્કૃષ્ટ મંગલ તારો આત્મા.

શું તારો આત્મા મંગલ? અને તે પણ ઉત્કૃષ્ટ મંગલ શું દિવસે તારા દેખાડવા જેવી વાત કરો છો. હું મંગલ નહિ. પણ મંગળનો ઉપાસક.

ના...ના ભવ્યાત્મા! તું જ મંગલ, તારો આત્માજ ઉત્કૃષ્ઠ મંગળ પણ તારા આત્માને ત્રિવેણીના જળથી શુદ્ધ કરે તો?

જેનું આખું શરીર ગંદુ છે તે એક બિંદુ પાણીથી શુદ્ધ થાય? સ્વચ્છ થાય? ના. થાય. સ્નાન કરે પણ શરીર લૂંછે નહિ તો પાછી માટી લાગે અને ફરી ગંદો. શરીર લૂછે પણ પછી શરીર પર સુગંધી તેલ ના લગાડે તો સુવાસ ક્યાંથી પ્રગટે? જેમ મલિનમાંથી સ્વચ્છ થવા માટે પ્રત્યેક પ્રક્રિયા પૂર્ણ રૂપે કરવી જોઈએ તેમ મંગલ બનવા તારે ધર્મનું શરણ લેવું જોઇએ. ધર્મના શરણ વગર મગલ બનાય નહિ. ધર્મમય બને તો જ મંગલની પ્રાપ્નિ ધર્મ જ્યારે સાચા સ્વરૂપે સમજાય ત્યારે તેના ઓજસ જુદા હોય. જેમ મહેમાનના સત્કાર કરવાના. ભોજન. વસ્ત્ર, શય્યા, વચન અને દિલથી તેમ ધર્મના આચરણ પણ અંતરના આદર ભાવથી કરવાના. સ્વસ્વરૂપ સમજીને કરવાના

ધર્મના વિશિષ્ટ ત્રણ ભેદ ત્રણ ભેદ વગર ઉત્કૃષ્ટ ધર્મની આરાધના થાય નહિ તો ઉત્કૃષ્ટ મંગલની પ્રાપ્તિ થાય નહિ.

અહિંસા, સંયમ અને તપ ત્રણ ભેદથી ધર્મની જ્યારે આરાધના થાય ત્યારે ધર્મની પૂર્ણ રૂપથી આરાધના.

જેમ ગંગા યમુના અને સરસ્વતીનું જળ એકત્રિત થાય તો જ સંગમહે તીર્થ તેમ અહિંસા, સંયમ, તપનું આરાધન સાથે મળે તો જ ધર્મ ઉત્કૃષ્ક મંગળ—

ઉત્કૃષ્ટ મગલની પ્રાપ્તિ માટે અહિંસાનું પૂર્ણ પાલન જરૂરી કાયિક, વાચિક માનસિક રીતે હિંસાનો ત્યાગ કરવાનો. હિંસાનો ત્યાગ કર્યો પછી કાયાની દુષ્ટવૃત્તિ કે વચનનું દુષ્ટભાષણ કે મનના દુર્વિચાર જરા પણ ન ચાલે. જગતના કોઈ પણ જીવને દુઃખ કરાય જ નહિ. ચાહે તે જીવ પોતાનું સંરક્ષણ સમજે કે નહિ પણ તે સર્વ જીવના સંરક્ષણના વ્રત લીધા છે. તારાથી કોઈને માનસિક ક્લેશ પહોંચે તેવું

પણ અયોગ્ય વર્તન ન કરાય અને અહિંસા વ્રતના સંરક્ષણ માટે જ સંયમ જોઈએ. સયમ ન સ્વીકારે તો અહિંસાનુ પૂર્ણ પાલન ન થાય ! સંયમ એટલે સમભાવ સંયમ એટલે સારી રીતે કાબૂ કરવો કોની ઉપર કાબૂ કરવો ? પાપો આવવાના રસ્તા ઉપર ? મુખ્ય રસ્તા પાંચ હિંસા, જૂઠ, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ તેનો ત્યાગ કુલ પાપો આવવાના સત્તર રસ્તા–આશ્રવથી પાપ આવે, ઇંદ્રિયથી પાપ આવે, કષાયોથી પાપ આવે, યોગથી પાપ આવે. પાપના દ્વારા કર્મના દ્વાર બંધ કરવા, રોકવા તે સયમ–અહિંસા સંયમ દ્વારા શુદ્ધ થયેલ આત્મા તપની સુગંધોથી મઘમઘાયમાન બને. તપ દ્વારા પણ દેહને તપાવવાનો અને કર્મને પણ તપાવવાના ?

દેહ તપે નહિ તો કષ્ટની અનુભૂતિ થાય નહિ
કર્મ તપે નહિ તો નિર્જરા થાય નહિ.

આત્મા ખાવા પીવાની લપમાં પડે તો ભાન ભૂલે તેથી આહાર સંજ્ઞા–સ્વાદ લોલુપતા દુર કરવા બાહ્યતપ આદરવાનો અને આત્મગુણોનો વિકાસ થાય તે માટે અભ્યંતર તપ કરવાનો બાહ્ય અને અભ્યંતર બને તપ પ્રભુના ફરમાવેલા અથાશક્ય દરેકની આરાધના કરવાની ઉપેક્ષા એકની પણ નહિ કરવાની. અહિંસા સંયમ તપરૂપ ધર્મજ ઉત્કૃષ્ટ મંગલ અને આવો શ્રેષ્ઠ ધર્મ જે વ્યકિતમાં વસી જાય, ધર્મમય જે આત્મા બની જાય તે શ્રેષ્ઠ મંગલ.

જ્યાં મંગલમય ધર્મમૂર્તિ આત્મા ત્યાં દેવોના પણ નમસ્કાર દેવની આરાધના ઉત્કૃષ્ટ ધર્મીએ નહિ કરવાની ઉત્કૃષ્ટ ધર્મની ઉપાસના દેવ તેની ચરણરજ દ્વારા દેવ ધન્ય બને ધર્મી આરાધના કરે દેવાધિદેવની આજ્ઞાનો ..

બાલ મનક !

તું ધન્ય છે. કૃતપુણ્ય છે. પિતાને શોધવા નીકળ્યો પણ પ્રાપ્ત કર્યા પરમપિતાને જિનેશ્વરને, પ્રાપ્ત કર્યું. ઉત્કૃષ્ટ મંગલને અંતે મંગલને પામી તું મંગલસ્વરૂપ પ્રાપ્ત કર. એજ ચાહના છે સંયમી પિતાની...

શય્યંભવસૂરિ મ. !

આપ પણ મંગલ. આપના પુત્ર પણ મંગલ. આપનું બનાવેલું દશવૈકાલિક પણ મંગલ. અમે પણ આપના આદેશનું પાલન કરીશું તો આપના જ પુત્રને! મનક માટે બનાવેલ દશવૈકાલિકના અમે પણ અધિકારી.

બસ હવે એક જ વિનંતિ અમને પણ મંગલ બનાવો...
અમારા પણ મંગલ કરો...



# ૨. મહુગાર સમા બુદ્ધા



જગતનો પ્રત્યેક વ્યવહાર વિશેષણથી જ ચાલે છે. વિશેષ્યની ઓળખાણ વિશેષણ દ્વારા જ થાય છે. વ્યાકરણકારો કહેશે જે વિશેષ્યમાં વિશિષ્ટતા પેદા કરે તે વિશેષણ

વ્યવહાર શાસ્ત્રના અનુભવી કહેશે જેવા વિશેષણ વાપરશો તેવી વ્યક્તિ બનશે. ત્યારે ધર્મશાસ્ત્રકાર કૃપાળુ હૃદયે કહે છે. યોગ્ય વ્યક્તિ માટે તેની આત્મિક યોગ્યતાને શબ્દ દ્વારા રજુ કરવા વિશેષણ માત્ર સાધન છે.

ત્યાગી વૈરાગી સંત–સાધુ અંગે અનેક વિશેષણ વપરાય છે. અનેક વિશેષણો સંશોધન પામી રહ્યા છે, ત્યારે સાધુજીવનની એક આગવી યોગ્યતાને વ્યક્ત કરતુ અદ્‌ભૂત વિશેષણ છે. " મધુકર સમાન "

સાધુતાનો પ્રારંભ પણ મધુકર સમાનવ્રતથી સાધુતાની સાધના પણ મધુકર સમાન વ્રતપાલનમાં મધુકર સમા વ્રત સિવાય સાધુ સંસારી.

મધુકર સમા વ્રત સિવાય સાધુતાની સાધના અશક્ય.
મધુકર સમા વ્રત સિવાય સાધુતાની સુવાસ નહિ.

સાધુને અનેક વિશેષણથી નવાજતાં પહેલાં પૂ. શય્યંભવસૂરિ મહારાજ " મહુગાર સમા " કેમ કહે છે ? એમના એ શબ્દોમાં સાધનાની અદ્વિતીય ગહનતા છે.

" ભ્રમરને કોઇ ઘર નહિ, સાધુને કોઇ ઘર નહિ '
" ભ્રમરને સમસ્ત પૃથ્વી પોતાની, સાધુને સમસ્ત પૃથ્વી સ્વની '
" ભ્રમરને કોઈ સ્વજન નહિ, સાધુને કોઇ સ્વજન નહિ "

" ભ્રમરને સુગંધથી મહેંકતા પુષ્પમાં કોઇ પરજન નહિ, સાધુને ધર્મભાવથી શોભતાં ગૃહસ્થમાં કોઇ પરજન નહિ "

ભ્રમરને પોતાના આગમનની વધાઇ આપવાની નહિ પણ પ્રકૃતિ વિકસિત બની ત્યાં પહોંચી જવાનું, સાધુને પણ પોતાના આગમનની નોંધ કરાવવાની નહિ પણ... " કાલેણ નિકખમે ભિકખુ " ગૃહસ્થને ત્યા ભિક્ષાનો કાળ થાય ત્યારે પહોંચી જવાનું.

ભ્રમર જ્યાં જાય ત્યાં પોતાના આગમનને સૂચિત કરવા ગુંજારવ કરે, સાધુ જ્યાં જાય ત્યાં ધર્મલાભનો મધુરો ગુંજારવ કરે.

ભ્રમર વિકસિત પુષ્પનો રસ ગ્રહણ કરે, સાધુ ગૃહસ્થ માટે બનેલ આહાર ગ્રહણ કરે ભ્રમર પુષ્પમાંથી રસ ગ્રહણ કરે પણ પુષ્પને પીડા ન કરે, સાધુ ગૃહસ્થને ત્યાંથી ભિક્ષા ગ્રહણ કરે પણ પુનઃ છ કાયની વિરાધના થાય તેમ નહિ

ભ્રમર પુષ્પમાંથી રસ મળે તેમાં જ સંતોષ માને. ભ્રમર પુષ્પરસ સિવાય કંઇ લેવા ન ઝંખે, સાધુ નિર્દોષ આહાર સિવાય કંઇ પણ લેવા ન ઝંખે, ભ્રમર આજની આજીવિકા આજે જ પુષ્ટ કરે પણ વધુ ગ્રહણ ન કરે. અને ફેંકે પણ નહિ સાધુ પણ રોજની જે સમયે જેટલી જરૂર હોય તેટલી ' 'કુકખી સંબલસ્સ ' વૃત્તિ રાખે પણ તેને નહિ કાલની ચિંતા કે નહિ સાંજની પણ ચિંતા.

પુષ્પનો રસ તો મધમાખી પણ પીવે છે અને ભ્રમર પણ પીવે છતાં સાધુને મધમાખીની નહિ, ભ્રમરની ઉપમા કેમ ?

મધમાખી સંગ્રહ કરવા પુષ્પરસ પીવે છે પણ ભ્રમર આજીવિકા માટે રસ પીવે છે, તેમ સાધુ શરીરની પુષ્ટિ નહિ પણ સંયમજીવનની પાલના માટે ભિક્ષા લે છે.

ભ્રમર રસ પીધા પછી ગુંજારવ કરતો દૂર-સુદૂર ચાલ્યો જાય, સાધુ આહાર લીધા પછી ધર્મલાભ કહી મોક્ષમાર્ગની સાધના માટે અપ્રતિબદ્ધ વિહારના ક્રમે આગળ વધે.

વિશ્વમાં વિવિધ ધર્મો છે. કેટલાક ધર્મોએ આત્માના પ્રકટીકરણ માટે અંતિમ લક્ષ્યમાટે સાધુતાની આવશ્યકતા સ્વીકારી છે. પણ વિશ્વમાં વીતરાગના એક ધર્મે સ્પષ્ટ કહ્યું છે કે સાધુતાની પ્રાપ્તિ વિના મોક્ષ અશક્ય છે. મોક્ષ માટે સાધુતા અનિવાર્ય છે. સાધુતાની પ્રાપ્તિ માટે સાધુ બનવું સ્વાભાવિક રીતે જ જરૂરી છે સાધુતા સૌએ કહી પણ સાધુતાના પાલનમાં પૂર્ણ નિયમો પૂર્ણ પણે કયાય નહિ મળે. વીતરાગતાના શાસને સાધુતા પ્રરૂપી, સાથે જ સાધુતાની સાધનાના પૂર્ણનિયમોની સુંદર સુરેખા આપતાં ધર્મગ્રંથો બનાવ્યા

મોક્ષની સાધનાનો પ્રારંભ શરીરમાં રહેલો આત્મા કરે છે. સાધક શરીરને મોક્ષની સાધનાનું અંગ બનાવી દે છે. મોક્ષ સાધનાનું સાધન શરીર છે એટલે શરીરનું જતન કરવું પડે. પણ... **જતન એટલે જતન. લાડકોડ અને લાલન પાલન નહીં. શરીરની શક્તિ જાળવી રાખવાની તેના પરની આસક્તિને ફગાવી દેવાની.**

મોક્ષની સાધનામાં સહાયક શરીર, તે શરીરનું રક્ષણ આહાર દ્વારા... એટલે સાધુને માટે આહાર વિધિ સૌથી વધુ આવશ્યક.

આહારની અસર શરીર અને મન પર તેથી જ જૈનાગમોએ સુક્ષ્મ તેમજ વિશદ વિવેચન આહાર વિધિ માટે કર્યું છે. વિશાળ જૈનાગમ

તેનો અભ્યાસ તેનું રહસ્ય કોઈ પુણ્યાત્મા જ મેળવી શકે...પણ માત્ર કરૂણામૂર્તિ પૂ. શય્યંભવસૂરિ મહારાજ જે દશવૈકાલિક સૂત્રના પ્રથમ અધ્યયનમાં હજારો મુખ્ય નિયમોને...લાખો પેટા નિયમને આવરી લેતા એક વિશેપણ વાપર્યું. "મહુકાર સમા બુદ્ધા" જે વિશેપ સાધુતાની અનેક આંતરિક સંપત્તિનું વિભૂતિનું અનુપમ દર્શન કરાવે છે.

મોક્ષ અંતિમ લક્ષ્ય

મોક્ષની પ્રાપ્તિ ધર્મદ્વારા

ધર્મનું પૂર્ણ પાલન સાધુ જીવનમાં

સાધુતાનું સાધન શરીર

શરીરનો રક્ષક આહાર.

મોક્ષના સાધક માટે જ્યારે આહાર અનિવાર્ય બને છે. ત્યારે આહાર ગ્રહણ અને આહારના ઉપભોગ અંગે પણ કડક નિયમો જરૂરી બને છે ત્યારે વાત્સલ્યમૂર્તિ પૂ શય્યભવસૂરિ મહારાજ જે ભિક્ષાઅંગેના અનેક નિયમોને એક નાનાશા વિશેષણમાં સાંકળી લીધા...
"મહુકાર સમા બુદ્ધા"

આહાર જેવી જીવનની અનિવાર્ય જરૂરિયાત અંગે પણ મધુકર સમ કઠોર વ્રત...

તો...

સાધુ જીવનના પાલનમાં કેટલા ઉત્સર્ગ અને અપવાદની આવશ્યકતા... કેટકેટલી ચીજના ત્યાગની અનિવાર્યતા, કેટકેટલા જ્ઞાન ધ્યાન અને ગુરુગમની આવશ્યકતા, ગુરુગમદ્વારા મેળવેલ જ્ઞાનને સાચવવા સ્વાધ્યાયની કેટલી આવશ્યકતા–અને વિકથાનો ત્યાગ કેટલો જરૂરી આવા અનેક વિચાર પ્રવાહનો સમાવેશ પૂ. શય્યંભવસૂરિ મહારાજનું એક વિશેષણ "મહુકાર સમા બુદ્ધા" માં થઈ જાય છે

પાંચ જ ગાથાનું આ પહેલું અધ્યયન એક અનોખી મહત્તા રાખે છે! સાધુ ભગવંતો આ પાંચેય ગાથાનો તેરસ આદિના માંગલિક પ્રતિક્રમણમા પણ માંગલિક સ્વાધ્યાય સજ્ઝાય તરીકે ઉપયોગ કરે છે.

આ પાંચ ગાથાઓના પ્રભાવ વિષે અનેક માન્યતા છે. આ ગાથાઓ પરથી સુવર્ણસિદ્ધિના કલ્પો રચાયા છે! પણ નાનકડું આ અધ્યયન ગંભીરતાપૂર્વક વિચારવામા આવે તો બાકિના નવ અધ્યયન આજ ભાવોનો વિસ્તાર છે પણ અધ્યાત્મના પિપાસુઓ માટે એ પિષ્ટ પેષણ નથી પણ ઇષ્ટ પોષણ છે.



# ૩. કામે કમાહી

૨૯

એક ને નહીં અનેકને, અનેકને જ શા માટે? સર્વને જીવન દુ:ખમય ક્યારેક લાગ્યુ છે! કેટલાકે તો દુઃખને જીવનનો પર્યાય માન્યો છે. બનાવી લીધો છે...

દુઃખના ડુંગરો તો શું, પણ દુઃખના કંકર પણ માનવ સહન કરવા તૈયાર નથી. યોગી કે ભોગી ..શેઠ કે સંત...દેવ કે નારક સહુને દુઃખના ડુંગર ઓળંગી જવા છે? પણ થોભો...દુઃખને ઓળંગવાની જરૂર નથી...દુઃખના દરીયાને બાંધવાની જરૂર નથી. એ પ્રયત્નો કદી સફળ થવાના નથી. દુઃખને કૂદીને દુઃખ ઓળંગાઇ ગયું હોત તો આજ ક્યાંય દુઃખહોત જ નહીં. ક્યાંય... કોઈ દુઃખી હોત જ નહીં. એટલે સાચો રસ્તો...દુઃખને ઓળંગી જવાનો રાજમાર્ગ શય્યંભવસૂરિજી મહારાજ ફરમાવી રહ્યા છે...

**દુઃખને નહીં દુ:ખના મૂળને ઓળંગ**

**દુઃખનું મૂળ છે કામના...ઈચ્છા...અભિલાષા.**

શય્યંભવસૂરિ મહારાજ બાલમુનિ મનકને કહે છે તું ચાલ નહિ પણ ઓળંગી જા. વાત્સલ્યનિધિ પિતા ખુદના એકના એક વ્હાલસોયા પુત્રને પ્રવ્રજિત બનાવી મુનિજીવનની મહત્તા સમજાવતા સાધનાની ઉચ્ચ ભૂમિકા પર લઇ જતાં એક સેનાપતિની કઠોરતા લાવી સૈનિકને જે

સીનતા તમને પ્રશ્ન પૂછવા પ્રેરશે બેન! ફૂલથી ય કોમળ પુત્ર છે પછી દુઃખ કેમ? કર્મનું વરદાન અને શ્રાપ સાથે જ મળ્યા. સુંદર પુત્રની માતા પણ જન્મથી હાર્ટનું દર્દ છે. જન્મથી શ્વાસ લેવામાં પરાધીન.

સુંદર કહેવરાવવામાં પંચેન્દ્રિયની પૂર્ણતા સાથે નિરોગી શરીર જોશે.

નિરોગી શરીરવાળા કઈંક ૧૪-૧૫ વર્ષના શકિતના ધોધ સમા કિશોરોને તમે બાલ ગુનેગાર ગૃહમાં જોશો? આમ કેમ? માતાપિતાનો વિયોગ... સમાજની ઉપેક્ષા, કામ કરવાની શરમ, મોજ મજાક કરવાની ઘેલછા અમને અહીં લઈ આવી.

જરા ફૂટપાથ પર નજર કરો વહેલી સવારથી મોડી રાત સુધી શ્રમ કરનાર શ્રમજીવીને પૂછો...કેમ ભાઈ? શ્રીમંતો લોહી પી જાય છે લોહીનું પાણી કરીએ. અમારો શ્રમ અને તેમના તાગડધિન્ના

અદ્યતન સર્વ સામગ્રીથી સજ્જ શીત ઘરમાં બેઠેલો શ્રીમંતને પૂછો કે તમે સુખી? મારા સુખને પૂછશો નહિ, મારી વાત જાહેરમાં ચર્ચાય તેવી નથી. મારા કરતા મારો પહેરેગિર મુકત હાસ્ય કરી શકે છે. ખુલ્લામાં તાપમા નિંદ લઇ શકે છે. ભાઇ આ સામગ્રી સાધન અને સગવડ અને ધનના ઢગલાં વચ્ચે મારૂં સુખ તો હાથતાળી દઈને મૃગજળની જેમ કયાંય ભાગી ગયું છે. છતાં પણ સુખની ઇચ્છા છોડયા વગર હું સુખની ઇચ્છાથી અવિરત જાગૃત બની પ્રયત્ન કરૂં છું પણ...

બોલતાં બોલતાં મોઢું લાલ થઇ ગયું. અતિ દુઃખના કારણે આંખે આંસુના તોરણ બંધાઈ ગયા પણ આંસુ ન પડયાં.

સમસ્ત વિશ્વના સમસ્ત પ્રાણી દુ.ખી શા માટે? **ઈચ્છાની ભયંકર ભૂલાવળનાં કારણે જ.** ઇચ્છાની કયારે પણ પૂર્ણાહુતિ થતી નથી. **એક ઈચ્છાની તૃપ્તિ અનેક ઈચ્છાને જન્મ આપીને જ જાય.**

સાપ ઇંડા મૂકે ત્યારે હજારો અને લાખોની સંખ્યામાં જ. ઇચ્છાની તૃપ્તિ કરવા જતાં માનવ મલકાય છે...આ ઇચ્છા પૂર્ણ થતાં તો સુખી થઈશ પણ તેને ખબર નથી ઈચ્છા કયારે પણ એક નથી આવતી એ તો રાવણની રાક્ષસી માયા છે. અનેક રૂપોમાં પ્રગટ થયા કરશે પારાને પકડવા જઇશ તો હજાર ઠેકાણે રેલાઇ જશે તેમ ઇચ્છા પણ અનેક રૂપો કરીને તમને હેરાન કરશે

વિશ્વના એક ગરીબમાં ગરીબ ભિખારીથી માંડી રાજમહાલયમાં નિવાસ કરતાં રાજા સુધી સૌના દુઃખના કારણ તપાસ...એક જ જવાબ મળશે. **ઈચ્છાને સંયમિત ન કરી શકયા. ઇચ્છાને પૂર્ણ કરવા ગયા તેથી જ દુઃખી થયા.**

શય્યંભવસૂરિ મહારાજ અનંત દુઃખોનાં અનંત યાતનાના મૂળ બીજને જાણે છે, બાલક મનકને લઘુવયથી એક અમૃત સીંચે છે, બેટા...! **કમિયં ખુ દુકખ**

કોઇપણ પદાર્થની પ્રાપ્તિ કયારે પણ સુખી નથી કારણ કે કોઈ **પણ પદાર્થ...કોઇપણ અનુકૂળતા કોઈપણ સાધન મળે તે પુણ્યના ઉદયથી પણ...**

**સાધનની અભિલાષા...આશા ઈચ્છા ઝંખના મોહનીય કર્મના ઉદયે.**

**કર્મ માત્ર એક દુઃખ...કર્મનો ઉદય માત્ર એક સજા** તો કર્મનો સર્જક મોહ ભયકર દુઃખ...ઇચ્છા મોહનીય કર્મના ઉદયે. **ઓ શિશુ!**

તું ઇચ્છાને ઓળંગી જા... દુઃખનો ભયંકર સમુદ્ર પાર પામી જઈશ.

શય્યંભવસૂરિ મહારાજે શિશુ મનકને ઇચ્છા ઓળંગવાના બહાને મોહનીય કર્મ સામે જંગ ખેલવાનું આહ્વાન કર્યું છે.

આ મનક !

મોહના જગને જીતી જા, બસ પછી તો અજેય વીર બનીશ.

હિતસ્વી પિતા સિવાય આવાં હિતશિક્ષાનાં અમૃત ક્યાંથી મળે? મન લલચાય છે...પણ આવા પિતાના ખોળા ખુંદવા...જેમણે પારણામાંથી મોહનીય કર્મ સામે જંગ જમાવવાનાં અભેદ્ય વ્યૂહ દેખાડયા છે ..



# ૪. સંજમં નિહુઓ ચર *

પ્રતિક્ષણ–પ્રતિપળ જગત્‌માં કર્માધીન પ્રાણીના જન્મ અને મરણ થાય છે જગતે પણ તે લોકસ્થિતિને સહજ સ્વીકારી લીધી છે. છતાં જગત્ સ્મૃતિ કરે છે. ખુદના સ્નેહી જનથીય અધિક આપ્ત જનની. જગત્ ક્યારે પણ ભૂલતું નથી એવા મહાપુરૂષોને જેણે જીવન જીવી જાણ્યું છે.

કેટલીક વ્યક્તિ જીવનને પૂર્ણ કરે છે. કેટલીક વ્યક્તિ જીવનને ઉજાગી જાણે છે જીવનને પૂર્ણ કરવામાં કોઇ મહાનતા નથી. જીવનને ઉજાગવામાં કોઈ ભવ્ય ધ્યેયની પૂર્ણાહુતિની જરૂર પડે. કોઈ પદ, સત્તા, સ્થાન મળવા સહેલા છે પણ તે સ્થાન ટકાવવા અઘરા છે તે સ્થાનોને શોભાવવા તો દુર્લભતમ છે

કોઈપણ ચીજની પ્રાપ્તિ પુણ્ય પર આધારિત છે પણ તેને શોભાવવી તે પુરૂષાર્થને આભારી છે. એકલો પુરૂષાર્થ ન ચાલે ઉત્સાહ યુક્ત માર્ગ તરફનો પુરૂષાર્થ જોઇએ...

" મનક ! તું કેવો પુણ્યશાળી છે જિનેશ્વર ભગવંત જે માનવ-જન્મને દુર્લભ કહે તે માનવનો જન્મ તને મલ્યો જેના મૂલ્ય ના થાય તેવા આર્યદેશ આર્યકુલ પંચેન્દ્રિયપૂર્ણ નિરોગી શરીર. શાસ્ત્રશ્રવણ દુર્લભ શ્રદ્ધા અને દુર્લભતમ સર્વશ્રેષ્ઠ ચારિત્ર તને બાલઉંમરમાં મલ્યું. તારા પુણ્ય પાસે અમારું પુણ્ય ઘણું વામણું છે તું જે ચારિત્ર પામ્યો છે તેની વિચારણા અમે કરીએ સદૈવ આનંદ સાગરમાં સ્નાન કર્યા કરીએ...

પણ...તારક પરમાત્માએ યમ નથી બતાવ્યા એ ખ્યાલ કરજે યમ એટલે ઇંદ્રિયોને બળાત્કારે કાબુમાં રાખવી આંખ ભૂલ કરે તો ફોડી નાંખવી. હાથ ચોરી કરેતો કાપી નાંખવા .. આવી વાતો સર્વજ્ઞના શાસનમાં ન હોય...આ તો બધી તાપસોની વાતો . આ પણ એક આત્મહત્યાનો પ્રકાર છે આત્મહત્યાને નોતરનારૂં કુકર્મ છે. તેમાં કદાચિત્ પશ્ચાતાપનો ભાવ હોઇ શકે છે પણ તે અજ્ઞાનપૂર્ણ આવેગ છે તેમા પુનરુત્થાનની કોઇ યોજના નથી સર્વજ્ઞનું શાસન અસત્‌ના વિસર્જન પૂર્વકજ સત્‌નું સર્જન કરવામાં માને છે.

.જિનશાસનમાં સ્વપ્નમા પણ બળાત્કારની વાત નહિ, આ શાસન જ્ઞાનપ્રધાન છે. સમજ પ્રધાન છે. હુકમ પ્રધાન નહિ પણ ઉપદેશ પ્રધાન છે.

વીતરાગના શાસનમા ગુરુદેવો પણ શિષ્યને ઉપદેશ આપે છે, પ્રેરણા આપે છે અને આદેશ ઝંખતાને આજ્ઞા ફરમાવે છે શિષ્ય કહે, ' ઇચ્છુ છું '' મારી પર કૃપા કરો મહાવ્રત આપો તોજ જીવનભરના વ્રત ઉચ્ચરાવે... અરે નવકારશી જેવું પચ્ચકખાણ પણ શિષ્યની ઇચ્છા વગર ના આપે

ગુરુનું કર્તવ્ય શિષ્યને-શ્રોતાને ધર્માભિમુખ કરવાનું છે શિષ્યનું કર્તવ્ય ગુરુના ભાવને પણ આજ્ઞાતુલ્ય માનીને અનુસરણ કરવામાં છે.

મનક ! તું યમી નહિ તુ સંયમી યમી માત્ર વિનાશક હોય સંયમી શુભનો સર્જક પણ હોય, યમી ઇંદ્રિયની દુષ્ટતા માત્ર ને જ જાણે છે તેથી ગભરાય તેનો નાશ કરે છે.

સંયમી ઇંદ્રિયોની સાધકતા શ્રેષ્ઠતા પણ સમજે છે એટલે તેનાથી ગભરાયા વગર સમજી વિચારીને તેને ખુદની સાધનાના સાધન બનાવે છે.

કહેવાય છે West માંથી Best ના સર્જન કરવાની કળા કોઇમાં હોતી નથી એવા સર્જનને કરનાર સર્જક અનોખો...

ઇંદ્રિયોને આધીન બનનાર અનેક ભોગપિપાસુ..

ઇંદ્રિયોને માત્ર દમન કરી યમી બનનાર અનેક અજ્ઞાની...

ઇંદ્રિયોને આત્મતત્વની સાધનાના સાધન બનાવનાર પ્રભુના સંયમી મહાત્માઓ...

કોઈ બાળક કોઇ મૂરખ કોઇ અજ્ઞાનીના હાથમા જરા તલવાર આપો પછી જુઓ. જે તલવાર રક્ષણ હતી તેજ ઉપયોગ કરતાં ન આવડે તો ભક્ષક બને. વિષને અમૃત બનાવવા કોઇ અનોખી પ્રક્રિયા જોઇએ માત્ર યમ નહીં પણ સમ્યક્ યમ્ સંયમી જોઇએ. ઈંદ્રિયો જે સાધનામાં તોફાન મચાવનાર છે તેજ ગુંડા પાર્ટીને સાધનાના રક્ષણની જવાબદારી સોંપવી તે કેટલું સાહસભર્યું કામ છે.

આ કાર્યમાટે કુનેહ પણ જોઇએ ને સાહસ પણ જોઇએ સંયમી સાધુ ઇંદ્રિયના સેનાપતિ મનને, જ્ઞાન ધ્યાન આત્મવિચારણા સોંપી દે પછી મન ઇંદ્રિયોને કામ સોંપી દે...મારા આટલા કાર્યો તારે કરવાના છેપરોપકાર... તીર્થયાત્રા પૂજ્યસ્તુતિ...શાસ્ત્રપાઠસુગંધ-દુર્ગંધના પુદ્‌ગલોનું ફકતજ્ઞાન જિનદર્શન-શાસ્ત્રવાચન, જીવદયા સદ્‌ગુણશ્રવણ-શાસ્ત્રશ્રવણ કરો મારે ખાસ જરૂરી છે. મારી વફાદાર સેના સદૈવ સેનાપતિના હુકમને અનુસરે છે. જે ઈંદ્રિયો સાધનામાં વિઘ્ન કરતી હતી તેનો સેનાપતિ મન આત્મરાજને શરણે ગયો, કારણ તેને વિચારવાની ધ્યાનની, ચિંતનની, બહુમોટી જવાબદારી મળે. ઇંદ્રિયસેના તો મન સેનાપતિનો જ આદેશ પાળનારી છે. સંયમી આત્માનો મન સેનાપતિ કદિ પોતાની ઇંદ્રિય સેનાને અયોગ્ય આદેશ આપતો નથી.

મહાત્મા મનક ! આનું નામ સંયમ, જીવનભરના સાવદ્ય પાપના ત્યાગ, આ જીવન પંચમહાવ્રતના પાલન અને ઇંદ્રિયને સારીરીતે સાધનામાં સહાયક બનાવવા તું તત્પર બન્યો છે, તારી પ્રશંસા હું એકલો ના કરૂં. તીર્થંકર પરમાત્મા પણ કરે ઈંદ્રિયો વિકસિત બને તે પહેલાં સાધના પ્રારંભી. નિર્દોષ ગોચરી દ્વારા તારું શરીરપુષ્ટિ પામ્યું. તારા લોહાના કણકણમાં પવિત્રતા વ્યાપી અને તેના દ્વારા ઈંદ્રિયોનો વિકાસ સાચે તારી ઈંદ્રિયો ભોગેન્દ્રિય નહિ પણ જ્ઞાનેન્દ્રિય બની તારા હૈયાની પવિત્રતા એટલી. અપૂર્વ હશે. વિલાસી અને વ્યભિચારી તારી નજીક આવી નહિ શકે, અને કોઈ વિલાસી વ્યભિચારી આવશે તો જરૂર તારી પવિત્રતા દ્વારા તેના પાપ ધોવાઇ જશે. તારી પાસે પાપાત્મા આવવાની હિંમત નહિ કરે, અને કદાચ કોઇ ભૂલ્યો ભટકયો પાપાત્મા આવશે તો મહાત્મા બનશે. તારા આકર્ષણ જેના હૈયામાં જાગશે તે તારાથી પવિત્ર થનારો તારો ગતજન્મનો કોઈ ઋણાનુંબધી હશે ! તે પણ આ જન્મે તારી સમીપ આવી તારા આત્માના શુભ સંસ્કારનો વારસદાર બને ?

સંસારીને ત્યાગીના આકર્ષણ જલ્દી થાય નહિ અને કદાચ થાય તો પણ... પૂર્વજન્મના અનુરાગના કારણે પણ મહાત્મા પાસે આત્માના એવા ઓજસ હોય છે. ત્યાં રાગના વાસનાના તોફાન શમી જાય છે.

કોઇ સંગીત સમ્રાટે સંગીતની મસ્તીમાં આવી માલકોશમાં રાગ ગાયો હોય તો બીજા સંગીતકારની તાકાત નથી કે ત્યા તે બીજો રાગ ગાઇ શકે. ગમે તેવો નિષ્ણાત હોય તો પણ માલકૌશના સૂરમાં ચાલ્યો જાય...

જો કલાકારની શક્તિ આટલી હોય તો સાધક–મહાસાધકની શક્તિ કેટલી હોય ? જેના જીવનની ક્ષણ ક્ષણ પળ પળ સદાચારથી સુવાસિત બની છે તેવા જંગમતીર્થના પરિચયમાં આવનાર સંયમની સુવાસ ના પામે એ બને ?

વજ્રસ્વામીની પ્રશંસા સાધ્વીજી મહારાજના મુખથી સાંભળી રૂક્મણી વજ્રસ્વામીની અનુરાગી બની પણ એ સંયમપૂત આત્માદ્વારા તે પણ વીતરાગપંથની ઉપાસિકા બની આજ પવિત્ર પુરુષની ખૂબી છે.

ગેરસપ્પાના ધોધમાંથી વીજળીની પ્રાપ્તિ સુલભ હોય કે ન પણ હોય .. પણ સંયમની પવિત્રતાના ધોધમાં આધ્યાત્મિકતાની આત્મપ્રભાવની શાંતિની વિદ્યુત્ સદૈવ સુલભ છે.

બેટા મનક ! વધુ નથી કહેવું તને જે સંજમ મળ્યું છે તેમાં મનની પ્રસન્નતા એ વિચર. ચક્રવર્તી છ ખંડ પૃથ્વીજીતીને જે આનંદ ન માણી શકે તે તું માણ ૩૨ લાખ વિમાનનો માલિક સૌધર્મેન્દ્ર એક ભ્રૂકુટિ દ્વારા સારા દેવલોકને કંપાવતો પણ ઇન્દ્રાણી પાસે બિચારો... ત્યારે મારા મનક ! તું સંયમદ્વારા સર્વસ્થળે–સર્વ સમયે સર્વત્ર સર્વદા અજેયવીર છે બસ અજેયવીર રહે... અનંત... શાશ્વત્ સુખના સામ્રાજ્ય પ્રાપ્ત કર...

અને તેથી આ દશવૈકાલિક શાસ્ત્રમાં કહેવાયું " સંજમં નિહુઓ ચર ".

યમી નિભૃત મનથી પ્રસન્નતાવાળો ન હોય તે બને ! પણ સંયમી તો નિભૃત જ હોય પ્રશાંત મનનો જ હોય આવો સંયમી નિભૃત મનવાળો ભલે ને જગત્‌ના ચોકમાં ચરે વિચરે વિહરે, પણ તે પોતાની સાધનાથી કદિ ય વિખૂટો ના પડે...



# ૫. મહેમિણું



જગત ક્યારે ય સંગ્રહશીલ વ્યક્તિને નમન કરતું નથી

જગત ક્યારે ય અહંકારીને, માનની ઝંખનાવાળાને માન આપતું નથી

જગત ક્યારે ય જ્ઞાનનો ડોળ કરનારને જ્ઞાની કહેતું નથી

જગત પાસે પણ માનવીના મૂલ્યાંકન કરવાની એક આગવી અનોખી દૃષ્ટિ છે.

શ્રીમંતોના નામ પર લોકો થૂંક્યા છે.

વિલાસીઓ સામે લોકોએ તિરસ્કાર વરસાવ્યો છે.

આપખુદી સત્તા સામે જનતાએ બળવો પોકાર્યો છે.

જગત ઝંખે છે કોઈ સર્વોત્તમ–સર્વશ્રેષ્ઠ અનુપમ પાત્રને જ્યાં અનુપમતા, અદ્‌ભૂતતા, અદ્વિતીયતા, અલૌકિતતા અને સર્વશ્રેષ્ઠતા હોય છે.

ત્યા 'મારા'...'તારા'ના ભેદ સહજ ભૂલાય છે. મારી ભૂમિનો... મારો સ્નેહી મારો સ્વજન .. મારો દેશબંધુ–એ બધા મર્યાદાના સીમાડા અશક્તિના, અપૂર્ણતાના પ્રદર્શક છે.

પૃથ્વી પહાડ અને સરિતા પર કોઈ મારાનું લેબલ લગાડતાં હશે પણ એ અનોખા તત્વો કહે અમે તો કોઈના નહિ .. અમારે તો

અમારૂં સનાતન સ્વરૂપ જાળવવાનુ તમે તમારૂં કાર્ય કરો યા ના કરો પણ અમે તો સદા અમારા ધર્મથી–કર્તવ્યથી પીછેહઠ કરવાના નહિ. કર્તવ્યના કપરા યજ્ઞ દ્વારા, સહજ સ્વરૂપમાં સ્થિર રહે તે જ પૃથ્વી, પહાડ અને સરિતા .

છતાં કાળબળ એક એવું વિષમ તત્ત્વ છે કે સહનશીલ પૃથ્વીમાં ફાડ પડે, ધીર પહાડને ચલિત કરી શકે ખળખળ વહેતી સરિતાની ગતિ બદલી શકે પણ કાળબળ સામે ય ઝઝૂમનાર છે.
મહેસિણું મહર્ષિઓ...

પૂ. શય્યંભવસૂરિ મહારાજ બાળ મનકને કહે છે.
**ઓ પુત્ર... ના...ના, ઓ શાશ્વતપથિક ! તું મહર્ષિ બન...**

એક અનુભવી... શાસ્ત્રપારગામી...અનેક શિષ્યોના અનુપમ ગુરુદેવ... વાત્સલ્યમૂર્તિ પિતા... પોતાના એકના એક સંતાનને દીક્ષા આપી .. હજી તો પૂરી આઠ સાલ જેને વીતાવી નથી એવા બાલને કહે છે. "મહર્ષિ બન..."

સાચો મહાત્મા જ દેહના ઓથે ઢંકાયેલ વિરાટ મહાત્માને ખોળી શકે છે. તેથી જ તેમની દૃષ્ટિએ આઠ સાલનો બાલક એક અનુપમ બાલક એક સાધક દેખાય છે. આ નાના શા સાધકને સિધ્ધ સાધક આહ્વાહન કરે છે. મહર્ષિ બન... ઋષિ નહિ પણ...મહર્ષિ બન...

જ્યાં વાત્સલ્યની સરિતા વહે છે... જ્યાં કંઈક અનુગ્રહ કરવાની ઝંખના જાગે છે. જ્યા સ્વપ્ન સાકાર બને એવી યોગ્યતા લાગે છે ત્યાં જ મનોરથ પૂર્ણ વિકસ્વર બની શકે છે.

વાત્સલ્યમૂર્તિ પિતા પુત્રમાં એક દિવ્ય ચેતના જગવી રહ્યા છે. બેટા ! તારો જન્મ દેહના ડુંગરા ખુંદવા માટે નથી. તારો જન્મ

એકાદ જન્મના માતપિતાના–મનોરથ પૂર્ણ કરવા નથી તને મળેલી પંચેન્દ્રિય જગતના પદાર્થ વિજ્ઞાનને જાણવા નથી. તે પ્રાપ્ત કરેલ બુધ્ધિગૌરવ જગતને સાચા ખોટા સારા ખરાબના પ્રમાણપત્ર આપવા નથી...

## ઓ અનંત શક્તિના સ્વામી !

પહેલા સાધનાની તળેટીએ આવ...મહર્ષિ બનવાનું લક્ષ્ય રાખ. ઋષિ નહિ... મહાન ઋષિ બન . જગતમા તારા જીવનને આદર્શ બનાવી સાધનાની પગદંડી પર ડગ ભર. મહર્ષિ બનવા તારે કપરી સાધના કરવી પડશે. મહર્ષિ બનવાની સાધના કઠીન છે. અશકય નથી.. વિમાન સંચાલક દિશાને જે સૂક્ષ્મતાથી લક્ષ્યમાં રાખે તે દષ્ટિથી તુ તારા આત્માના લક્ષ્યને પકડી રાખ. તું ઉપવાસ કર કે ભોજન કરે... તું જાગે કે સૂઇ જાય તું ચાલે કે બેસે... તું એક જગ્યાએ સ્થિર રહે કે વિશ્વમાં પરિભ્રમણ કરે... તું સ્વાધ્યાય કરે કે વૈયાવૃત્ય કરે... તું મૌન કરે કે સૌના દિલ ડોલાવી દે તેવું વ્યાખ્યાન કરે.

પણ...તારું લક્ષ્ય આત્મશુધ્ધિ તારું ધ્યેય કર્મક્ષય... તારું પદ નિજાનંદની પ્રાપ્તિ ધ્રુવબિંદુ મોક્ષ તો જ તું મહર્ષિ... તારી સમસ્ત પ્રવૃત્તિ... તારી સમસ્ત વૃત્તિ .. તારી સમસ્ત ભાવના... તારી સારી જિંદગીની તમામ ઝંખનાને એક લક્ષ્યબિંદુમાં લગાવી દે... તારી સાધનાની સિધ્ધિ એટલે મોક્ષ પ્રાપ્તિ .. તો જ તું મહર્ષિ...

મહર્ષિ બનવા શું વિષયોને છોડવા પડશે ? શું ? માતપિતાના ત્યાગ કરવો પડશે ? એવી કાયર માયકાંગલી વાત નહિ ચાલે.

છોડવું અને ત્યાગવું આ બે માં આકાશ અને પાતાળનું અંતર છે. પૂર્વ અને પશ્ચિમનું અંતર છે. છોડવામાં પદાર્થ છૂટે છે. પણ આસક્તિ રહી જાય છે. **ત્યાગમાં પદાર્થ છૂટે કે ન છૂટે પણ પદાર્થની મમતા ભાંગીને ભુક્કો થઈ જાય છે. ત્યાગેલી ચીજની સ્વપ્નમાં પણ ઝંખના જાગતી નથી.**

ત્યાગમા અદ્‌ભૂત અલૌકિક ચીજનો સ્વીકાર ;એ જ મુખ્ય છે. નશ્વર ચીજોનો, ના મૂલ્ય ચીજોનો તિરસ્કાર તો "છોડવા"માં આવે છે.

જગતના એઠા માન... સન્માન ..કીર્તિ ..પદ ..સત્તા સ્વામિત્વ... અધિકાર... આ બધી ઝંખનાનો અભિન્મત્ર કરાવી દે, આ બધી ઝંખનાનો વિલય કરાવે તેવી મોક્ષની ઝખના ..નિજાનંદની લાલસા–સ્વરૂપ પ્રાપ્તિની ઉત્કંઠા જાગે ત્યારે જ મહર્ષિ પદનો રંગ જામે.

મોક્ષની એક જ એષણા .. ઝંખના . નાભિમાંથી નહીં તારા ૩૫ કરોડ રૂંવાડામાંથી પેદા થાય ત્યારે તું મહર્ષિ પદ પ્રાપ્તિ કરી શકીશ

બેટા મનક... બાલમુનિ... મહર્ષિ બન...

અગસ્ત્યસિંહસૂરિ મહારાજે શય્યંભવસૂરિ મહારાજનું હૃદય વાંચ્યું છે તેથી જ દશવૈકાલિકની ચૂર્ણિમાં તેઓ મહેસિણં નો અર્થ કરે છે. મોક્ષની ઝખના કરનાર... જે સાધુ મોક્ષની તીવ્ર અભિલાષા કરે છે તે વાત્સલ્યનિધિ શય્યંભવસૂરિ મહારાજની હિતશિક્ષાનો ગ્રાહક બની જાય છે શય્યંભવસૂરિ મહારાજની હિતશિક્ષામા છ મહિનામાં આત્મ કલ્યાણ થાય તેવી અમોઘ શક્તિ છે આપણે સૌ તે પ્રાપ્ત કરીએ

# ૬. ઉજ્જુદંસિણો

આજે જ્યારે મુત્સદ્દી થવાની આગવી શિખામણ અપાઈ રહી છે ત્યારે વિશ્વ વાત્સલ્યનિધિ સૂરિદેવ એક બાળકને પહેલા ધોરણનો પહેલો પાઠ ભણાવે છે.

બેટા ! ઋજુદર્શી થજે...સરલદૃષ્ટિ બનજે.

માત્ર એક જન્મની નહિ પણ જન્મ જન્મની સફળતા મેળવવા અને પુનઃ પુનઃ સફળતા મેળવવા અને પુનઃ પુન સદ્ગતિ સુલભ બનાવવા સૂરિદેવ ફરમાવી રહ્યા છે. " બેટા ! ઋજુદર્શી થા ! "

ઋજુદર્શન એટલે શું ? સીધું જોવું. શિકારી સીધું જ જુએ છે. લક્ષ્યવેધી પણ લક્ષ્ય તરફ જ નજર કેન્દ્રિત કરે છે. શું આ બધા ઋજુદર્શી છે ? આવા ઋજુદર્શી થવા પિતાની પુત્રને પ્રેરણા ? ગુરુની શિષ્યને પ્રેરણા ?

સ્વાર્થ...સત્તા...કીર્તિ...અધિકાર ..લાલસા...આસક્તિના કારણે ઘણું સીધુ જોયું સીધુ બોલ્યા પણ સાચા અર્થમાં તે ઋજુદર્શી નથી.

"પરમાર્થને જે સિદ્ધ કરી શકે તે ઋજુદર્શી " " પરોપકારને જે પૂર્ણ કરી શકે તે ઋજુદર્શી " " જીવનમાં નક્કી કરેલા આચારના કઠોર નિયમને અનુસરી શકે તે ઋજુદર્શી."

સ્વ અને પરના ભેદ જેને મન તે ઋજુદર્શી શાનો ? સ્વ અને પરના કાર્યને અલગ લેખે તે ઋજુદર્શી શાનો ? સ્વના દુઃખના મૂલ્યાંકનો અલગ અને પરના દુઃખના મૂલ્યાકનો અલગ તે ઋજુદર્શી શાનો ? સ્વના આવેગો આવેશો–લાગણીને પૂર્ણ કરવા ઝઝૂમે અને પરના આવેગો આવેશો લાગણીને પોતાની રંગભરી નજરે જુએ અને દ્વેષ ભરી નજરે લોકો સમક્ષ રજુ કરે તે ઋજુદર્શી શાનો ?

સ્વના સ્વાર્થને કચડે તે ઋજુદર્શી.

-પરના કાજે–પરાર્થ–કાજે જીવન ભર ઝઝૂમે તે ઋજુદર્શી.

ઋજુદર્શીના શબ્દ કોશમાં સ્વ અને પર આ બે શબ્દો ક્યારેય પણ ન હોય મારૂં અને તારૂં.. પારકુ અને પોતાનું આ બધા ભેદ માયાવીના

ઋજુદર્શી ફક્ત આત્મા તરફ જુએ. આત્મા તરફ જુએ એટલે પરમાત્મા પદની ઝંખના જાગે. પરમાત્મા પદની તીવ્ર અભિલાષા એજ ઋજુદર્શીની સાચી ઓળખાણ. આમ પૂ. હરિભદ્રસૂરિ મહારાજ દશવૈકાલિકની ટીકામાં કહે છે.

ઋજુદર્શી હોવાથી સંયમી. જેને સત્યદર્શન લાધે તે જ સંયમી બની શકે. ઇંદ્રિયના ઘોડાને દુનિયાના ચોગાનમા છૂટા ના મૂકી દે. સત્ય દર્શન હોવાથી લાભ અને નુકશાનના સરવૈયા પહેલાં કરે લાભ દેખાયં ત્યાં પવનવેગે દોડે અને નુકશાન દેખાય ત્યાંથી ઓટના જળની જેમ ક્ષણ વારમાં સરકી જાય.

ઋજુદર્શન એટલે સમ્યગ દર્શન

ઋજુદર્શન એટલે સત્ય દર્શન

ઋજુદર્શન એટલે પરમાત્મ દર્શન

ઋજુદર્શન એટલે દેહની સીમિત શકિતના દર્શન
ઋજુદર્શન એટલે આત્માની અનંત શકિતના દર્શન
ઋજુદર્શન એટલે દેહ અને દેહીના વિવેકનું દર્શન
ઋજુદર્શન એટલે સંયમની સાધના દ્વારા સિદ્ધિના દર્શન
ઋજુદર્શન એટલે એક એક સમ્યગ આચારના પાલનમાં સંપૂર્ણ સાધુતાના દર્શન
ઋજુદર્શન એટલે એક અક્ષરના પણ સમ્યગ જ્ઞાનમાં કેવળજ્ઞાનના કેવળજ્ઞાનના દર્શન
ઋજુદર્શન એટલે અનંત જડશકિતનો તિરસ્કાર
ઋજુદર્શન એટલે અનંત આત્મશકિતનો સત્કાર

એ મનક !

તારે જન્મ જન્મના ફેરા ટાળવા છે? જેને જન્મના ચક્ર મીટાવવા છે. રાગદ્વેષની ભમરીમાંથી દૂર જવું છે તેને ઋજુદર્શી થવું જ પડે. કપરૂં કાર્ય છે અનંતકાળથી શીખેલા ગણિતના ગોટાળા દૂર કરવા પડશે. કષાયોએ તને સુખમાં દુ:ખ અને દુ:ખમાં સુખના ભ્રામક ખ્યાલો પોષ્યા છે. આશકિતએ તને અનાશકિત નિરાશંસભાવ સામે નજર નાંખવા દીધી નથી. તેથી તારા પ્રાથમિક જીવનમાં પ્રાથમિક ગુણનો પહેલો પાઠ ભણતા ગોખવાનું નહિં રટવાનું નહિ પણ જીવનના શ્વાસે શ્વાસમાં વણી લે, આચરી લે, ઋજુદર્શીતાના આ ગુણ સહજદર્શન સાથે સંકળાયેલ છે. પણ તેનું રહસ્ય આચાર સાથે વણાયેલું છે. એ ભૂલતો નહિ હો!

પ્રભુમાર્ગનો અનુયાયી સાચા માર્ગની એકલી ધા નથી...પણ... એકલી ધુમાધુમ તો પાંગળો કરે... પ્રભુમાર્ગના અનુયાયીને સમ્યગદર્શન સમ્યગ ચારિત્ર પ્રાપ્ત થાય. તેથી જ બાળક મનકને પિતા ઋજુદર્શી થવાના બહાને યથાખ્યાત ચારિત્ર તરફ મીટ માંડતો કરી દે છે.

બેટા ! તું સામાયિક ચારિત્રમાં છે. પણ તારૂં લક્ષ્ય યથાખ્યાત ચારિત્ર સામાયિક ચારિત્ર છેદોપસ્થાપનીયચારિત્ર એતો યથાખ્યાત ચારિત્ર રૂપ એકડાની પૂર્વાવસ્થા છે.

એક એકડો લખતાં હજારો લીંટા અને મીંડા કરવા પડે છે. તેમ યથાખ્યાત ચારિત્ર મેળવવા તારે અનેક વાર દ્રવ્યચારિત્ર સ્વીકારવું જ રહ્યુ.

જેમ લીંટા મીંડા કરનાર બાળકને ખ્યાલ આપવો પડે છે. બાલક! તું ચકરડી ભમરડી રમવા લીંટા મીંડા નથી કરતો પણ તું એકડો શીખવા લીંટા મીંડા કરે છે. તેં ચારિત્ર ઋજુદર્શી થવા લીધું છે.

જે ઋજુદર્શી બને છે તે ગ્રીષ્મઋતુમાં આતાપના લઇ શકે છે. કડકડતી ઠંડીમા સ્મશાનમાં કાયોત્સર્ગ ધ્યાનમાં રહી શકે છે. વર્ષાઋતુમાં અંગોપાંગ સલીન બનાવી સલીનતા તપ આદરે છે પ્રત્યેક પ્રસંગમાં સુસમાહિત રહે છે જગતને હચમચાવે એવા કઠીન કાળમાં પણ તેની સાધના અવિરત ચાલે છે

ઋજુદર્શી આત્માને સિદ્ધિ સત્કાર કરવા આતુર છે. હું એક એવો પિતા છું મારા પુત્રને અનંતગુણનો સ્વામી જોવા ચાહું છું.

બેટા ! મને તારી ગતિ નહિ પ્રગતિ ગમે.

બેટા ! મને તારી સાધના નહિ સિદ્ધિ ગમે.

બેટા ! મને તારા વિકલ્પો નહિ સંકલ્પો ગમે.

બેટા ! મને તારા દુર્ગુણો નહિ સદ્ગુણો ગમે.

બસ વધુ શું કહું ? તને ઋજુદર્શી થવાના બહાને અનંતગુણ સમુદ્રનો અવગાહન કરતો દેખવો છે. એક જ આશા...ઋજુદર્શી થા અને તારા અનંતગુણ ખજાનાને પ્રગટિત કર ! ! !

## ૭. આઉસંતેણં



સંસ્કારી વ્યક્તિ, સંસ્કારી વડીલો જ્યારે પણ કોઈને બોલાવે છે ત્યારે તેના નામને ગૌણ કરે છે. તેના ગુણ, તેના કર્તવ્યને આગળ કરી બોલાવે છે.

આત્મામાં દોષ તો અનાદિના છે. દોષના કારણે દોષી વ્યક્તિ એ તો સહજ છે. **ખામીમાંથી ખૂબીનું સંશોધન કરે તે જ મહાપુરુષ.**

મહાપુરૂષની વાણી વૃથા વહેતી નથી. મહાપુરૂષના હૃદયમાં વિશ્વના સમસ્ત જીવો માટે વાત્સલ્ય સરિતા ખળખળ વહે છે. વાત્સલ્ય-સરિતાના નિર્મળ નીર દ્વારા ભવ્ય આત્મામાં બીજ રૂપે રહેલી યોગ્યતા વૃક્ષ રૂપે વિકાસ પામે છે.

મહામના મહાત્માઓ કરૂણાસિંધુ હોય છે. સામાન્ય વ્યકિતના સહજ સુલભ ગુણને પણ તેઓ એક પારંગામી દૃષ્ટિએ જુએ છે અને હિમાલયમાંથી ગંગાના પવિત્ર નીર દ્રવે તેમ તેમના હૃદયમાંથી પવિત્ર વાણી વહે છે.

પૂ. શય્યંભવસૂરિ મહારાજ મહાપાવન આગમ દશવૈકાલિક સૂત્ર દ્વારા બાલમુનિ મનકનું ઘડતર કરતાં કહે છે...

હે આયુષ્યમાન !

બાલમુનિ મનકની વયમર્યાદા જાણનાર અલ્પજ્ઞ મનુષ્ય જરા હસી પડશે. આઠ વર્ષે દીક્ષા લેનાર અને ૬ મહિનામા કાળ કરનાર ૮ા વર્ષના બાળકને પૂર્વધર મહર્ષિ આયુષ્યમાન કહે.

**ઓ બુદ્ધિના વામન ! રૂક જા...**

આકાશના અનંત તારલાને ગણવા કદાચ તું સમર્થ હશે ! પૃથ્વીના પડનુ જ્ઞાન કરી ભૂસ્તરશાસ્ત્રી બનવાની તારી શકિત હશે ! વનમાં રહી પંખીની સાથે જીવી કદાચ તેની ભાષા જાણવા તું સમર્થ હશે ! કદાચ સમુદ્રના જળ અને અફાટ રેતીકણને તારૂં ગણિત ગણી શકતું હશે ! માપી શકતું હશે પણ... હજી મહાપુરુષના હૃદયની દિવ્ય કરૂણાને સમજવા પણ તું વામન છે તારી બુધ્ધિ નહી આંબી શકે. નહી માપી શકે ..અનંત કરૂણાનિધાન...કરૂણામૂર્તિ ગુરુજનોની અનંત કરૂણાને...

પૂ. શય્યંભવસૂરિ મહારાજે જે મનકને સંબોધેલ વિશેષણ આયુષ્યમાન!

પ્રત્યેક સાધકને માટે દીવાદાડીની ગરજ સારે છે. શાશ્વત ચિંતનનો રાહ બતાવે છે પૂ. અગત્સ્યસિંહસૂરિ મહારાજ, પૂ. જિનદાસગણિ મહત્તર મહારાજ અને પૂ. હરિભદ્રસૂરિ મહારાજ જેવા દિગ્ગજ વિદ્વાનો પૂ. શય્યંભવસૂરિ મહારાજના હાર્દને પામવા તેમના ચરણમાં આળોટી રહ્યા છે.

**મનક ! ઓ મનક !**

તું અલ્પાયુષી નહિ, તું આયુષ્માન્ કારણ...તારૂં આયુષ્ય સંયમ યોગ્ય બન્યું સાધના સેવાને યોગ્ય બન્યુ તારો માનવ જન્મ સફળ થયો.

પૂ. શય્યંભવસૂરિ મહારાજ એક માત્ર મનકના જ ઓછા પિતા છે ? પાંચમા આરાના અંત સુધીના સમસ્ત સાધુકુળના એ પિતામહ છે સમસ્ત સાધુ મહાત્માના જ્ઞાનદાતા ગુરૂ છે.

હૈયાના હીર નીચોવી જેને વિદ્યા આપવી છે શું તેની પાત્રતા નહિ વિચારવાની ? આયુષ્માન્ વિશેષણ દ્વારા કહી રહ્યા છે. જિનશાસનનું જ્ઞાન ચિરંજીવીને આપવું, જેથી જિનશાસનની પરંપરા અવિચ્છિન્ન રહે.

એક જ્યોતિષી પણ જાતકની કુંડળીને જોતાં સૌથી પહેલાં આયુષ્ય સ્થાન કેમ જુએ છે ? સમસ્ત ફળાદેશનો આધાર આયુષ્ય પર છે. જો જ્યોતિષીને મન આયુષ્ય પ્રથમ તો જેને જીવમાત્રના, આત્માના જોષ જોવાના છે જેને જિનશાસનની પરંપરાને અવિચ્છિન્ન રાખવી છે, તે આયુષ્યમાનને પસંદ ના કરે એ બને ખરૂં ?

દીર્ઘાયુષ બાદ બીજા ગુણ વિચારવાના...આયુષ્ય એ કર્મ... કર્મ એટલે દોષ. પણ સંયમીનું દીર્ઘાયુષ્ય એટલે ગુણ. ખુદ ગુણી બને... જ્ઞાની બને...અનંતને ગુણી બનાવે અનંતને જ્ઞાની બનાવે.

આયુષ્યમાન્ વિશેષણ...હજી આગળ પ્રેરે છે

## ભલા સાધક !

મેં તારા માનવ આયુષ્યના ગુણ ગાયાં તેથી સમજજે. "માનવનું આયુષ્ય તેં ગુણો દ્વારા મેળવ્યું છે. બીજી ગતિના આયુષ્યમાં ગુણોની જરૂર નથી, પણ માનવના આયુષ્યને મેળવવા તેં કેટલાં ગુણો મેળવ્યાં તે ક્યારે પણ ભૂલતો નહિ."

માયા, પ્રપંચ, ફંડ, કપટ, ઈર્ષા, મત્સરને તેં તિલાંજલિ આપી. સરળતા–ઉદારતા–સ્પષ્ટતા–સાત્વિકતાને તેં જીવનસંગી બનાવ્યા... લોભને હટાવ્યો...દાનરૂચિ પ્રગટી અને ભલે તું સર્વગુણ સંપન્ન ન બન્યો...પણ...જીવન મરણના ભોગે પણ તને પ્રાપ્ત થયેલ ગુણોને મધ્યમ ભાવે રહ્યા. ત્યારે જ તું માનવ બન્યો. બોલ, તારા આ માનવ

આયુષ્યને ન બિરેદાવું ? ગુણ દ્વારા મળેલાં માનવ આયુષ્યને નવાજું છું. તેથી સાથે જ તને સદૈવ આ ગુણો સાચવવા ગુપ્ત સલાહ આપું છું. આયુષ્યરૂપ ગુણની પ્રશંસા દ્વારા તારી ઉત્તમ જાતિ તારૂં ઉત્તમકુળ તારા ઉત્તમ સંસ્કારને પણ પ્રોત્સાહન આપું છું. આયુષ્યમાન્ એ તો સંકેત છે. પણ સાચે તો તારા ઉચ્ચ ગુણોની અનુમોદના છે. મારે તને સિદ્ધાંતના રહસ્ય આપવા છે જો તારી આત્મિક યોગ્યતા ન હોય તો તું સિદ્ધાંતના રહસ્યને પચાવી નહિ શકે 'ઉત્સર્ગમાર્ગનો ઉપયોગ બીજા અલ્પ સત્વવાળાને માટે કરીશ . અપવાદનો ઉપયોગ તારી સુકોમલ વૃત્તિને પોષવા કરીશ." તેથી જ જ્ઞાન દેતાં પહેલાં આત્મિક યોગ્યતાનો સૂચક આયુષ્યમાન્ શબ્દ વાપર્યો છે.

શાસ્ત્રમાં આયુષ્યમાન્ શબ્દનો અર્થ ચરણની સેવા કરતાં એવો પણ થાય છે શાસ્ત્રમાં એવો હેતું પણ આવે છે કે સહુને આયુષ્ય-જીવન પ્રિય છે એટલે આયુષ્યમાન્ કહી શિષ્યને બોલાવવા આ અસત્યામૃષા છે.

જિનશાસનના રહસ્યો કદાચ જ્ઞાનવરણીય કર્મના ક્ષયોપશમના કારણે સહેલાઇથી સમજી શકીશ...પણ...જિનશાસનના પરમ રહસ્યોને ત્યારે જ પચાવી શકાશે...મોહનીય કર્મનો ઉચ્ચ ક્ષયોપશમ હશે ! શ્રદ્ધાની નિર્મળતા હશે ! તેથી જ આયુષ્યમાન્ ચિરંજીવીના સંકેત દ્વારા જ્ઞાનના પાત્ર બનવા પૂ. શય્યંભવસૂરિ મહારાજ પ્રેરે છે.

## ઓ સમસ્ત સાધુકુળના પિતામહ !

કૃપા કરો ..દયા કરો ..આમ અજ્ઞાની પર.. નિર્ગુણી પર . નથી તો શાસ્ત્ર સમજ્યા...નથી તો શાસ્ત્રકારોને સમજ્યા . બસ, તમારા ચરણની આશ સદૈવ રાખી...ઇચ્છીએ આપના હૈયાના ભાવ પ્રમાણે અમે ચિરંજીવી બનીએ.

ચિર ..શાશ્વત અખંડ જિનશાસનની અવિચ્છિન્ન પરંપરાને વહન કરવા યોગ્ય સુપાત્ર બનીએ.

# ૮. ઉવસંપજ્જિત્તાણં વિહરામિ 

કોઇ પણ વિદ્યા, કોઈ પણ શાસ્ત્ર, કોઈ પણ સાધના, પુસ્તકમાં વાંચીને પણ કરી શકાય છે જ. તેવું કહેનાર ભલે ગમે તેટલો નમ્રતાનો દેખાવ કરતો હોય. પણ આંતરિક રીતે તે માન નો જ હ્રાસ છે.

જગત્ કહે છે નગુરુઆ કોઈના જોઇએ જેને ગુરુ નહિ તે કોઇનો પણ ગુરુ ના બની શકે.

ગુરુ શિષ્યની પ્રથા એટલે આધ્યાત્મિકતાની આપ લે. ગુરુ વગરના તીર્થંકર પરમાત્મા હોય જે સ્વયં સંબુદ્ધ હોય, બાકી અલ્પજ્ઞાની ગુરુ ના કરે તે કેમ ચાલે?

**મનક !**

મહાવ્રતો જાતે સમજાય નહિ. જાતે સ્વીકારાય નહિ મહાવ્રતધારી જ્ઞાની ગુરુ શ્રી મુખે વ્રતના દાન કરે છે. ત્યારે આપણા આધ્યાત્મિક માર્ગના યોગક્ષેમની જવાબદારી સ્વીકારી લે છે.

જીવન એ તો એક સમરાંગણ છે. જ્યાં હજારો નહિ બલ્કે લાખો સમસ્યા ખડી થવાની છે. ત્યાં ગુરુના સહારા વગર એકલો અટુલો તું તારી ત્યાગભાવના–અધ્યાત્મભાવનાનું રક્ષણ કેવી રીતે કરી શકે?

"ઉવસંપજ્જિત્તાણં વિહરામિ" નું પુન. પુનઃ ચિંતન કર. ઉવસંપજ્જિત્તાણં એટલે ગુરુની સમીપમાં મહાવ્રત સ્વીકારીને હું

વિચરણ કરું છું મહાવ્રતનો સ્વીકાર... **સ્વીકાર સ્વેચ્છા અને મહેચ્છાએ હોય.** મહાવ્રત ક્યારેય કોઈને પરાણે અપાતા નથી. ઇચ્છા વગર અપાતા નથી. આંતરિક અભિલાષાએ કોઇ વસ્તુ પ્રત્યેની સહર્ષ સંમતિ જાહેર કરવી તે સ્વીકાર.

**ગુરુની સમીપમાં એટલે** આપના (ગુરુના) જ્ઞાન તપ-ત્યાગ-અને ચારિત્રના પવિત્ર વાતાવરણમાં હું મહાવ્રત સ્વીકારું છું.

**ગુરુની સમીપમાં એટલે** આપના ( ગુરુના ) સંયમપૂત શ્રીમુખે મહાવ્રતનો સ્વીકાર કરું છું

**ગુરુ સમીપમાં એટલે** આપની કૃપાનો પાત્ર બનીને મહાવ્રતનો સ્વીકાર કરૂં છું.

**ગુરુની સમીપમાં એટલે** આપની આર્ષદષ્ટિ વડે મારા આત્માની આધ્યાત્મિક ચિકિત્સા કરાવવા મહાવ્રત સ્વીકારું છું.

**ગુરુની સમીપમાં એટલે** આપના જ્ઞાનના પ્રકાશમાં મારા આત્માના અજ્ઞાન દૂર થશે. એવી શ્રદ્ધાથી મહાવ્રત સ્વીકારું છું.

**ગુરુની સમીપમાં એટલે** પથ્થરને પણ પારસ બનાવનાર મહાપુરુષની શુભાશિષ ગ્રહણ કરી મહાવ્રત સ્વીકારું છું.

**ગુરુની સમીપમાં એટલે** કષાય સામે વિષય સામે સતત લડાઇ ચલાવનાર સેનાપતિના હાથે સંયમી સૈનિક બનતા વિજયનું તિલક કરાવું છું.

**ગુરુની સમીપમાં એટલે** સદા આપના ચરણનો દાસ બની મહાવ્રત સ્વીકારું છું.

**નથી જાણતો સજ્જન બનવાની પ્રક્રિયા.**
**નથી જાણતો સંત બનવાની પ્રક્રિયા.**
**નથી જાણતો મહંત બનવાની પ્રક્રિયા કે,**
**નથી જાણતો ભગવંત બનવાની પ્રક્રિયા.**

પણ શ્રદ્ધા છે, વિશ્વાસ છે, આસ્થા છે, આપના શ્રીચરણમાં તેથી' આપના ચરણે સમર્પિત બની આપના ચરણનો સેવક બની મહાવ્રત સ્વીકારું છું.

જેમ ઝવેરીની સાથે રહે અને તેનું શિષ્યત્વ સ્વીકારે તો તે ઝવેરાતની પરખમાં નિષ્ણાત બની શકે છે આપ મહાવ્રત ધારી છો! અધ્યાત્મમૂર્તિ છો! આપના શિષ્યત્વને સ્વીકાર્યા વગર મારા વ્રતના પાલન કેમ થાય?

મહાવ્રત ઉચ્ચરાવવા દ્વારા ગુરુદેવ પોતામાં રહેલી આધ્યાત્મિક શક્તિનો શક્તિપાત વિનિમય શિષ્યમા કરે છે. શિષ્યની બધી આસક્તિઓ ગુરુની શક્તિ દ્વારા શુદ્ધ બની જાય છે

પવિત્ર મહાપુરુષોના આત્માના ઓજસ એવા હોય છે કાળ અને કર્મના દોષો પણ હરિલે છે. કાળ સુકાળ બની જાય છે. કર્મ ધર્મનું સહાયકારી તત્વ બની જાય છે. શિષ્યની કુપાત્રતા નષ્ટ થઇ જાય છે. અને સુપાત્રતા પેદા થાય છે.

વિષય-કષાય-વાસના રંગ રાગ દ્વારા પંગુ બનેલો આત્મા મહાત્માના સમીપે જવાથી વૈરાગ્યના કઠોર પથપર દોડ મૂકી શકે છે.

ગુરુ સહારે ગુરુ કૃપાએ મહાવ્રતો સ્વીકાર્યા બાદ શિષ્યમાં નિર્મમ-ભાવ પેદા થાય છે. એટલે ગ્રામ-નગર-વિશ્વ-નદી-પહાડના વેરાન

માર્ગે સંચરતા પરિષહ ઉપસર્ગથી હારતો નથી, થાકતો નથી, કંટક અને કંકરને કર્મ નિર્જરામાં સહાયક માને છે તેથી સદૈવ વિહાર માં મજા અનુભવે છે.

ગુરુ કૃપાએ મહાવ્રત સ્વીકાર્યા બાદ નિર્મમભાવ પેદા થાય છે તેથી સ્નેહી સ્વજનના બંધન તેને મુક્ત વિહારમાં રોકી શકતા નથી.

ગુરુ કૃપાએ મહાવ્રત સ્વીકાર્યો બાદ જ **વસુધૈવ કુટુંબકમ્** ની અનુપમ ભાવના પેદા થાય છે. એટલે અપ્રતિબદ્ધ વિહારમાં જે જે મહાનુભાવોનો સમાગમ થયો તેના પ્રત્યે વાત્સલ્યભાવ પેદા થાય છે.

ગુરુ સમીપે મહાવ્રતો સ્વીકાર્યા પછી જ અનાસક્તિભાવ પ્રગટે છે. એટલે દેશ દેશની, ઘર-ઘરની ગૌચરીમાં સંયમની સાધના સમજાય છે. અને પ્રસન્નભાવે વિહરણ થાય છે

ગુરુ સમીપે મહાવ્રત સ્વીકાર્યા હોવાના કારણે જ આધ્યાત્મિક શક્તિના પ્રગટી કરણ થાય છે. એટલે સહજ સમભાવ. સહજ ઔદાર્ય સહજ અકષાયભાવ પેદા થાય છે અને આત્મામાં વિહરણ થાય છે.

ગુરુ સમીપે મહાવ્રત સ્વીકાર્યા હોવાથી જ જગત્ તત્વનું સાચું સ્વરૂપ સમજાય છે તેથી અદ્ભૂત મધ્યસ્થભાવ પેદા થાય છે અને આત્મા આત્મામાં વિચરતો થાય છે.

ગુરુ સમીપે મહાવ્રત સ્વીકારનારમાંજ નિજાનંદની મસ્તી પ્રગટે છે એટલે આત્મભાવનું ચિંતન થાય છે અને સિદ્ધોની દુનિયામાં વિહરણ થાય છે.

વિહરણ જો માત્ર વિહરણ હોય ! તેના પૂર્વે ઉવસંપજ્જિત્તાણં ન હોય. વિશ્વમાં વિહરતા અંતરથી ગુરુ સામીપ્ય ન હોય તો આત્મા ભટકતો જ થઇ જાય. અનંત સંસારની અટવીમાં કયાંય અટવાઈ જાય અને એટલે જ જેને આ સંસારની ગહન શેરીમાં અટવાવું ન હોય તેને વિહરણ કરવાનું...પણ... " ઉવસંપજ્જિત્તા " " ઉપસંપદ્ય " કોઇ પણ લૂટી ન જાય તેવા સાંનિધ્યને પ્રાપ્ત કરીને.

મનક !

જોને ગુરુ ગૌતમે મહાવ્રતોના દાન સાથે કેવળજ્ઞાનના કેવા દાન કર્યાં, તેં પણ ભાગ્યવાન ! ગુરુ સમીપે મહાવ્રત સ્વીકાર્યાં છે હવે 'વિહરામિ' ની ઉદ્ઘોષણા કર.

**ગુરુદેવ ! વિદાય ! છેલ્લી વિદાય ..સિદ્ધોની ભૂમિ પર વિહાર કરું છું.**

**મનક !** તું પણ ધન્ય મનીશ અને તને વિદાય આપી હું પણ ધન્ય મનીશ.

જે ગુરુએ શિષ્યના હિતાર્થે મહાવ્રતના ઉચ્ચારણ કરાવ્યા હોય તે ગુરુ શિષ્યની આધ્યાત્મિક પ્રગતિથી કેટલા ખુશ થાય ! તેમનો આત્મા કેટલો પ્રસન્ન બને.

જિનશાસનનું ચારિત્ર અદ્વિતીય અને ચારિત્ર ગ્રહણની પદ્ધતિ પણ અદ્વિતીય અને ચારિત્રના પાલન પણ અદ્વિતીય.

વિહરામિ — હું વિહાર કરું છું આ બોલતાં સમસ્ત સંસારના સમસ્ત બંધનોને ક્ષણવારમાં તિલાંજલિ... વિહરામિ હું માર્ગ પર પ્રયાણ પ્રારંભું છું. વીતરાગના મોક્ષમાર્ગ પર અવિરત – ગતિ એ મારૂં પ્રસ્થાન શરૂં કરૂં છું.

વિહરામિ — જ્ઞાન દર્શન ચારિત્ર દ્વારા મારા આત્મરાજ ના ભવ્યમહેલમાં મઝાથી મહાલું છુ.

વિહારામિ — શુદ્ધ અધ્યવસાય દ્વારા ચિત્ત પ્રસન્નતા રૂપ નગરમાં સુખે સંચરૂં છું.

પૂ. શય્યંભવસૂરિ મહારાજ અમે પણ ગુરુપાસે મહાવ્રત સ્વીકાર્યાં છે મહાત્મા મનકે વિહરામિનો સિંહનાદ કર્યો. અમને પણ એ વિહરામિના સિંહનાદ કરવાની શકિત આપો.

# ૯. સવ્વભૂઅપ્પભૂઅસ્સ સમ્મં ભૂયાઈ પાસઓ...



આર્ષદૃષ્ટા મહર્ષિ યુગ-પારગામી આચાર્યદેવ એક દૂધમલ બાળકને કહી રહ્યા છે ..

વત્સ ! ચામડાની આંખે દુનિયાના દર્શન કરે તે ચમાર દુનિયાને જોવા માટે ચામડાની આંખ અપૂર્ણ છે ધૂળમાં કચરો દેખે તે ગમાર– ધૂળમાં સોનું દેખે તે સોનાર. (ધૂળ ધોયો) બીજમાં વૃક્ષ દેખે તે માળી. પવન દ્વારા વર્ષાના અનુમાન કરે તે જ્યોતિષિ. અને કઈ દિશાનો પવન અને કેવી વર્ષા. એ વર્ષા દ્વારા લાભ કે અલાભ એ કહેનારો જ સાચો ભવિષ્યવેત્તા...

વત્સ . બાલ... ચામડાની આંખે દુનિયા ના દેખ .. કરૂણા નિધાન પરમાત્માવીરે દુનિયાને જોવાની એક દૃષ્ટિ આપી છે. એ દૃષ્ટિમા એક અનોખી પવિત્રતા છે કર્તવ્યપથનું આહ્વાન છે.
પ્રેરણામૂર્તિ પિતા ! હિતશિક્ષાદાતા ગુરૂ !

મારી વાત સાંભળો... બાલ છે મારો દેહ . પણ મારો આત્મા અબાલ છે. આપની હિતશિક્ષાંને અનુસરીશ મને સમજાવો, પરમાત્માની પરમકરૂણા યુક્ત દૃષ્ટિ.

સામે જો કોણ છે ? "કંઈક છે"
કંઈક શું છે ? એક દેહ છે.
દેહ કેવો છે ? પચેંન્દ્રિય છે.
તારા જેવો ? ના. ના. અવિવેકી પશુનો.
તું કેવો ? હું વિવેકી માનવ.

શું તું વિવેકી માનવ ? હા આપની કૃપાએ જ વિવેકી માનવ.

ઓ શિષ્ય ! દેહ અને દેહીના ભેદ સમજનાર શું તું પણ ભૂલ કરે ? જીવમાંથી શિવ બનનાર તારૂં પણ ગણિત આવું કાચું ? તારું દર્શન અપૂર્ણ છે. પરમાત્માનું દર્શન અનોખું છે

મને ના લલચાવો જલ્દી બનાવો.

પાપીને પાપી કહે તે દુષ્ટ. પાપીને પાપી ના કહેતા સૌના દિલમાં કુમળી લાગણીને જુએ તે સંત-દેહના આવરણને ભેદી દેહીના દર્શન... દેહીના દર્શન દ્વારા ચિત્ત-શકિતને પીછાણ...આત્માની તિરોભૂત અનંતશકિતને જો. એ શકિતના તને દર્શન થાય ત્યારે તું સાચો સંત.

સ્વાર્થીને મન મારું તે સારું...બીજાનું તે ખરાબ...

પણ...

સંતને મન ખરાબ કોણ ? કર્મ કે આત્મા ? કર્મનો સ્વભાવ આત્મશકિતનો અવરોધ કરવો તે. આત્માનો સ્વભાવ કર્મ આવરણ હટાવી શુદ્ધ સ્વરૂપમાં સ્થિત થવાનો તે બન્નેના સ્વરૂપનો વર્ષો સુધી જેને અભ્યાસ કર્યો છે...ચિંતન કર્યું છે મનન કર્યું છે તે કોને ખરાબ અને કોને સારૂં કહે ? તેની પાસે જવાબ છે પદાર્થોનો ધર્મ વિભિન્ન છે. આત્મા ચેતના શકિત, પુદ્દગલ જડ...

બસ...હવે સ્થિર થા...આ તારી દૃષ્ટિને જ વિસ્તૃત બનાવ.. હુ આત્મા, દુનિયાના દરેક જીવ પણ આત્મા. તારા આત્મામાં જેવી ઈચ્છા, આશા અભિલાષા જન્મે. તારામાં જેવી લાગણી પેદા થાય તેવી જ જીવમાત્રમાં થાય... તને જેમ નાની નાની બાબતમાં પણ સુખ દુ:ખનો અનુભવ થાય તેવો જ સહુને થાય. તારામાં જેવી

આત્મામાંથી મહાત્મા અને મહાત્મામાંથી પરમાત્મા બનવાની શકિત... તારામાં જેવો દિવ્યશકિતનો સ્રોત-એવો દિવ્ય સ્રોત જીવમાત્રમાં-પછી એ જીવ નિગોદ જેવા સૂક્ષ્મ શરીરમાં રહેલો છે કે ઈન્દ્ર જેવા મોટા શરીરમાં ..

પરમાત્માની દિવ્યદષ્ટિ છે કે સર્વ આત્મામાં તારા જેવા દિવ્ય આત્માના દર્શન કર. તારા દુઃખ સુખ માટે તુ આકાશ પાતાળ એક કરે છે-તેમ પ્રાણીમાત્ર માટે તું કર્તવ્ય રત બન પછી તે વિકસિત· અવિકસિત જાગૃત ચેતના . અજાગૃત ચેતના...માનવ...પશુ . પાપી પુણ્યશાળી દુષ્ટ.. સંત આ બધા ભેદ ભૂલી જા... વિસરી જા.

પામરાત્મા પોતાની ઇચ્છા પૂર્તિમાં જગતની ઇચ્છા પૂર્તિ સમજે છે. અધમાત્માઓ જ પોતે સુખી થયા એટલે દુઃખી જગતની ઉપેક્ષા કરી શકે છે. અલ્પ વિચારવાળા જ પોતાના દુઃખે સહુને દુઃખી કરવા તૈયાર થાય છે. **પરમાત્માની સુંદર દષ્ટિને પામેલો તો જગતના તમામ આત્મામાં પોતાના આત્માનું તાદાત્મ્ય સાધે** છે. નાનીશી માખની પાંખ દુભાતા પણ સાધક પોતાના ચિત્તમાં ગ્લાનિનું સંવેદન અનુભવે છે. **પરના સુખદુઃખને જાણે સ્વમાં જ પેદા થતા સુખ દુ.ખ છે તેવું સંવેદન થાય ત્યારે જ કલામયી દષ્ટિ બને. ત્યારે જ દિવ્યદષ્ટિ બને.**

તારી નિત્યનોંધનું એક નવું પાનું આલેખ. સર્વ જીવ મારા જેવા .. 'સમ્મં ભૂયાઇં પાસઓ.' આ જ દિવ્યગાન... આ જ મંત્ર જીવનના શ્વાસે શ્વાસમાં ઘુંટીએ... પ્રાણીમાત્રમાં પોતાના આત્માના દર્શન જેવા મારા જતન... જેવા મારી પ્રગતિના સોણલા... તેવા જ જીવમાત્રના સોણલા સેવે તે જ સાચો દૃષ્ટા. આ પ્રભુ પરમાત્માની હિતશિક્ષા. બાળક મનકને પૂ. શય્યંભવસૂરિ મહારાજ સમજાવી રહયા છે .. આ સનાતન હિતશિક્ષા છે... માનવમાત્રના નહિ પણ પ્રાણીમાત્રના ઉધ્ધારક આપણને પણ એ પૂર્વપુરૂષનો નાદ સંભળાય અને આપણે પણ આત્મવત્ સર્વભૂતેષુના મંગલગીત જ નહિ મંગલ આચરણ કરવા શકિતશાળી બનીએ.

## ૧૦. જં સેયં તં સમાયરે...



દેહ ઉપર રાજ્ય કરવાની પદ્ધતિ અલગ,
દિલ ઉપર રાજ્ય કરવાની પદ્ધત્તિ અલગ.
દેહનું અનુશાસન કરે તે ગોવાળ—
આત્માનું અનુશાસન કરે તે સંત—

મહર્ષિઓએ ક્યારે ય સત્તા અને અધિકારથી ધર્મ સામ્રાજ્યની સ્થાપના કરી નથી. તેથી જ સાધના દ્વારા સત્ય લાધ્યા પછી પણ તેઓ ઉપદેશ કરે છે, આદેશ નથી કરતાં.

પૂ. શય્યભવસૂરિ મહારાજ પણ એક સિદ્ધ સાધક મહાત્મા છે હજારો સાધક—લાખો આરાધક જેમના ઉપદેશ ઉપર ન્યોચ્છાવર થયા છે, તે પૂજ્ય એક આઠ વર્ષના બાળકને મોક્ષમાર્ગની અનુપમ સાધનાની પ્રાથમિક ભૂમિકા ઉપર લાવી હવે કહે છે, પુત્ર! તું બાળક છે ..પણ સિંહનું બાળક છે, શૂરાનો સપૂત છે પરમાત્મા મહાવીરનો તું અનુયાયી છે, તને આદેશ નહિ, મારે તો ફક્ત તને માર્ગદર્શન આપવાનું.

તારામાં પણ એક ચિંતન મનન કરવાની શક્તિ છે, તું અનંતનો અભિલાષી—કોઈનો દોરવાયો ના દોરવાય! તારી જાતે તારી રીતે વિચાર પછી આગે કદમ ભર...
**"જં સેયં તં સમાયરે"**

તું પાપને પણ જાણ . પુણ્યને પણ જાણ—
તું સાધના માર્ગના સહાયક તત્ત્વને પણ જાણ
અને સાધના માર્ગના વિઘાતક તત્ત્વને પણ જાણ-
તું પ્રેયને પણ સમજ અને હેયને પણ સમજ
તુ શ્રેયને પણ સમજ અને ધ્યેયને પણ વિચાર

હેય...પ્રેય શ્રેય અને ધ્યેય આ તત્ત્વોને સમજ હેય સામે તો તે ક્યારની પીઠ કરી દીધી છે. હવે તારે મનોમથન કરવાનું છે પ્રેય અને શ્રેયની વચ્ચે

પ્રેયનો માર્ગ સુંદર છે પણ એ રેતીનો પહાડ છે. બસ તારો પગ જ્યા ભરાઈ ગયો ત્યાં તું પટકાયો, શ્રેયનો માર્ગ કઠિન છે, પથ્થરનો પહાડ છે, ચઢતા પગમાં કાંકરા વાગશે-ક્યારેક લોહી નીકળશે. ભલે એ સુંવાળો માર્ગ નથી પણ તારુ રક્ષણ અવશ્ય કરશે.

સ્નેહી-સ્વજનોમાં પ્રેમ આપવાની તાકાત છે, પણ વિયોગના દુઃખથી તને દુઃખી થતાં રોકવાની તાકાત નથી, આ પ્રેયનો માર્ગ... ગુરુજનો ઘેલછાભર્યો મોહ જગવતા નથી-હિતસ્વીઓ મોહ કરવામાં માનતા નથી, તેઓ મોહક બનવા મથતા નથી, પણ તેમના વાત્સલ્ય ભર્યા ઉપદેશમાં એક અદ્‌ભૂત તાકાત છે, સબંધીઓનો સંયોગ થવા દેતા નથી. સંયોગ નહિ તો વિયોગનું દુઃખ ક્યાંથી? આ શ્રેયનો માર્ગ.

મનક!

તું પ્રેય અને શ્રેયના વિવેકને ભૂલતો નહિ. પ્રેય અને શ્રેયની ભેદરેખા એકવાર સમજી જા. સત્ય સમજાય પછી તું અસત્યના માર્ગે નહિ ચાલે. કારણ તું મારું લોહી છે. મેં પણ એકવાર પ્રેયના માર્ગે

દોટ મૂકી હતી. પણ પૂ. પરમોપકારી ગુરૂદેવના શિષ્યોએ મારી સામે સાવધાનીનો ઘંટ વગાડયો. બસ, તારક ગુરૂવરના શબ્દોએ મારી શ્રેય-માર્ગે સાધના પ્રેરી...તેથી જ એ ઉપદેશની મધુરી વાત તારી સમક્ષ હું રજુ કરૂં છું.

તું સત્ય–અસત્ય, પાપ–પુણ્ય, ધમ-કર્મને સમજ, પછી તને જે શ્રેય લાગે તે આચરજે.

એક આઠ વર્ષના બાળકને સમજી વિચારી સાધનાનો પ્રારંભ કરવાનો તો પછી બીજાને કેવી રીતે?

પરમાત્મા સર્વજ્ઞના માર્ગમાં પુત્રે પિતાનું અનુકરણ કરવાનું નથી. શિષ્યે ગુરૂનું અનુકરણ કરવાનું નથી. પુત્રીએ માતાના માર્ગે દોડવાનું નથી! પણ શ્રેયમાર્ગ સમજી વિચારી અનુસરણ કરવાનું છે.

અનુકરણ વાનરવૃત્તિ છે.

અનુસરણ માનવવૃત્તિ છે.

અનુકરણમાં બુદ્ધિ વગરની નકલ કરવાની છે...

અનુસરણમાં સમજી વિચારી શરણાગતિ સ્વીકારવાની છે.

મનક! જે શ્રેય લાગે તે સારી રીતે આચર.

પૂ. શય્યંભવસૂરિ મહારાજનું નાનુ આ વાક્ય સમસ્ત સાધકોને ચિંતન મનન કરવા અંગે એક નમ્ર અનુરોધ કરે છે. સાથે શ્રેયમાર્ગે આગે કદમ ભરવા પ્રેરે છે



# ૧૧. સો હુ નાહિઈ સંજમં



વૈદકશાસ્ત્રના પારંગામી બનવા જેમ વાત પિત્ત કફના વિકારો સમજવા જરૂરી છે. જો તે ન સમજાય તો રોગના મૂળ જાણી ન શકાય. રોગ ના સમજાય તો નિદાન ન થાય... અને નિદાન ન કરી શકે તે વૈદ્ય શાનો ?

ગણિતશાસ્ત્રના પારગામી બનવું છે. બીજગણિત અંકગણિત વિગેરે અનેક શાખા પ્રશાખાઓ જાણવી છે. પણ... એકથી નવના અંકને શીખવા નથી. તો ગણિતશાસ્ત્રના રહસ્ય મળે ?

કોઇ પણ વિદ્યા કોઈપણ શાસ્ત્ર કોઇપણ કાર્યમાં નિષ્ણાત બનવા પહેલાં તેના મૂળને સમજવા જોઈએ. મૂળ સમજ્યા વગર ડાળીઓને પકડવાથી શું લાભ ?

**મનક** ! તારે માત્ર સંયમનુ પાલન નથી કરી જવું પણ સંયમ દ્વારા શોભી ઉઠવું છે. સંયમમય બની જવું છે... સંયમ દ્વારા ધન્ય બનવું છે... પણ... સંયમમય બનવું સહેલુ નથી સંયમમય બનવા માટે ખૂબ સાવધાની સતત ઉપયોગ અને તત્પરતાની જરૂર છે. સૂક્ષ્મતત્વદૃષ્ટિની જરૂર છે. તું સંયમનાં પાલન કેવી રીતે કરીશ ? સયમ ક્યાં રાખવાનો ? સંયમ કોનો રાખવાનો ? સંયમના પ્રકાર કેટલા ? શું પ્રવૃત્તિ કરે તો સંયમમય બનાય ? કયું અકર્તવ્ય કરે તો સંયમનો નાશ... સંયમની વિરાધના થાય ? એ બધું તારે જાણવું જ પડે !

સુંઠના ગાંગડે ગાંધી ના બનાય' પણ... પૃથ્વી પરની અનેક વનસ્પતિઓના નામ આવડવાં જોઇએ તેની જાતિ ઉપજાતિની ખબર પડવી જોઇએ. પ્રત્યેક વનસ્પતિના પંચાંગ ખબર હોય તો જ સાચા ગાંધી બનાય. તેમ સંયમના પાલન માટે માતાપિતા છોડયા. માથું મુંડાવ્યું, ઓઘો મુહપતિ લીધા... પૂંજતા પ્રમાર્જતા આવડી ગયું તેટલાથી તારી જાતને પૂર્ણ માનવાનું સાહસ ના કરતો.

કરતાં ક્યારે ય ડરીશ નહિ. સોનાં રૂપાં ઘર ક્ષેત્રની મમતા ઉતરશે. આંખને આંજે તેવું રૂપ કોકીલ કંઠ જેવો સ્વર, વારંવાર જોવું ગમે તેવો 'ચહેરો' આ બધું દેહનો ધર્મ સમજ્યા પછી તેના પર પણ મમત્વ નહીં રહે.

અજીવના જ્ઞાન દ્વારા જ તું અજીવ સંયમનું પાલન સમજીશ જેમ તું જીવ ઉપર ગુસ્સો ના કરે તેમ વસ્ત્ર-પાત્ર-સ્થળ ઉપર પણ ગુસ્સો નહિ કરે. અનાદિના સંસ્કાર છે જે વચ્ચે આવે તેના પર બધો ગુસ્સો ઢાલવી દેવો. પણ અજીવતત્વના જ્ઞાન સાથે અજીવ સંયમ સમજાશે એટલે તારો સાધુનો આત્મા પોકારશે–' મારે સર્વત્ર સર્વાવસ્થામાં સર્વ પ્રત્યે સમભાવી રહેવાનું છે. જીવનાં જતન કરવાના અને અજીવના પણ જતન કરવાનાં જીવનો જ્ઞાન ગુણ વિકસિત કરીશ તો અજીવ પુદ્‌ગણ-તત્વોના સહાયક ગુણનો પણ વિચાર કરીશ. એટલે તેને તારી સાધનાનું ઉપકરણ બનાવીશ.

તું જીવનુ સ્વરૂપ જાણે તો જ તને જિનેશ્વરનું સ્વરૂપ સમજાય. અને સંયમ દ્વારા તારા આત્માને પણ શિવમંગલ બનાવી શકે !

મનક ! જીવ અને અજીવના જ્ઞાનથી તને સમસ્ત સંસારની ઇંદ્ર જાળ સમજાઇ તેથી વૈરાગ્ય માર્ગ સ્વીકાર્ય લાગ્યો. અને મોક્ષના પવિત્ર રાજમાર્ગ પર વિહરણ કરવા લાગ્યો જીવ અને અજીવના ભેદ જાણતો હતો તેથી જ તને સંયમનાં માર્ગે દોરી શક્યો. હવે તું.. બરાબર જીવ અને અજીવનું જ્ઞાન સમજી લે. તે સમજવાથી જ તુ સંયમ સમજી શકીશ.

## સો હુ નાહિઈ સંજમં

પરમકૃપાળુ પૂ. શય્યંભવસૂરિ મહારાજે દશ વૈકાલિકના જ અધ્યયનમાં કમાલ કરી છે. સૈદ્ધાન્તિક દૃષ્ટિએ જીવ અને અજીવનું જ્ઞાન કેટલું ઉપયોગી છે. અને તે દ્વારા જીવન ઉન્નતિના એક એક સોપાન કેવી રીતે આરોહી શકાય છે તેનું રોચક વર્ણન કર્યું છે. ઘણીવાર તો આ પદોનો સ્વાધ્યાય કરતાં આત્મામાં સ્પંદન પેદા થાય છે...જાણે અમે પણ પ્રગતિપથ પર ચડી રહ્યા છીએ આપના આશીર્વાદ કોઇક વાર તો અવશ્ય સાધનાની સોપાન શ્રેણી પર આરોહણ કરાવશે તે ભાવ લઇ પુનઃ પુનઃ સ્વાધ્યાયમાં લીન બનીએ.

## ૧૨. સુહસાયગસ્સ



જગત જયારે સુખના પાછળ ઘેલું બન્યું છે સુખ પાછળ ધમ પછાડા કરી રહ્યું છે. સ્વપ્નમાં પણ સુખ શબ્દ સાંભળે છે. તો ય આનંદની અનુભૂતિ કરે છે. ત્યારે એક નાનકડાં બાળકને પિતા પ્રબોધી રહયાં છે.

લાડલા, સુખનો માર્ગ સોહામણો છે . રળિયામણો છે. તારી આંખો ખુશ થઈ જશે, કાન આતુર બની જશે, જીભ લપ લપ લપ કરવા લાગશે. ભુખડી બારસ જેવી તારી પાંચે ઈન્દ્રિય તોફાન મચાવી દેશે, મન માઝા મૂકી કલ્પનાના તરંગો રમી એક આગવી સૃષ્ટિ ખડી કરી દેશે માનવમાત્રના શબ્દકોશનો મહામૂલ્ય જો કોઈ શબ્દ હોય તો તે એક જ છે. ''સુખ''

જગતના સર્વ જીવો સુખની પાછળ આસક્ત છે. તેની પાછળ તું આસક્ત ન બને એ કંઈ બનવા જેવી વાત છે?

પણ મારે તને સુંવાળા માર્ગે નથી ચલાવવો. સુખની સૃષ્ટિ એ સત્ય છે કે ઈંદ્રજાળ છે. તે સમજાવવું છે. તું જ મનોમંથન કરે! સત્યદર્શન હૈયામાંથી ઉદ્ભવે છે.

શું સુખ તારા જીવનનું ઘડતર કરશે?
શું સુખ તારી જીવનશકિતઓને વિકસિત કરશે?
શું સુખ તને સશક્ત બનાવશે?
શું સુખ તને સ્વાધીન બનાવશે?
શું સુખ તને સૌનો સ્નેહી રાખશે?

પરમાત્માનું પ્રરૂપેલું સંયમ શ્રેષ્ઠ છે અને સંયમનું પાલન પણ શ્રેષ્ઠ છે. અને સંયમમય બની જવું તે અતિશ્રેષ્ઠ છે જેટલી ચીજ મૂલ્યવાન તેટલા તેના જતન પણ ઝાઝેરા જ કરવાના...ને !

સંયમનાં પાલન માટે જ્ઞાન ખૂબ જરૂરી છે જ્ઞાન વગર સંયમના પાલન મહાવિદેહ ક્ષેત્રમાં પણ ન થઈ શકે તો ભરતક્ષેત્રમાં ક્યાંથી થઇ શકે ?

ઋજુ અને પ્રાજ્ઞ ૨૨ તીર્થંકર પરમાત્માના સાધુઓ પણ જ્ઞાન વગર સંયમનું પાલન ન સમજી શકે તો પરમાત્મા મહાવીરના વક્ર અને જડ સાધુઓ જ્ઞાન વગર સંયમની પાલના કેમ સમજી શકે ? આંખ વગર જેમ દેખી ન શકાય, કાન વગર સાંભળી ન શકાય તેમ જ્ઞાન વગર સંયમ સમજી ન શકાય તો પાલન ક્યાંથી ?

જેમ જીવન ધારણ માટે પ્રાણ જરૂરી છે તેમ સંયમ પાલન માટે જ્ઞાન જરૂરી. ભયંકર જંગલમાંથી પસાર થવું હોય પણ સાથે ભોમિયો ન હોય તો અટવી પસાર ન થઇ શકે. દુષ્કર સંયમનું પાલન કરવું હોય તો જ્ઞાન વગર થઈ શકે ?

એક સંસારી અજ્ઞાની હોય તો ચાલે, પણ સાધુ અજ્ઞાની હોય તો ચાલે ? તેની સાધના જ્ઞાન વગર ખોરંભે પડી જાય. સાધુ અજ્ઞાની રહે તો તેના સંયમના પાલન, મહાવ્રતના રક્ષણ તુટી પડે જીવનમા જેટલી આંખની આવશ્યકતા તેથીય અધિક સંયમપાલનમાં જ્ઞાનની આવશ્યકતા

જ્ઞાન ન હોય તો સત્તર પ્રકારનો સંયમ કેવી રીતે જાણે ? જ્ઞાન ન હોય તો સંયમનાં ૭૦ ભેદ કેવી રીતે જાણે ? જ્ઞાન ન હોય તો ચરણસિત્તરી અને કરણસિત્તરીના ભેદ કેવી રીતે સમજી શકે ? જ્ઞાન ન હોય તો પૂજ્ય અપૂજ્યના ભેદ કેવી રીતે જાણી શકે ! જ્ઞાન ન હોય તો આરાધના વિરાધનાનું પૃથક્કરણ કેવી રીતે કરી શકે ? જ્ઞાન વિના સંયમવિરાધના અને આત્મ વિરાધનાના રહસ્ય કેમ સમજી શકે ? જ્ઞાન વગર વીતરાગ દેવ અને મિથ્યાત્વી દેવના ભેદને કેમ જાણી શકાય? ભલા સંયમ પાળવું છે તો કમ્મર કસી પુરૂપાર્થ કર અને તેમાં પણ

મહાત્મા તારે જ્ઞાન સંયમના પાલન માટે જોઈએ છે તો તારે કેટલો પુરૂષાર્થ કરવો પડે ? વિશ્વની જ્ઞાન વિજ્ઞાનની અનેક શાખા અનેક પ્રશાખાઓ નહિ જાણે તો કેમ ચાલશે ?

જીવ અને અજીવનું જ્ઞાન હશે તો જ તારૂં ગાડું આગળ ચાલશે કારણ પ્રભુ પરમાત્માનો સાધુ છે તેને જીવ સંયમ અને અજીવ સંયમ બન્નેનું પાલન કરવાનુ હોય છે

જીવનું જ્ઞાન તેને તારૂં સ્વરૂપ સમજાવશે.

અજીવનું જ્ઞાન તને સસારનું સ્વરૂપ સમજાવશે.

જીવનું જ્ઞાન તને તારા જન્મ મરણ અને અનેક યોનિઓનું જ્ઞાન કરાવશે. તારા સ્થળો. તારા રૂપો જોઈ કોઈ પણ જીવ પ્રત્યે તું અપ્રીતિ-દ્વેષ નહીં કરે.

અજીવનું જ્ઞાન તને પુદ્ગલનું સ્વરૂપ સમજાવશે અજીવની સમજ વિસ્તરતાં તને સમજાશે કે કયાક તું વર્ણ લોલુપી બન્યો...તો કયાંક તું રસમાં આસકત બન્યો. એટલે જ તું અથડાયો . કૂટાયો અને જન્મ-મરણના ચક્રમાં ફસાયો.

જીવનું સ્વરૂપ જાણ્યા બાદ કોઈના પર તને દ્વષ નહિ થાય...તો અજીવનુ સ્વરૂપ સમજ્યા બાદ કયાય રાગ નહીં થાય રાગદ્વેષના રૌદ્ર રૂપો જ્ઞાનીને જ્ઞાન દ્વારા સમજાય અને સમજ્યા બાદ સંયમ દ્વારા રાગદ્વેષથી બચાય જીવ અજીવનું જ્ઞાન મોક્ષમહાલયમાં પહોંચાડવા માટે સમર્થ બની શકે તો સંયમમા કેટલું સહાયક થાય ? તે વિચાર કર

જીવનું જ્ઞાન તને હિસાથી બચાવશે હિંસાના ભેદ સમજીશ તો માનસિક હિસા, વાચિક હિંસા કાયિક હિંસા–સ્વરૂપ હિંસા–પરિણામ હિંસા સ્વ હિસા–પર હિસા સમજાશે સાથે જ હિંસાને ઉત્તેજક ક્રોધ, માન, ઇર્ષ્યા વેર વેરાનુબંધ–રૌદ્ર પરિણામ કઠોરતા નિર્દયતા સમજાશે. સંયમના પાલન માટે આ બધાનો ત્યાગ જરૂરી છે. મારે જીવ સંયમનું પાલન કરવું છે જીવ સંયમના પાલન માટે પડિલેહણા પ્રમાર્જના દયા કરૂણા, વાત્સલ્ય, મધુરૂં વચન અને નિર્મળ અધ્યવસાયોને સમજીશ તો આચરીશ ને ?

અજીવનું જ્ઞાન તને ખૂબ ખૂબ સહાયક થશે. ને તારા રાગને દૂર કરશે. એટલે અજીવ સંયમના પાલન માટે જે જરૂરી ત્યાગ છે તે

કરતાં ક્યારે ય ડરીશ નહિ. સોનાં રૂપાં ઘર ક્ષેત્રની મમતા ઉતરશે. આંખને આંજે તેવું રૂપ કોકીલ કંઠ જેવો સ્વર, વારંવાર જોવું ગમે તેવો 'ચહેરો' આ બધું દેહનો ધર્મ સમજ્યા પછી તેના પર પણ મમત્વ નહીં રહે.

અજીવના જ્ઞાન દ્વારા જ તું અજીવ સંયમનું પાલન સમજીશ જેમ તું જીવ ઉપર ગુસ્સો ના કરે તેમ વસ્ત્ર–પાત્ર–સ્થળ ઉપર પણ ગુસ્સો નહિ કરે. અનાદિના સંસ્કાર છે જે વચ્ચે આવે તેના પર બધો ગુસ્સો ઢાલવી દેવો. પણ અજીવતત્વના જ્ઞાન સાથે અજીવ સંયમ સમજાશે એટલે તારો સાધુનો આત્મા પોકારશે–' મારે સર્વત્ર સર્વાવસ્થામાં સર્વ પ્રત્યે સમભાવી રહેવાનું છે. જીવનાં જતન કરવાના અને અજીવનાં પણ જતન કરવાનાં જીવનો જ્ઞાન ગુણ વિકસિત કરીશ તો અજીવ પુદ્ગલ-તત્વોના સહાયક ગુણનો પણ વિચાર કરીશ. એટલે તેને તારી સાધનાનું ઉપકરણ બનાવીશ.

તું જીવનું સ્વરૂપ જાણે તો જ તને જિનેશ્વરનું સ્વરૂપ સમજાય અને સંયમ દ્વારા તારા આત્માને પણ શિવમંગલ બનાવી શકે !

મનક ! જીવ અને અજીવના જ્ઞાનથી તને સમસ્ત સંસારની ઇંદ્ર જાળ સમજાઇ તેથી વૈરાગ્ય માર્ગ સ્વીકાર્ય લાગ્યો. અને મોક્ષના પવિત્ર રાજમાર્ગ પર વિહરણ કરવા લાગ્યો જીવ અને અજીવના ભેદ જાણતો હતો તેથી જ તને સંયમનાં માર્ગે દોરી શક્યો. હવે તું . બરાબર જીવ અને અજીવનું જ્ઞાન સમજી લે. તે સમજવાથી જ તુ સંયમ સમજી શકીશ.

## સો હુ નાહિઈ સંજમં

પરમકૃપાળુ પૂ. શય્યંભવસૂરિ મહારાજે દશ વૈકાલિકના જ અધ્યયનમાં કમાલ કરી છે. સૈદ્ધાન્તિક દૃષ્ટિએ જીવ અને અજીવનું જ્ઞાન કેટલું ઉપયોગી છે. અને તે દ્વારા જીવન ઉન્નતિના એક એક સોપાન કેવી રીતે આરોહી શકાય છે તેનું રોચક વર્ણન કર્યું છે. ઘણીવાર તો આ પદોનો સ્વાધ્યાય કરતાં આત્મામાં સ્પંદન પેદા થાય છે...જાણે અમે પણ પ્રગતિપથ પર ચડી રહ્યા છીએ આપના આશીર્વાદ કોઇક વાર તો અવશ્ય સાધનાની સોપાન શ્રેણી પર આરોહણ કરાવશે તે ભાવ લઇ પુનઃ પુનઃ સ્વાધ્યાયમાં લીન બનીએ.

# ૧૨. સુહસાયગસ્સ



જગત જ્યારે સુખના પાછળ ઘેલું બન્યું છે સુખ પાછળ ધમ પછાડા કરી રહ્યું છે. સ્વપ્નમાં પણ સુખ શબ્દ સાંભળે છે. તો ય આનંદની અનુભૂતિ કરે છે. ત્યારે એક નાનકડાં બાળકને પિતા પ્રબોધી રહયાં છે.

લાડલા, સુખનો માર્ગ સોહામણો છે... રળિયામણો છે. તારી આંખો ખુશ થઈ જશે, કાન આતુર બની જશે, જીભ લપ લપ લપ કરવા લાગશે. ભુખડી બારસ જેવી તારી પાંચે ઈન્દ્રિય તોફાન મચાવી દેશે, મન માઝા મૂકી કલ્પનાના તરંગો રમી એક આગવી સૃષ્ટિ ખડી કરી દેશે માનવમાત્રના શબ્દકોશનો મહામૂલ્ય જો કોઈ શબ્દ હોય તો તે એક જ છે. "સુખ"

જગતના સર્વ જીવો સુખની પાછળ આસક્ત છે. તેની પાછળ તું આસક્ત ન બને એ કંઈ બનવા જેવી વાત છે?

પણ મારે તને સુંવાળા માર્ગે નથી ચલાવવો. સુખની સૃષ્ટિ એ સત્ય છે કે ઈંદ્રજાળ છે. તે સમજાવવું છે. તું જ મનોમંથન કરે! સત્યદર્શન હૈયામાંથી ઉદ્ભવે છે.

શું સુખ તારા જીવનનું ઘડતર કરશે?
શું સુખ તારી જીવનશક્તિઓને વિકસિત કરશે?
શું સુખ તને સશક્ત બનાવશે?
શું સુખ તને સ્વાધીન બનાવશે?
શું સુખ તને સૌનો સ્નેહી રાખશે?

શું સુખ તને કર્તવ્ય પથ પર સ્થિર રહેવા દેશે?

શું સુખ તને પોતાને પ્રગતિના પંથે પ્રયાણ કરવા દેશે?

શું સુખ તને સુખે જીવવા દેશે?

છેલ્લે હજી એક પ્રશ્ન પૂછી લઉં. ગભરાતો નહિ શું સુખ તને છેલ્લો શ્વાસ લેવા દેશે,

હું સમજું છું, આ પ્રશ્નાવલી તને કડવી લાગશે... આકરી લાગશે. તારૂં મુખ પ્રશ્ન સાંભળી મુરઝાઈ જશે...પણ...તું સ્વસ્થ બની .. શાંત મને વિચાર કર, તને તારા હૃદયનો જાગતો દેવ જવાબ આપશે. આજ સુધી સુખની પાછળ ઘેલાં બની તેં માંહ્યલાને મુંઝવ્યો છે. તેનો દ્રોહ કર્યો છે. હવે જરા ફુરસદ કાઢ.

એક વખત મુક્ત મને હસી લે. સંસારની બધી ઝંઝટને દૂર દૂર ફેંકી દે. પછી શાંત પ્રશાંત બની વિચાર કર. બોલ તારા સુખની વ્યાખ્યા?

સાધન તેજ સુખને?

સગવડ તેજ સુખને?

અનુકૂળતા તેજ સુખને?

સાધન—સગવડ અને અનુકૂળતા એજ સુખ હોત તો જગત સુખ માટે ફાંફા ન મારત. ભાઈ. પાયામાં જ પહેલી ભૂલ કરે છે.

આલ્પસના મહાડુંગરા પર તારે આરોહણ કરવું છે. અને તળેટીથી પગ ના ઉપાડે તો ચાલે? તળેટી છોડે તો જ શિખરના સફરની મજા મ્હાણી શકાય. સુખ સમજ્યા વગર સુખના ફાંફા તને સુખી નહિ બનાવે. ભયંકર દુઃખસાગરમાં ડુબાડી દેશે. તારી કલ્પના તારા વાતાવરણે તને સગવડતા સાધન અને અનુકૂળતામા સુખની ભ્રમણા કરાવી છે. તેથી જરા કાંઈક મનોભાવ મુજબ જોયું, ઘેલા થઇ પાછળ પડયો. પૂર પાટ દોડ ચલાવી. જરા મનમોહક—આકર્ષક પદાર્થ મળ્યા. આંખે ઇશારો કર્યો. નાકે સાથ આપ્યો. જીભ સળવળી. અને હાથ

મશીનની જેમ તૈયાર થઈ ગયા. એક મિનિટ માટે લાગ્યું હું સુખનો બેતાજ બાદશાહ. મારા જેવા ભોગ્ય પદાર્થ કોની પાસે? સુખી સુખી સુખનું બૂમરાણ કરી જગતને ગજાવી મુકયું. સૌ તને અભિનંદન આપવા આતુર બની આવવા લાગ્યા. સૌ હસતા આવે છે. પણ તેંતો કાગારોળ કરી મૂકી છે." મરી ગયો બાપલીયા" બચાવો બચાવો. અસહ્ય વેદના અગણિત દુઃખ. ભયંકર દુઃખી છું ..અરે ભાઇ. તમે કેમ આવ્યા. મારા દુઃખીને ઝૂંપડીયે ..

તારા સુખની બૂમરાણ સાભળીને દોડી આવ્યા. તને અભિનદન આપવા, ત્યારે તું પણ દુઃખની બૂમરાણ કરે છે. સાચું શું ?

ભાઈ મને વધારે ના બોલાવો. થાકી ગયો છું. નસે નસ ખેંચાય છે. આંતરડાં તૂટે છે. મારો શ્વાસ ઘૂંટાય છે. બે ટુકડાં જરા સારા ખાવા મલ્યાં મેં સુખનો અનુભવ કર્યો. પણ ત્યાં તો એ ટુકડાએ તેનું નગ્ન સ્વરૂપ પ્રગટ કર્યું. બસ જૂઓ મારી પરિસ્થિત મને ના બોલાવો. મારાથી મારા દુઃખનુ વર્ણન થતું નથી હવે તો રડીને પણ આંસુ ખૂટયાં. કંઈ રીતે વ્યક્ત કરૂં મારી દુ.ખની વેદનાં બસ તમે દૂર ભાગો.

મેં સાધનમાં સુખ જોયું.
મેં સંગવડમાં સુખના દર્શન કર્યા.

મેં અનુકૂળતાને સુખ માની લીધું તેની પાછળ આસકત બન્યો. સુખના લોલુપી એવા મને તેની ભીંતરમાં રહેલ સત્ય સ્વરૂપનાં દર્શન ના થયા.

ઓ મનક ! સાંભળ, આ એક જ વ્યકિતની એક જ કથની. તારે આનાથી અધિક વિચાર કરવાનો છે.

સુખનો લોલુપી સ્વાર્થી બને છે.
સુખનો લોલુપી ઈર્ષાળુ બને છે.

સુખના લોલુપીને ક્રોધ માન માયા લોભ ભરખી જાય છે. ભૂતની જેમ વળગી જાય છે. સુખના લોલુપીને સત્તા અધિકાર ભાન ભૂલાવે છે. કર્તવ્ય પથથી ભ્રષ્ટ કરી દે છે. પરિણામે તેની ઘટમાળ એક જ હોય છે. આકાશ પાતાળ એક કરી ઈષ્ટને પ્રાપ્ત કરૂં. અનિષ્ટને દૂર કરૂં. ન મળે તો મારૂં કે મરૂં બળું કે બાળું.. આ ભયંકર દુર્ભાવ તેને દુર્ગતિમાં લઈ જાય છે. સદ્ગતિ દૂર થાય છે.

મનક...તું મોક્ષનો મુસાફર! સયમનો ઉપાસક! તું સુખ લોલુપી ના બનતો.. સુખની આસક્તિ તારી સદ્ગતિને રોકી દેશે. તારી આત્મિક પ્રગતિને થંભાવી દેશે.

તારી નોંધપોથીમાં આલેખી લે. તારા હૃદયપટમાં કોતરી લે. હું સાધુ! હું મોક્ષચાહક મને મોક્ષ બાધક...સુખ સ્વ:દુતા ના જોઈએ. સુખની આસક્તિ મને ના ખપે...

જો હું સુખ લોલુપી બનું. પ્રાપ્ત સુખોમાં પણ ભાન ભૂલું તો મારા લલાટે દુર્ગતિના લેખ લખાઈ જાય. સદ્ગતિ મારાથી રીસાઈ ને ભાગી જાય. આત્મશુદ્ધિ મારો સત્કાર કરવા તૈયાર છે તે દુર સુદૂર થઈ જાય.

બેટા મનક..

"સુખનો સ્વાદ એટલે દુર્ગતિને આમંત્રણ" સાચે સુખની આસક્તિ દૂર કરવાના બહાને તને મોક્ષની નજીક લઈ જાઉં છું એ ભૂલતો નહિ. તેં સુખનો સ્વાદ છોડયો એટલે સુખના પ્રબલ સાધન પ્રધાન સદ્ગતિ તારા ચરણમાં.

સુખ સ્વાદની ઝંખના તને કયાં લઈ જશે? તારૂં અધ:પતન કેટલું થશે. તે મેં સમજાવ્યું છે. આત્મવીર હવે તું તારી જાતે વિચાર

"સુખનો સ્વાદ માણું કે સાધનાનો સ્વાદ માણું? સુખનો

સ્વાદ દુર્ગતિ આપશે, સાધના સિદ્ધિ આપશે. બસ. સુખથી કોશો દૂર ભાગ. અને સાધના માર્ગે હરણફાળ ભર.

ઓ પૂર્વધર મહાત્મા

મહાત્મા મનકે સુખને અવગણી સાધના માર્ગે હરણફાળ ભરી ત્યારે તો છ મહિનાના અલ્પ સમયમાં સમાધિના શિખર સર કર્યાં. અમારે સુખની વ્યાકુળતા છોડવી છે. સમાધિમાં લીનતા કેળવવી છે. આપો આશીર્વાદ અમ સેવક જન ઉપર .



# ૧૩. અસંભંતો



જગતના સમસ્ત માનવીઓની એક વાત છે. જરૂરી કામ છે. કાર્ય ત્વરિત પૂર્ણ કરવું છે. હવે થોભવાનો સમય નથી બસ દોડવા દો અમે દોડયા જ કરીશું. નાના બાળકની જેમ નહિ પણ—નદીના ઘોડા પૂરની જેમ દોડીશું. વાગુથંભે દોડીશું . શું દોડવાની જ મઝા માણશો. દોડવામાં જ લ્હાવો છે કે થોભવામાં ? સવાલ જવાબની માથાકૂટ માટે ઊભો રહું તો મારી આગેકૂચ બંધ થઈ જાય... હું દોડ-વાને ટેવાયેલો છું.

જીંદગી અલ્પ છે, કાર્યની વણઝાર છે. એક સેંકડ બગડે તો મારી જીતની બાજી હારમાં પલટાઈ જાય. સવારથી ઊઠું છું ને પેલી ઘડીયાળ ડંકા કરી મારા સામે અટ્ટહાસ્ય કરે છે, હું પણ સમયની રાક્ષસી માયાજાળ સામે દાંત કચકચાવી — હાથની મુઠ્ઠીઓ વાળી કંઈક નિશ્ચય કરૂં છું. જલ્દી દોડું છું. શૌચ — સ્નાન પતાવું જરા મોડું થશે માટે ભાગું છું. લાઈનમાં , મારો નંબર જોઈ હસું છું. ત્યાં પાછળ-વાળાનું ખુધુ હાસ્ય મને કનડે છે. ભાઈ ? નંબર લગાવ્યો .. લોટો કયા ? આનંદ શોકમાં પલટાઈ ગયો. . જીત હારમાં ફેરવાઈ ગઈ. આ એક સંસારીની કથા જેવી મારી પણ એક વ્યથા છે.

મને સમજાતું નથી દોડું છતાં હારૂં કેમ ?

મને સમજાતું નથી અધ્યયન કરૂં છતાં જ્ઞાન કેમ નહિ ?

મને સમજાતું નથી કામ કરૂં છતાં ભક્તિ કેમ નહિ ?

મને સમજાતુ નથી ચારિત્ર પાળું છતાં કર્મનો ક્ષય કેમ નહિ ?

મને સમજાતું નથી તપ કરૂં છતાં કર્મને તાપ કેમ લાગતો નથી ?
મને સમજાતું નથી વિહાર કરૂં છતાં આત્મ વિહરણ કેમ થતું નથી ?
મને સમજાતુ નથી વિનય કરૂં છતાં ગુરુકૃપા કેમ મળતી નથી ?
મને સમજાતું નથી નવકાર ગણું છતાં નમ્રતા કેમ પ્રાપ્ત થતી નથી ?
મને સમજાતું નથી ગુણીના સમાગમમાં રહું પણ ગુણની સુવાસ
કેમ મળતી નથી.

મને સમજાતું નથી વિદ્વાનોની સેવા કરૂં છતાં અજ્ઞાન કેમ દૂર થતુ નથી !

મને સમજાતું નથી વીતરાગીની સેવા કરું છતાં રાગદ્વેષ દૂર કેમ થતાં નથી. ?

આ પ્રશ્ન સમગ્ર સાધકોના. .આરાધકના છે. અને બાલમુનિ મનકની મનોભૂમિમાં પણ આ ભયંકર વિકલ્પજાળ પેદા થઈ શકે તે શ્રુતકેવલી પૂ. શય્યંભવસૂરિ મહારાજ જાણે·છે. જીવ—અજીવના તત્ત્વોના પારગામી સાધકના મનની .. બાલસાધક તેમાં પણ ખુદના લાડીલાની વ્યથાની કથા કેમ ન જાણે. ?

મહાપંથના મુસાફર મનક ..

તારી હારને જીતમાં પલટાવવા તારે લક્ષ્ય રાખવું પડશે. એક વાતનું પાકું ધ્યાન રાખવું પડશે. .

પિતાજી ! મમ જીવન ઘડવૈયા .

મને આપો. દિવ્ય ગુટિકા હારને જીતમાં પલટાવું આપ કૃપાએ વિજયની વરમાળા પહેરૂં

ઓ...

સાધક ! અધીરો ન થા. તારા માર્ગના કંટકો અને ગુલાબ બંને જાણું છું. એક લાખ વાર તારા મનને પૂછી લે ‘ હું સાધક છું કે નહિ ’

" સાધકનો જીવનમંત્ર અસંભ્રાન્ત દશા "

અસંભ્રાન્ત દશા એટલે સતત જાગૃત અવસ્થા.

અસંભ્રાન્ત દશા એટલે આત્માની ઉન્નત અવસ્થા.

અસંભ્રાન્ત દશા એટલે અનંત પ્રતિ અમીટગતિએ દોડ મૂકનાર.

અસંભ્રાન્ત બન. .ભ્રાન્તિ ..ભ્રમ ..તારા માર્ગના ભયંકર વિઘ્ન છે.

ભ્રાન્ત આત્મા કર્તવ્યપથથી ચ્યુત થાય છે. ભ્રાન્ત મંઝીલે પહોંચી શકતો નથી. તો પછી સંભ્રાન્તનું તો પૂછવું શું ?

સંભ્રાન્ત પ્રત્યેક ક્રિયામાં સ્વાર્થ તત્પર બને છે સાધક સ્વાર્થ પર બને છે. ત્યારે સ્વ — પરનો રક્ષક તારક ઉદ્ધારક સ્વમાં સીમિત બની જાય છે. ચૌદરાજ લોકના સમસ્ત જીવનો વિચાર કરનાર પોતાની પરિધિ પર ઘૂમવા લાગે છે. આત્માની સાધના ભૂલી દેહની સાધનામાં લીન બને છે. સાંભળ—ધ્યાનપૂર્વક સાંભળ.

આહાર દેહની જરૂરિયાત એ વિશ્વની વાત. સાધકને મન આહાર એટલે મોક્ષસાધક દેહનું માત્ર સાધન. સાધક સાધન પણ સાધનાથી મેળવે તેનું સાવધાનીથી રક્ષણ કરે. આકાર જેવી દેહની જરૂરિયાત માટે પણ દેહ ભાવ ભૂલી જવાનો. મોક્ષનો ભાવ મુખ્ય રાખવાનો એટલે જ અસંભ્રાન્ત બનવાનું. અસંભ્રાન્તને હુ પહેલો પહોંચુ તેવો ભાવ પેદા ન થાય.

અસંભ્રાન્તને "મને મળશે નહિ તેવો દીનભાવ પેદા ન થાય"

અસંભ્રાન્તને પગ મૂકતાં પહેલા ઈર્યાસમિતિ યાદ આવે. તેથી જીવદયાનો ખ્યાલ રહે.

અસંભ્રાન્તને બોલતાં પહેલાં ભાષાસમિતિનો ખ્યાલ આવે તેથી તેનાથી પાપમય દિલ દુ.ખહર સર્વજ્ઞની આજ્ઞા વિરૂદ્ધ વચન ક્યારે પણ ન બોલાય.

અસંભ્રાન્તને ગૌચરી જતાં પહેલાં ગુરુ આજ્ઞા ગુરુ કૃપા યાદ આવે. એટલે બોલે ઈચ્છાકારેણ—સંદિસહ ભગવન.

અસંભ્રાન્તને આહાર લેતાં પહેલાં એષણા સમિતિ યાદ આવે એટલે સાધુ જીવનના કલ્પ્યા કલ્પ્યના અનેક નિયમો — ઉપનિયમો — લાભ—નુકશાન વિગેરે યાદ આવે.

અસંભ્રાન્તને આહાર વાપરતાં પહેલા ગુરુની ભકિત યાદ આવે એટલે ગુરુભકિત દ્વારા બાલ — વૃદ્ધ — ગ્લાન તપસ્વીની સેવાની સાધના થાય.

અસંભ્રાન્તને આહાર વાપરતાં પહેલા મોક્ષમાર્ગની સાધના યાદ આવે — તેથી મહર્ષિઓની યાદે આંખ આંસુથી ભરાય.

અસંભ્રાન્તને આહાર વાપરતાં અણાહારી વીતરાગની યાદ આવે કુરગડુ મુનિની યાદે હાથમાં કોળિયો અને મન મુકિતમાં પહોંચે.

મનક...

તારે જીંદગી જીતવી છે. તો જીંદગી જીતવાની જડીબુટ્ટી લઈ લે. અસંભ્રાન્ત થા. અસંભ્રાન્ત બનીશ એટલે તારા શબ્દ કોશમાંથી હાર. પરાજય. નાપાસ. નિરાશ. ભૂલ શબ્દો અદૃશ્ય થશે.

સાધનાનું ઉત્તુંગ શિખર સર કરવા બેટા અસંભ્રાન્ત થા. સિદ્ધિ તારા ચરણ ચૂમશે.

અસંભ્રાન્ત દશા એટલે જાગૃત સાધક દશા. પ્રત્યેક ક્રિયા. પ્રત્યેક પ્રવૃત્તિમાં જિનાજ્ઞા મુજબ જ ચાલનાર જિનાજ્ઞા નજર સામે રાખી, મોક્ષનું લક્ષ્ય રાખી સાધના માર્ગમાં સ્થિર થવું તે અસંભ્રાન્તતા.



## ૧૪. અણુવિગ્ગો



"સાલું ! શું કરૂં ગમતું નથી. આ તે કંઇ જીંદગી છે. કંટાળો આવે છે" ભૌતિકયુગનો કોઇ ભયંકરમાં ભયંકર અભિશાપ હોય તો આજ છે.

વિચાર હતો ડોક્ટર થવું પણ ડોક્ટર કહે અમારી જીંદગીમાં ભૂલથી પણ પગ મૂકશો નહિ. છાશવારે નવી દવા. નવા રોગ. અને દર્દીને જોઇએ તરત આરામ. અમને જોઇએ સેવાને નામે મેવા. અમે રોગ નથી જોતાં. રોગી નથી જોતાં. દવા નથી જોતાં. પથ્ય નથી જોતાં. ફક્ત જોઈએ છીએ સંપત્તિ અને સગવડ. પણ કોઇના નિઃસાસાથી મળેલી સંપત્તિ અને સગવડ અમને ભરખી ખાય છે. હવે એ બધાંથી કંટાળ્યા છીએ. પણ ક્યાં જઇએ ?

ના. ના. ડોક્ટર નહીં થતાં ઊંઘની ગોળી પણ અમને ઊંઘ આપતી નથી.

ડોક્ટરની જીંદગીને હવે સલામી કરી. હવે થયું કે વેપારી બનું તો કેવું સારૂં ?

પણ આ શું ? વેપારી મહાજનતો પ્રભાતનાં મંગળ સમયે પણ કાણ માંડીને બેઠાં છે.

વર્તમાન પત્ર વાંચ્યુ બજેટ જાયું કાયદાની ભયંકર જાળ જોઈ નાહી નાંખ્યું. જીંદગીમાં કમાયા તે બધું ટેક્ષમાં ખલાસ. હાય આ ન મેળવ્યું હોત તો સારૂં ઉપાધિ જ ન હોત.

વેપારીની પરવશતા જોઈ થયું ચાલ પ્રધાન બનું પહોંચી ગયો ત્યાં. 'પ્રધાનને મળવું છે.' આજે તેનો મુડ આઉટ છે. કારણ ?

અરે બધાનાં કારણ કહેવાતાં હશે ? મતદાન વખતે વચનો આપ-વાનાં હોય... પાળવાના હોય.. સેવા સાદાઈની વાત કરવાની પણ સંતતિની ચિંતા કરવાની કે નહિ ? અમારી સંતતિએ સત્તાના જોરે જાહેરમાં છબરડા કર્યો હવે સત્તાની આ ત્રણપાયાની ખુરશીનાં ધરતી-કંપની આગાહી થઈ ચૂકી છે. બીમારીનાં ઢોંગે જીવવા દો.

નાનો બાળક જેમ કૂંદકૂદા કરે તેમ મે પણ મારી સૃષ્ટિમાં ઉથલ પાથલ કરી. નિર્ણય કર્યો. બસ હવે તો શિક્ષક બનીશ કશી ઝંઝટ નહિ એય ! ઊભો રહે અમારી જીંદગી ખૂબ જોખમમાં છે. બાળ છોડના ઘડવૈયા. સંસ્કાર દાતા અમે વિદ્યાના દાન નથી કરતાં વેચાણ કરીએ છીએ. તેથી અમારી વિદ્યાના પણ કાળાબજાર થાય છે.

ગુંડા જેવા વિદ્યાર્થીને પાસ કરી સાચા વિદ્યાર્થીને નાપાસ કરી અમે આદર્શ શિક્ષક બન્યા

સસ્સ્વતી અમારાથી રૂસણાં લઈ રહી છે સુખની લાલસા છૂટતી નથી સરસ્વતીનું અપમાન ખમાતું નથી. અમે પણ ઉદ્દ્વિગ્ન છીએ.

જગતમાં જ્યારે ચારે બાજુ આસકિત નિરાશા ઝંખનાએ માનવ માત્રને ક્ષુબ્ધ–ઉદ્દ્વિગ્ન કરી દીધો છે. જગતના બેતાજ બાદશાહ સ્ટેલીન જેવા. પણ. ઉદ્દ્વિગ્નતાની ભઠ્ઠીમાં શેકાય છે. ત્યારે. સદૈવ. શાંત પ્રસન્ન અભયભાવમાં રાચતાં પૂ. શય્યંભવસૂરિ મહારાજ દૂધમલ બાલક મનકને કહે છે.

ઓ સાધક ! અનુદ્વિગ્ન થા

એક મ્યાનમાં જેમ બે તલવાર ન રહે તેમ સાધના સાથે ઉદ્દ્વિગ્નતા ન રહે. તું ઉદ્દ્વિગ્નતાને ખંખેરી નાંખ. સાધના માર્ગની સાથે તેને ભયંકર શત્રુતા છે.

'ઉદ્દ્વિગ્નતા કંટાળો કોને આવે તે જાણે છે ? ' પ્રભો ! પ્રકાશો-મારા માર્ગના અંધેરા ઉલેચો. સાંભળ.'

કંટાળો તેને આવે જેને પોતાના માર્ગની માહિતી ન હોય.

કંટાળો તેને આવે જેને પોતાનો માર્ગ નિરસ લાગે.

કંટાળો તેને આવે જે આપત્તિનું સાચું સ્વરૂપ ન જાણતો હોય.

કંટાળો તેને આવે જેને રાત્રિના અંધકાર પછી મંગલ પ્રભાત થવાનું છે તેની ખબર નથી.

પૃથ્વીમાં બીજ દટાય નહિ તો બીજ વૃક્ષની ભવ્યતા પામી શકે? પત્થર ટાંકણા ન સહન કરે તો મનોહર મૂર્તિ બની શકે? પાયાનો પથ્થર બની જમીનમાં દટાય નહિ તો ઉત્તુંગ શિખરનાં દર્શન શક્ય બને? બે તટની મર્યાદામાં સરિતા ન વહે તો પવિત્ર પાવની લોકમાતા બની શકે? કચરો-મોતી કે છીપલા જે આવે તેને સમાવે નહિ તો સમુદ્ર રત્નાકર બની શકે? ગર્ભની પીડા સ્ત્રી સહન ન કરે તો માતૃત્વનો મંગલ આનંદ માણી શકે?

જીવનનું કયું ક્ષેત્ર છે કે જ્યાં વેદના વગર સુખ છે?

સાધક!

તું તો સાધનાનો ઉપાસક! તેં તો દીક્ષાના દિવસે મંત્ર ઉચ્ચાર્યો છે કે અનુદવિગ્ન થઈશ.

અનુદવિગ્ન એટલે? સુખ માટે ધર્મથી પીછે હઠ નહિ કરનાર.

અનુદવિગ્ન એટલે કર્તવ્યથી પીછે હઠ નહિ કરનારો.

અનુદવિગ્ન એટલે દુઃખથી ડરી કર્તવ્યથી ભાગનારો નહિ.

સાધક એટલે

ઠંડી યા ગરમી પડે

અનુકૂળતા મળો યા પ્રતિકૂળતા મળો

માન મળો યા અપમાના મળો

પણ એ બધાને ઘોળીને પી જનારો.તેથી જ અનુદવિગ્ન સાત્ત્વિકલામાં સિંહથી પણ અધિક પરાક્રમી બની દુઃખની સાથે લડી લે. સુખની આસક્તિ તેને મૂંઝવે નહિ. તેને ભય ભૂલાવે નહિ.

ગુસ્સો ગુલાંટ ખવરાવે નહિ. સાધક પાસે કર્મસત્તા અને ધર્મ-સત્તા બંનેની માહિતી છે. તે બંનેની શકિત જાણે તેથી કર્મવિજયી બને તો પણ ગભરાય નહિ. કારણ. તે જાણે છે. એક દિવસ સોનાનો સૂરજ ઉગવાનો છે.

તું વીતરાગના દર્શાવેલા માર્ગે ચાલે છે. તો તને સિદ્ધિનો સંશય રહે જ નહીં; જો તને સિદ્ધિનો સંશય ન થાય તો તારી સિદ્ધિ નિશ્ચિત છે! તારી સિદ્ધિ નિશ્ચિત છે તેથી તું આનંદમાં રહેવો જ જોઈએ ?

ઉદ્‌વિગ્નતા નિષ્ફળને હોય.

ઉદ્‌વિગ્નતા સફળતાનાં ફાંકાધારીને હોય.

ઉદ્‌વિગ્નતા નિઃસહાય અને નોંધારાને હોય.

પણ તારા જેવા સાધકને ઉદ્‌વિગ્નતા શાની હોય ?

ઉદ્‌વિગ્નતા એટલે ખેદ,

આ ખેદ જ આરાધેલી આરાધનાનો છેદ કરે છે. આ ખેદને તું દૂર સુદૂર ફગાવી દે!

સાધક.

તું અનુંદ્‌વિગ્ન બન. તારા વિજયના મંગળગીતો તને સંભળાવા લાગશે.



## ૨૫. "જઇ મે અણુગ્ગહં કુજ્જા"

ઘણા એવા કાર્યો છે જે સજ્જન અને દુર્જન બંનેને કરવા પડે છે.

પ્રવૃત્તિ પરથી માનવીનું મૂલ્યાંકન ન કરાય. વૃત્તિ પરથી માનવીનું મૂલ્યાંકન ન થાય.

બાલકને મા પણ મારે અને શેરીની ક્રોધી સ્ત્રી પણ મારે. એક બાળકના હિત માટે મારે અને એક બાળકનું તોફાન સહન ન કરી શકે માટે મારે.

પૈસા આપવા માત્રથી દાન ન કહેવાય. એક સારા કાર્યમાં ઘણી વ્યક્તિઓએ પૈસા લખાવ્યા — ઘરે ગયા પછી સૌની રજૂઆત જુદી.

આજે તો માર્યા ઠાર. બધાની વચ્ચે હતા લખાવવા પડયા. આ વાત કોઈપણ કરતું હોય પણ તે મમ્મણશેઠનો ભાઈ સમજવો.

આજે તો પૈસા લખાવીને આવ્યો, બધાની વચ્ચે વટ રહી ગયો. આ વાત કોઈપણ કરતું હોય તો તે દાની નહિ માનનો દાસ જાણવો.

આજે પૈસા તો લખાવ્યા પણ નામ તો જીંદગીનું થઈ ગયું. આ વાત કીર્તિના પ્રેમીની.

આજનો દિવસ ધન્ય; ધાર્યુ ન હતું પણ ઉત્તમ લાભ મલ્યો. આ ઉદ્‌ગાર કોઈ હાર્દિક દાનવીરના.

પ્રવૃત્તિ ગમે તેટલી મહાન કરશો તેથી મહાનતાના શિખર સર નહિ થાય. પ્રવૃત્તિ સામાન્ય હોય પણ તેની પાછળ હૈયાની હાર્દિક ઉમદા વૃત્તિ પોષાતી હોય તો તે પ્રવૃત્તિ મહાનતાના શિખર સર કરવા એક ડગ તો આગળ ચલાવશે જ.

મનક ! તું મારો પુત્ર નથી, પરમાત્મા મહાવીરનો પુત્ર. મહાત્મા તારી પ્રવૃત્તિ જ નહીં તારી વૃત્તિ પણ મહાન. તારા વ્રતો પણ મહાન. તારી આચરણા પણ મહાન. ગુરૂ ચરણે તારું સમર્પણ અનોખું અને તેના સિદ્ધાંતો પણ અદ્વિતીય — તારી ભાષા પણ ઉચ્ચ પ્રભુના શાસનના સાધુના મુખમાથી જે ભાષા નીકળે તેના ઉપરથી ખબર પડે. આ વાત વાત્સલ્ય ઝંખતા શિષ્ય સાથેની છે

મહાભાગ ! તું પુણ્યશાળી બાલ્ય ઉમ્મરમાં પ્રભુના શાસનને પામ્યો — શાસ્ત્રજ્ઞાન મેળવી રહ્યો છે. મોક્ષ મેળવવાની અભિલાષાથી શુદ્ધ ચારિત્રનું પાલન કરીશ ચારિત્ર પાલન માટે માધુકરી વૃત્તિ — ગૌચરી ખૂબ જરૂરી છે. ગૌચરી લેવા જઈશ ત્યારે પણ ધર્મલાભ. ગૌચરી મલી કે ના મલી તો પણ ધર્મલાભ ગૌચરી લાવ્યો પણ ધર્મના લાભ માટે. ગૌચરી વાપરીશ પણ ધર્મના લાભ માટે. હવે ગૌચરી લાવ્યા બાદ મુનિ ભક્તિને ભૂલે ? ગૌચરી દ્વારા મુનિને દેહને જીભને કયાં ખુશ કરવા છે ? અને ગોચરી દ્વારા તેને તરવું છે. તેથી પેટપૂજા પહેલા પૂજ્યપૂજા યાદ આવે. પૂજ્યની પૂજા તેમને સારૂં લાગે — તેમને જરૂર છે માટે કરવાની ? ના, ના, કોઇને ય ખુશ કરવા નહીં, પોતાનો આત્મા પ્રસન્નતાની ખુશીથી ભરાઈ જાય માટે જ કરવાની છે.

કોઈની જરૂરિયાત પૂર્ણ કરે તે સહાયક
પૂજ્યોની પૂજા આરાધના દ્વારા ભરવા માગે તે શિષ્ય.

મનક !

તારું કૂળ સાધુકૂળ છે. વિનય એ તારો સર્વશ્રેષ્ઠ ગુણ છે. તારા શબ્દો એવા હોવા જોઈએ જેમાં તારા હૈયાના ઉમદા ભાવો વ્યક્ત થતા હોય. ગુરૂ સાથે વાત કરતાં શબ્દના સાથિયા નથી પૂરવાના, આપણે સાહિત્યકાર છીએ માટે ઉચ્ચ ભાષા નહિ બોલવાની. ભાષા શાસ્ત્રના નિષ્ણાત છીએ માટે વ્યાકરણશાસ્ત્રના નિયમ પુરસ્સર ભાષા

નહિ બોલવાની. મારા ગુરૂ તીર્થંકર સદૃશ છે. જેમ કેવળજ્ઞાન બાદ તીર્થંકર પરમાત્મા એકલા ન હોય તેમ મારા ગુરૂ પણ મોટા સમુદાયથી પરિવરેલા છે. જો હું વિનયપૂર્વક નમ્રતાપૂર્વતક શાંત થઈને કોમળ સ્વરે બોલીશ તો મારું જોઈ સૌ તે રીતે બોલતાં શીખશે. હું આ નિયમનો ભંગ કરું તો બધાને અવિનય-ઉદ્ધતાઈ શીખવાડવાનું જાણે અજાણે મને પાપ લાગે. જેમ આપણે ઓઘો મુહપત્તિ સાથે રાખીએ છીએ તો આપણાં પછી દીક્ષિત પણ આપણું અનુકરણ કરે છે. જેમ ભાષાના—વિનય—વિવેક નમ્રતાના મારા નિયમને અનુકરણ કરવાના છે. મારી પ્રવૃત્તિ મારાથી લઘુદીક્ષિતને અનુકરણીય બની જાય છે. સારી બાબતમાં મારાથી નાના મારા શિષ્ય બને કે નહિ પણ અવગુણની બાબતમાં તો મારા જ શિષ્ય બનવાના છે. મારા ગુરૂએ પ્રભુ અને ગૌતમસ્વામીનો મારા ગુરૂએ ગૌતમસ્વામી અને કેશીકુમારનો આલાપ—સંલાપ સમજાવ્યો છે. આ બધા શુભભાવો હૃદયમાં પુનઃ પુનઃ સ્મરણ કરી ગુરુદેવ સાથે બોલાય.

ગૌચરી લઈ આવ્યો છે. ક્ષુધા વેદનીય દૂર કરવાની ભાવના છે. પણ તું મુમુક્ષુ! તું હિતકામી! તું લાભચાહક! ગૌચરી વાપરતાં પહેલાં પૂજ્યોને આહાર માટે નિમંત્રણ આપે.

("જઈ મે આણુગ્ગહં કુજ્જા સાહુ હુજ્જામિ તારિઓ.")

જો મારી પર કૃપા કરશો તો હું માનીશ મને સંસાર સાગરથી તારી દીધો.

કેટલી નાની ક્રિયા પણ કેવી ઉમદા ભાવના. શબ્દો નથી પણ તેની અંદર હૈયાનો હર્ષ પ્રગટિત થઈ રહ્યો છે. પ્રભુ! પ્રભુ! મેં અનંત ભવ ભ્રમણ કર્યા છે. જીભને આધીન બની ખાવા માટે મેં અનેક પાપ કર્યા છે. આપે કૃપા ન કરી હોત તો હું ક્યાંથી સાધુ બનત? સાધુ બન્યા વગર ૪૨ દોષ રહિત નિર્દોષ ગૌચરીનો વિધિ ક્યાંથી સમજત? નિર્દોષ ગૌચરી લાવ્યા બાદ ગુરૂ ભગવંતનો લાભ...મને સાચે આપની મહેરબાની—કૃપા હોય તો જ અન્યથા ક્યારે પણ નહિ.

ગુરૂ ગૌતમસ્વામી ધન્ય હતા. ૫૦ હજાર શિષ્યના ગુરૂ પણ પ્રભુ મહાવીરસ્વામીની ગૌચરીના લાભ પણ વિનયપૂર્વક લે. આપનું પુણ્ય પ્રબળ. આપની સેવામાં અનેક સેવાભાવી શિષ્યો. મારો નંબર જ કયાંથી લાગે ?

પ્રથમ ચારિત્રમોહનીયકર્મનો ક્ષયોપશમ. બાદ પિંડૈપણા અદયયન સમજવા જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ. ગૌચરી જતાં મુખ્ય યાચના પરિપહનો વિજય. ચર્યા પરિપહનો વિજય. લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ હોય ત્યારે ગૌચરીની પ્રાપ્તિ અને ત્યારબાદ આપની કૃપા. મારું સૌભાગ્યનામકર્મ જોરદાર હોય તો થાય ? પ્રભુ ! મને ગૌચરી દ્વારા લાભ આપો તો પણ હું ધન્ય બની જાઉં. ગુરૂકૃપા દ્વારા જ મોક્ષની પ્રાપ્તિ થાય. આપ આહાર કરો તો દેહ સ્વસ્થ રહે. જ્ઞાન-ધ્યાનમાં પ્રવૃત્તિ થાય અને તે દ્વારા જ્ઞાન મેળવી હું પણ આપની કૃપાએ અપ્રમત્તભાવ શુકલધ્યાન અને ક્ષપકશ્રેણી દ્વારા મુક્ત બનુ.

આ તો અનંતજ્ઞાનીનું અનુપમ શાસન. ગુરૂકૃપા દ્વારા ગૌચરીનો લાભ મલે તો પણ શીઘ્ર મોક્ષ.

ગૌચરીના લાભમાં જો ગુરૂકૃપાની જરૂરિયાત તો મહાવ્રતના પાલનમાં—ઝંઝાવતભર્યા જીવનમાં ગુરૂકૃપાની કેટલી જરૂરિયાત ?

ભગવાન ! કરગરીને—લળીલળીને વિનવીને એક જ કહું છું. "મે અણુગ્ગહં" મારા પર કૃપા કરો.

આપની કૃપા દ્વારા જ હું સાધુજીવનનો પાર પામી શકીશ.

મહાત્મા મનક ! ગુરૂકૃપાના પાત્ર હતા. ત્યારે તેમના માટે દશવૈકાલિકની રચના થઈ. અમે આપની કૃપાના પ્રતાપે દશવૈકાલિક સમજનાર બનીએ. અને તેના વિધિ--નિષેધ મુજબ જીવન વીતાવનાર બનીએ એટલી નાનીકૃપા તો કરો. રખે મારી ઉપેક્ષા કરતા.



# ૧૬. મુધાજીવી મુધાદાયી



એક સભામાં વક્તા જોરશોરથી શ્રોતાઓની પ્રશંસા કરતા હતા. તટસ્થ નિરીક્ષકને થયું...ધન્ય વક્તા ! કેટલા સુંદર શ્રોતા મળ્યા છે. સભા પૂર્ણ થઈ. હસી હસીને શ્રોતાની પ્રશંસા કરનાર વક્તા બરાડા પાડી બોલાવા લાગ્યા. બેકાર આદમી છો ! પહેલાં કેટલું માન આપતાં હતાં ?

તટસ્થ નિરીક્ષકને થયું લાવ ઝઘડો પતાવું.

શ્રોતા પાસે ગયા. કહ્યું વિદ્વાન સાથે સભ્ય વર્તન રાખો. આમ કેમ ઉપેક્ષા કરો છો ?

શ્રોતા : ઉપેક્ષા ન કરીએ તો શું કરીએ ? તેમના પેટ અને પટારા પણ ભરીએ..! ઘણાં વક્તા મળે છે. જવા દો..એમનું મોં પણ જોવું નથી.

ત્યાંથી ગયા વક્તા પાસે.

'તમે તો વિદ્વાન છો શાંતિ રાખો.'

વિદ્વાન : વિદ્વાન છું એટલે જ ફસાયો. વ્યાપારી હોત તો ન ફસાત અહીં લાવવો હતો ત્યારે સાકર જેવા અને હવે લાગ્યા કટવા ?

તટસ્થ : પણ તમે ઘડીકમાં કેમ કડવા થયા ? સમજ્યા વગર પ્રશંસા કરતાં હતાં ? વિદ્વાન અંતે વિદ્વાન છે. સહસા મુખમાંથી શબ્દો નીકળી પડયા...ગરજ બિચારી બાપડી...હું નિંદાયો તે તો ઠીક ! પણ મારી સરસ્વતીનું પણ મેં લોભમાં આવીને અપમાન કરાવ્યું.

જગતના સમસ્ત અજ્ઞાની સ્વાર્થી માનવોની મીઠાશ કોઈક સ્વાર્થ માટે જ હોય છે. શાન્તનું જેવા મહામંત્રી પણ ગુરુને 'શાન્તનુવિહાર' નો ખૂણે ખૂણો બતાવી થાકે છે. સમસ્ત પાટણ જે શાન્તનુ વિહારની

પ્રશંસા કરે છે. તે શાન્તનુ વિહારના ભવ્ય મહાલયને સોપાનથી અટારી સુધી જોઈને પણ મહાન ગૂરીશ્વર તથા તેમના ત્યાગો શિષ્ય મૌન છે.

મંત્રીશ્વર શાન્તનુને આ મૌન વસમું લાગ્યું. ગુરૂચરણે હાથ જોડીને કરગરે છે. ગુરૂદેવ! કંઈક તો પ્રકાશો!

આચાર્ય ભગવંત ગંભીરતાના સાગર છે. તેમને તો મૌન દ્વારા જ જે કહેવાનું છે તે કહી દીધું છે પણ. દુનિયાના બીન અનુભવી શાસ્ત્રમાં જ ડૂબેલા બાલમુનિથી ના રહેવાયુ.

મંત્રીશ્વર! અઢાર પાપસ્થાનકના નવકોટિ પચ્ચકખાણ કરનાર ત્યાગી મહાત્મા આશ્રવસ્થાનની અનુમોદના કરશે તો પૃથ્વી રસાતળમાં જશે! સમુદ્ર મર્યાદા મૂકશે! ત્યાગીની પાસે પ્રશંસા કરાવવી હોય તો પાપની વૃદ્ધિ કરનાર આશ્રવના સ્થાનને સવરના સ્થાનમાં. કર્મનિર્જરાના સ્થાનમાં ફેરવી દો. મારામાંથી સૌનું બનાવી દો. સ્વમાંથી સર્વનું બનાવી દો.

ગુરૂદેવ! ગુરૂદેવ! મારી ભૂલ માફ કરો. પ્રશંસાના નશાએ મને ભાન ભૂલાવ્યો. આપના પાવન પગલે હવે 'શાન્તનુ વિહાર' સમસ્ત પાટણવાસીઓ માટે પૌષધશાળા બને છે.

ત્યાગીના વચનમાં પણ રાગદ્વેષને સ્થાન ન હોય તો ત્યાગીના જીવનમાં કેમ હોય?

પૂ. ગુરૂદેવ શય્યંભવસૂરિ મહારાજ બાલમુનિ મનકને સંયમી જીવનના મર્મ સમજાવે છે.

બાલ સાધુ! મુધાજીવી બનજે!

સાધુને મન જીવન એ પણ આયુષ્યકર્મની સજા છે.

સાધુને મન મરણ એ પણ મોક્ષની મઝા છે. જીવન એટલે દેવું ચૂકવવાનું છે.

સાધુ એટલે સજ્જન શિરોમણિ. કર્મનું દેવું ચૂકવતા કાયરતા ન અનુભવે. મરણપ્રાપ્ત થતાં ગ્લાનિ ન અનુભવે.

**જીવન અને મરણમાં સમાન**
**શત્રુ અને મિત્રમાં સમાન**
**સોના અને માટીમાં સમાન**
**ભવ અને મોક્ષમાં સમાન એટલે મુધાજીવી**
**જીવનમાં આસકિત નહિ...મરણમાં ગ્લાનિ નહિ..**
**રાગમાં રકતતા નહિ દ્વેષમાં દીનતા નહિ.**

મુધાજીવી શોધે મુધાદાયીને.

સાધુતાને કારણે પાત્રતાથી પ્રેરાઈને દાન કરે તે મુધાદાયી.

સ્વજન છે, સ્નેહી છે, સંબંધી છે, જ્ઞાતિ બંધુ છે, દેશબંધુ છે, ઉપકારી છે, કયારેક કામ લાગશે, દવા બતાવશે. દુઆ આપશે, સમાજમાં કીર્તિ વધશે, પરલોક સુધરશે, આવી કોઈ પણ કામના...ઝંખના વગર સત્પાત્રમાં ધર્મથી પ્રેરાઈને દાન આપે તે મુધાદાતા.

પાત્રમાં દાન આપવું તે મારું કર્તવ્ય છે આજ વિચારે તે મુધાદાતા...

દેહને માટે નહિ, દેહના સંબંધી માટે નહિ, રાગ માટે નહિ રાગી માટે નહિ...આરોગ્ય વધે તે માટે નહિ, અનારોગ્ય દૂર થાય તે માટે નહિ. ફકકત સાધુતાના પાલન માટે જે આહાર ગ્રહણ થાય તે મુધાલબ્ધ.

મુધાજીવીને મુધાદાતા સાથે મુધાલબ્ધ આ ત્રણેનો યોગ મળે તો...

સમ્યગ્ દર્શન.. સમ્યગ ચારિત્રનો ત્રિવેણી સંગમ થાય તો જેમ મોક્ષ...દેવ—ગુરૂ ધર્મ મળે તો જેમ સત્પથ પ્રાપ્તિ...ધ્યાતા ધ્યેય અને ધ્યાન મળે તો જેમ અભેદ. .તેમ મુધાજીવી...મુધાદાતા ..અને મુધાલબ્ધ મળે તો સાધકની સહજ સિદ્ધિ થાય છે..

મનક !

પંચમઆરો વિષમ છે. હું અને મારાની પૂજામાં મહારથીઓ પણ ભૂલવાના તો પછી બાળક તારે કેટલું સાવધાન બનવાનું ?

જાણે...અજાણે જાતિનું ગુમાન સવાર ન થઈ જાય ..

જાણે...અજાણે દેશનું અભિમાન જોર ન જમાવી દે...

જાણે...અજાણે ઉપકારનું ભૂત તને ના સતાવી દે .

સરિતાની જેમ ફક્ત વહેતા શીખ. કોઈ પાણી પીએ છે કે નહિ ? તે વિચારીશ નહિ. જંગલમાંથી પસાર થવાથી શું લાભ તે પણ વિચારીશ નહિ. બસ... અવિરત વહયા કરવાનું.

જગતના કોઈ નફા .નુકશાનના વિચારમાં રખે અટવતો ! એ તો ભવની ભૂલામણી છે.

જિનવચન મુજબ . જિનાજ્ઞા મુજબ...તું તારી મસ્તીમાં મહાલ્યા કર.. સૂર્યની જેમ વણથંભી ગતિએ તારી આરાધનામાં મસ્ત બન. દુનિયાની પ્રશંસા...કીર્તિ—માન સન્માન એ તો બધાં સાંકડી ગલીના કોલાહલ છે. તું તો મહાવ્રતના ધોરીમાર્ગનો મહાલનારો. તને આસક્તિ—પ્રેમ અનાસક્તિનો. તારી સહચરી ઉદાસીનતા તારી પ્રાપ્તિ નિજની મસ્તી. મુધાજીવીનો આનંદ દુનિયાના કોઈ સત્તાધીશ કોઈ સમ્રાટ કોઈ ચમરબંધીને મળતો નથી. કારણ તેમને મરણનો ભય કોરી ખાય છે.

મુધાજીવીની મસ્તી કોઈ અનેરી છે. તેની મસ્તી તેને દેવાધિદેવની સમીપ લઈ જાય છે.

ઓ ગુરૂદેવ !

બાળક મનક દુનિયાની સમસ્ત ઉપાધિ છોડી મુધાજીવી બની શકે તો હું કેમ ના બની શકું ? પણ એકવાર મનક જેવો કૃપા કટાક્ષ મારી પર ફેલાવો. દયા કરો. આપની દયા મને મુધાજીવી બનાવશે.



# ૧૭. કાલે કાલં સમાયરે



જગતમાં કેટલાય મદમસ્ત માનવો છે તેઓ કહે છે અમારી જીંદગીના અમે અધિકારી છીએ. અમે માલિક છીએ. અમે અમારી રીતે જીવવા સ્વતંત્ર છીએ

ન જોઈએ સમયના બંધન.

ન જોઈએ સ્વામીના બંધન.

મન થાય ત્યારે સુવાનું, અને મન થાય ત્યારે ઊઠવાનુ.

મન થાય ત્યારે બોલવાનું. અને મન થાય ત્યારે ખાવાનું.

સાચે આવી વૃત્તિનો માનવ દેહથી માનવ છે. પણ સ્વભાવથી તો પશુ પંખીથી જંગલી જાનવરથી પણ અધિક ખરાબ છે. પશુપંખી પણ પ્રકૃતિના નિયમને અનુસરે છે. અરૂણોદય બાદ જ વૃક્ષ પરથી ઊડે. સૂર્યાસ્ત થતાં વૃક્ષ પર પાછાં આવી જાય છે, ગાયનાં ધણનાં ધણ સાંજ પડશે અને સીમમાંથી ગામ તરફ પાછા વળશે. પાળેલો કૂતરો પણ ભોજનના સમયે ખાય. અને નિયમિત સમયે બહાર જઈને નિહાર કરે

મનક ! તું લૌકિક સાધુ સંન્યાસી. જોગી કે તાપસ નથી. પણ તું પરમાત્મા તીર્થંકરનો લોકોત્તર સાધુ છે. સાધુ એટલે કાલે કાલં સમાય રે જે સમયે જે ક્રિયા કરવાની હોય તે ક્રિયાનું તે સમયે સમાચરણ કરે.

સાધુ કોઈ પણ ક્રિયા અનિયમિત ન કરે ગમે ત્યારે ન કરે. જિનેશ્વર ભગવંતે પ્રરૂપેલી ક્રિયાઓ. તેના સમયે જ કરાય. સમય ઉલ્લંઘીને કરીએ તો દોષ લાગે. આપણા મહાપુરૂષો યોગ્ય સમયે

ક્રિયા કરવા, યોગ્ય સમયે આરાધના કરવા ઝઝૂમ્યા છે. તેની તને ખબર છે? સમસ્ત દુનિયાને વિસારી જિનાજ્ઞાના પાલન ખાતર જે સમયે જે ક્રિયા કરવાની હોય તે સમયે તે કરીને જ રહ્યા છે. આપણે તેનું ગૌરવ લઈએ છીએ. તે છતાં ય આપણને આપણી ક્રિયાનો સમય ઉલ્લંઘાઈ જાય તો દિલમાં દર્દ થતું નથી?

મનક!

કદાચ વાદળાનાં કારણે નિયમિત સમયે સૂર્યોદય અને સૂર્યાસ્તના દર્શન ન પણ થાય. પણ મારા પ્રભુનો સાધુ એટલે જગતનો ટાવર... મારા પ્રભુનો સાધુ એટલે જગતને સમય બતાવનાર..

સંવત્સરી ચોમાસી — પક્ખી — કલ્યાણકની આરાધના જે દિવસે કરવાની હોય તે આરાધના તે જ દિવસે કરાય તેમ પ્રતિક્રમણ. પડિલેહણ. આહાર...વિહાર..નિહાર..નિદ્રા પણ નિયત સમયે જ કરાય. અંજનશલાકા — પ્રતિષ્ઠા. દીક્ષા. વડીદીક્ષા મુહૂર્તના સમયે જ થાય તેમ સાધુના જીવનની પ્રત્યેક ચર્યા નિયત સમયે જ થાય.

સાધુ અનિયમિત બને એટલે પોતાની જાતને પૂછે આજે આમ કેમ? તારી નિયમિતતા કેમ ચૂકાઈ? પણ. ભલા! નિયમિત કોણ રહી શકે? તે તું જાણે છે?

તારી પાસે તો એક જ જવાબ છે. શરીર સ્વસ્થ હોય તે નિયમિત રહી શકે. આ જવાબ તારો બહુ ભૂલ ભરેલો છે.

સાંભળી લે.

શરીર સ્વસ્થ હોય તે નિયમિત રહી શકે તેમ ન માનતો.

પણ જેનું મન સ્વસ્થ હોય તે નિયમિત રહી શકે.

જેનો સમભાવ સદૈવ ટકે તે નિયમિત રહી શકે.

જેના હૈયામાં ઔદાર્યભાવ રહે તે નિયમિત રહી શકે.

જેનું મન પ્રસન્ન રહે તે જ નિયમિત રહી શકે.

જેનું મન પવિત્ર રહે છે તે નિયમિત રહી શકે.

જે ખુદનું મૂલ્યાંકન કરી શકે તે નિયમિત રહી શકે.

જે સમયનાં મૂલ્યો સમજે તે નિયમિત રહી શકે.

જે જિનાજ્ઞાનું ગૌરવ સમજે તે નિયમિત રહી શકે.

જે ગુર્વાજ્ઞાને આધીન બને તે નિયમિત રહી શકે.

જે ધર્મારાધનાનું હાર્દ સમજે તે નિયમિત રહી શકે.

મનક !

તું એટલે શાંત... દાંત અને મહંત...
તું એટલે અદનો સેવક...
તું પ્રત્યેક આરાધનાનો યોગ્ય સમયે પ્રારંભ કરે.
તું પ્રત્યેક આરાધનાને યોગ્ય સમયે પૂર્ણ કરે.
તું પ્રત્યેક આરાધના અયોગ્ય સમયને વર્જીને કરે.
તારો ઊઠવાનો સમય નિયમિત.
તારો સંથારવાનો સમય નિયમિત.
તારો પ્રતિક્રમણનો સમય પણ નિયમિત.
અને પડિલેહણ પણ નિયમિત.

ગૌચરી પણ ગૌચરીના સમયે જાય અને સમયસર પાછો ફરે.

ગૌચરી જેવી પણ ક્રિયા અકાળે કરે તો જિનશાસનની અપભ્રાજનાથી દોષિત થાય. દુર્લભ બોધિ થાય. સાધુ અકાલે ગૌચરી જાય તો કોઈના મનમાં શંકા થાય કે સાધુ આ સમયે કેમ? અકાલે સાધુને ગૌચરીથી પાછો ફરતો જોઈને કોઈ વિચારે આ સાધુ ક્યાં રોકાયા હશે ? અકાલે ગૌચરી જાય તો ગૌચરી મળે નહિ. કોઈને દુર્ભાવ પેદા થાય છે અને પરિણામે પરને બોધિની દુર્લભતામાં નિમિત્ત બને.

શાસ્ત્રે કહેલા સમયે ક્રિયા કરે તો સાધુ કાલચારી કહેવાય. અન્યથા અકાલચારી કહેવાય. કાલચારી બને છે તેને શાસનદેવો પણ સહાય કરે છે. કાલે સ્વાધ્યાય કરવાથી અને અકાલને વર્જવાથી જ્ઞાનાચારના પ્રથમ આચારનું પાલન થાય છે.

પ્રભુના શાસનમાં તો અધ્યયનનો સમય હોય છે. કાલિકસૂત્રો અને ઉત્કાલિક સૂત્રોનાં સ્વાધ્યાયનો પણ સમય હોય છે. કાલનામનાં જ્ઞાનાચારનું પાલન જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમમાં સહાયક થાય છે. જે કાળે જે ક્રિયા કરવાની તે કાળે તે ક્રિયા કરવાથી કાલલબ્ધિ પ્રગટે છે.

પ્રભુના શાસનમાં કાળનું — સમયનું કેટલું બધું મહત્વ છે. આરાધના ..તપ... ત્યાગ .. જપ . ધ્યાન. . દીક્ષા. . વ્રત .. પ્રદ... પ્રતિષ્ઠા... અણસણ આ બધાનાં અંગે વિશિષ્ટ નક્ષત્રો. વિશિષ્ટ યોગો. શાસ્ત્રે કહેલાં નક્ષત્રો. યોગોમાં જો તે વિધિ થાય તો તેના વિશિષ્ટ ફળો છે.

ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય જેમ દ્રવ્ય છે તેમ કાળ પણ એક દ્રવ્ય છે. જો દ્રવ્ય છે તો તેનો ધર્મ જીવ પર અસર કરવાનો. તેથી સમયની મર્યાદા સાચવવી જોઇએ.

મનક ! સમયની મર્યાદા જે જાળવતો નથી તે જિનાજ્ઞા તથા ગુર્વાજ્ઞાનો ભંજક થાય છે. ખુદના માનવ જન્મને રાગદ્વેષમાં અને પ્રમાદમાં વેડફી નાંખે છે અને અંતે અનંત સંસારમાં પરિભ્રમણ કરે છે.

મનક !

ફરી વિચાર કાલચક્ર નિયમિત છે. એક ઉત્સર્પિણી અવસર્પિણીમાં ચોવીસ તીર્થંકર — બાર ચક્રવતી નવ વાસુદેવ, નવ બળદેવ — નવ પ્રતિભવાસુદેવ હોય છે. ઉત્સર્પિણીમાં વર્ણ .. ગંધ... રસ. . સ્પર્શ.

આયુષ્ય ઊંચાઈ બધાની વૃદ્ધિ થાય છે. અવસર્પિણીમાં બધું ઘટનુ. છ આરા નિયમિત. પહેલા અને બીજા આરામાં તીર્થંકર પણ નહિ—ત્રીજા અને ચોથા આરામાં તીર્થંકર પણ ખરા અને મોક્ષે પણ જવાય પાંચમાં અને છઠ્ઠા આરામાં મોક્ષ ન હોય.

તને સમજાય છે મોક્ષે જવા માટે સુયોગ્ય સમય જોઈએ. પ્રભુનાં શાસનનાં રહસ્યો સમજે શાસ્ત્રનાં સતત વાંચન કરે તો સમજાય. દ્રવ્ય — ક્ષેત્ર કાળ અને ભાવ. દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવને. પામીને જ કર્મો ઉદયમાં આવે છે.

જિનશાસનમાં સાર્વત્રિક સમય મર્યાદાને સ્વીકારવામાં આવી છે. તેથી જૈન સાધુના દેહોત્સર્ગને મૃત્યુ ન કહેવાય. ત્યાં પણ એમ જ કહેવાય. જન્મ એ પણ કાળનો ધર્મ અને મૃત્યુ એ પણ કાળનો ધર્મ છે. લોકસ્થિતિ છે.

સૂર્યોદય અને સૂર્યાસ્તની જેમ તેને સ્વીકારી લે. હર્ષ. શોક કશુ ના કર. કાલનો ધર્મ આચર અને જીવન ધન્ય બનાવ.

કાલે કાલં સમાય રે દ્વારા હું તને આશીર્વાદ આપું છું કે કાલનો વિજેતા બની સાદિ અનંત સ્થિતિને પ્રાપ્ત કર.

ગુરુદેવ !

અમને મનની સ્વસ્થતાની શક્તિ આપો. મન સ્વસ્થ બનતાં તનથી સ્વસ્થ બની ' કાલે કાલં 'ની આરાધના કરી અપ્રમત્ત બનીએ અપ્રમત્તપણે કાલના આચારને કવલિત કરી કેવળજ્ઞાન મેળવીએ. કેવલજ્ઞાન મેળવી સદાને માટે કાલને કંગાલ બનાવી દઈએ.



## ૧૮. आययक्की * * *

માનવમાત્ર પ્રતિક્ષણ પ્રતિપલ કંઈને કંઈ કરે છે, કાર્ય—કર્તવ્ય એક હોય છે પણ ઉદ્દેશ ભિન્ન હોય છે. ઉદ્દેશમાં જેટલી ભિન્નતા રહેવાની તેટલી કાર્યમાં અવશ્ય ભિન્નતા રહેવાની

'મા' પણ બાળકને દૂધ પાય છે, આયા પણ બાળકને દૂધ પાય છે, એકને દૂગ્ધપાન બાદ બાળને ગેલ કરતું જોઈ આનંદ થાય છે, એકને દુગ્ધપાન બાદ વિચાર આવે છે. પગાર તો પૂરતો મલશે ને ?'

ઈતિહાસના લાખો પૃષ્ઠ ભરાય છે, કર્તવ્યયજ્ઞની વેદી પર બલિદાન દેનારની યશોગાથાથી પણ કોઈ માનસશાસ્ત્રી તે મૃતાત્માને દસ પ્રશ્ન પૂછશે ત્યાં ભીતરનું રૌદ્રરૂપ પ્રગટ થશે. નગ્નસત્ય બહાર આવશે. ભાઈસા'બ ! અંદરથી ખૂબ કાયર હતો પણ સત્તાની ખુરશી જાળવવા સમરાંગણે ચડયો.

ભાઈસા'બ ! રૂપવતીના કટાક્ષબાણ છૂટતા ન હતા પણ મારી અર્ધાંગના વીરને ચાહતી હતી તેથી વીરતા દેખાડવા કેશરીયા કર્યા. સમરાંગણમાં વિજયી બન્યો છું. લોકો મને વીર—શૂર કહે છે પણ મને ખબર છે. મેં ક્ષાત્રવટ દાખવી નથી.

મને થયું લાવ શૂરવીરને છોડી સતીમાતાને ચરણે જવાદે. એ તો પતિતપાવની ગંગા જેવી પવિત્ર હશે ?

સતીમાતા ! સતીમાતા ! પણ ત્યાં તો પોકાર આવ્યો. દૂર રહો દિલના પાપ દેહના ત્યાગ દ્વારા ઉજળા દેખાડયા. મનનો મેલ સહન ન થયો. એટલે લોકોને ઠગવા દેહ ત્યજયા.

હાડપિંજર જેવા દેહવાળી કૃશકાય તપસ્વીના ચરણ ચૂમ્યા. તપસ્વી આશિષ આપો. તપસ્વીએ કહ્યું. તપસ્વી નહિ હું તો કીર્તિનો ભિખારી. માન—સન્માન કીર્તિ માટે દેહ ગાળ્યો તપસ્વી તો કોઈ જ્ઞાની હશે.

જ્ઞાનીની ખોજમાં નીકળ્યો — લાખોની ભીડ જામી છે. ભક્તોની પડાપડી છે. સિંહગર્જનાએ વ્યાસપીઠ પરથી વ્યાખ્યાનકાર ગર્જના કરે છે. વાસનાનું ભયંકર તાંડવ નૃત્ય દેખાડી વૈરાગ્યની કથા ફેલાવે છે. ક્રોધ દાવાનલનું સ્વરૂપ સમજાવી સમતાની ઝંખના પેદા કરાવે છે. ત્યાં પહોંચ્યો. મને થયું ફરી ફરી થાકયો પણ મારો ફેરો સફળ થયો. જ્ઞાની મળ્યા. ભવનો ફેરો ટળ્યો. એકાંતમાં મલ્યો. હાથ જોડીને પૂછ્યું. કહ્યું આપ સાચા જ્ઞાની હો તો મને આશિષ આપો.

જ્ઞાનીના મુખની રેખા બદલાઈ ગઈ. સાચું કહું ? હુ ટોળાવાદી — ચોપડાવાદી — બરાડાવાદી — નાટકિયો વિદ્વાન ખરો પણ જ્ઞાની નહિ.

ખરેખર અકળાઈ ગયો, કયાં જાઉ ? કોને પોકાર કરું ? શું આત્માર્થીનું એમ સંશોધન થાય ?

આત્માનો અર્થી સ્વના ગીત કયારે પણ ના ગાય.

આત્માનો અર્થી ક્રોધની જ્વાલામાં ન શેકાય.

આત્માનો અર્થી માયાના મૃગજળમાં ના ફસાય.

આત્માનો અર્થી ઈર્ષાના ઈંધણ નાં જલાવે.

આત્માનો અર્થી વાહ વાહમાં હવા હવા ન કરાવે.

આત્માનો અર્થી કંચન — કામિની અને કીર્તિ ત્રણના કાદવથી કયારે ય ના ખરડાય.

આત્માનો અર્થી ઈહલોકાર્થે કંઈ ના કરે.

આત્માનો અર્થી પરલોકના સુખની યે ઝંખના ન કરે.

બેટા મનક !

તું દેહધાસી છે પણ તારે આત્મવાસી બનવાનું છે.

તું દેહધારી છે પણ તારે દેહના બંધન તોડવાના છે.

સાધક મનક !

બહિરાત્મદશામા રહી તન, કુટુંબ ધનમાં જ સ્વના

દર્શન કર્યા... પણ હવે અંતરાત્મ દશા વિચારી મહાત્મા બની તારે પરમાત્મા બનવાનું છે.

પરમાત્મા પદ માટે શૂરવીરતાની જરૂર નથી.

પરમાત્મા પદ માટે ત્યાગની જરૂર નથી.

પરમાત્મા પદ માટે જ્ઞાનની જરૂર નથી.

પરમાત્મા પદ માટે તપની જરૂર નથી.

પણ સૌથી પહેલી અને અગત્યની જરૂર છે તું આત્માર્થી બન આત્માર્થી બનવાની ઝંખના તને સાહસિક ત્યાગી—જ્ઞાની—તપસ્વીની બનાવશે જ. આત્માર્થી બન્યા વગર આ બધા ગુણો તારા જીવનના વિઘ્નો બનશે.

જેમ રસોઇ સુંદર હશે, સ્વચ્છ હશે, મનોહર હશે, સંસ્કૃત હશે. સુપાચ્ય હશે. પણ નીમક વગરની—મીઠા વગરની રસોઈ સુગ્રાહ્ય બનીતી નથી. સુસ્વાદ્ય બનતી નથી.

મનક ! તપ ખૂબ તપ્યો. કાયા કૃશ કરી પણ આત્માર્થીતા વગર ફળ ફકત કાયા કષ્ટ જ્ઞાન ખૂબ મેળવ્યું. જ્ઞાનની ઝંખનાએ આખના હીર ગૂમાવ્યા પણ આત્માર્થીતા વગરનું જ્ઞાન કીર્તિ મેળ-વવાનું પાટીયું.

દેહને ભૂલી સેવા કરી. જાણે સેવાનું વ્યસન હોય એવું લાગ્યું. ઠંડી—ગરમી—ભૂખ—તરસ ભૂલાયા પણ આત્માર્થીતા વગરની સેવા

દેહ ઘસીને બે ઘડીની નામના... માનવ જન્મની પ્રાપ્તિ આત્માર્થી બનીશ નહીં તો એળે જશે. સાધુ બનીને આત્માર્થી બનીશ નહિ તો લગ્નની વેળા ઊંઘમાં વિતાવવા જેવો મૂર્ખ ગણાઈશ.

આત્માર્થી બનવું સહેલું નથી. રાધાવેધ સહજ સિદ્ધ છે, કીર્તિ—માન—સન્માન સેવા મોહક છે, ક્યાંક આબરુ, ક્યાંક સમુદાય અને છેવટે શાસન પ્રભાવનામુ મહોરું લઈને પણ તને સતાવશે.

ત્રિલોકનાથનું શાસન અવ્યાબાધ છે, શાસન પોતે જ પ્રભાવક છે, સહુ પ્રથમ તારા આત્માને જ શાસનથી પ્રભાવિત કરવાનો છે.

એટલે મહાવ્રતોને સ્વીકારેલ મનક !

તને પુન: પુન: કહુ છું . પ્રથમ આત્માર્થી બન આત્માર્થી બનીશ એટલે તારી ગુણસમૃદ્ધિ હરી ભરી બનશે. આત્માર્થી વૃત્તિમાં જ કોઈ અનેરી તાકાત છે, આ સત્યને ઘૂંટી રાખ આત્માર્થી વૃત્તિ તારા ગુણ રૂપ ગણિતશાસ્ત્રનો એકડો છે.

તારી પ્રત્યેક સાધના — તારી પ્રત્યેક પ્રવૃત્તિ પછી તારા આત્માને ઢંઢોળીને પૂછજે મેં આ શાં માટે કર્યું ? જવાબ મળે આત્માને માટે,... તો તારી જીત .

આત્માર્થીપણું એટલે શુદ્ધસ્વરૂપના પ્રગટીકરણનું ધ્યેય. . આત્માર્થીપણું એટલે મોક્ષકાજે સર્વ પ્રયત્ન...

સાધુ પોતાના જીવનમાં ચાહે નિંદ લે કે જાગે, ચાહે આરામ કરે કે વિહાર કરે, ચાહે સેવા કરે કે અભ્યાસ પણ પ્રત્યેક પ્રવૃત્તિનો એક જ જવાબ મેળવ . મારા આત્મા માટે મારા મોક્ષ માટે .. મોક્ષની એક ઝંખના એ જ સઘળું કરવાનું. આત્માર્થી બનીશ ત્યારથી તારી કૂચ વિજયને વરેલી હશે

આઠ વર્ષના મનકમુનિ આત્માર્થી બની શકે હે કૃપાળુ શય્યંભવસૂરિ મહારાજ ! શું અમે આત્માર્થી ના બની શકીયે ?

આપના હૃદયમાં જાદુ છે...

આપના હાથમાં જાદુ છે...

આપનો તારક પવિત્ર હસ્ત અમારા શિર પર રાખો...

અમારો દુન્યવી ભાવ નષ્ટ થાય, અમે આત્માર્થી બનીએ.

ગુરૂદેવ ! કૃપા કરો .

આત્માર્થી બનાવો .

બસ પુનઃ એક જ વિનંતિ...



# ૧૯. કિં વિભુસાએ કારિઅં



શું પ્રાકૃતિક તત્ત્વો પાસે અપ્રાકૃતિક તત્ત્વોની શોભા છે ? ઝરણાના જળ ગિરિશૃંગ પરથી ખળખળ વહી રહ્યા છે...ચારે બાજુ આંખને શાંતિ આપે તેવી ચિત્ર—વિચિત્ર અનેક પ્રકારની વનરાજી પૂર્ણ રૂપમાં ખીલેલી છે. પંખીગણો મુકત ઉડ્યન કરી રહ્યા છે. અને મુકિતગાન ગાઈ રહ્યા છે ત્યાં પ્રાતઃ કાળે ઉદયાચલમાંથી સૂર્યનું પ્રથમ કિરણ વનરાજી પર પણ વેરાયું અહો ! જાણે સોળ શણગાર સજી બહાર નીકળી. આવી ભવ્ય ઉદકમંડળની પ્રાકૃતિક શોભા નિહાળ્યાં પછી હેંગીગગાર્ડન કે વૃન્દાવનગાર્ડન શું મનુષ્યને આકર્ષી શકે ? કદાપી આકર્ષી શકતા નથી. આમ્રવૃક્ષની ડાળે ડાળે લટકતી મીઠી મધુરી કેરીઓ કયાં ? અને કોઈ શ્રીમંતના શોકેસમાં મૂકેલ લાકડાની કેરીઓ કયાં ?

લાખો લાઈટથી શોભતો મ્હૈસુર મહારાજાનો રાજમહેલ કયાં ? અને કયાં સિદ્ધાચલ ગિરિરાજની ટોચને પાવન કરતો દાદાનો દરબાર. જયાં પૂર્ણિમાની રાત્રે ચંદ્ર પોતાના શીતલ કિરણ રૂપ જળ દ્વારા દેવાધિદેવના દરબારનો અભિષેક કરી રહ્યો હોય તે દશ્ય કયાં ?

શરદ પૂર્ણિમાની રાત્રે ગિરના જંગલમાં ગિરના જ હવા પાણી પીને વધેલી આહિરણના ગરબા કયાં કલાનિકેતનમાં સ્ટેજ પર લાઈટના પ્રકાશમાં નિયત વેપભૂપામાં શોભતી આજની વિદ્યાર્થીનીઓ ! નકલીતત્ત્વ તેને જ આકર્ષી શકે છે. જેને અસલી તત્ત્વ નીહાળ્યું નથી.

વહાલા મનક !

તું બ્રહ્મચારી છે. બ્રહ્મચારી એટલે દેહને દમન તો પશુ કરે તું તો આત્માના જતન કરનારો.

તારું બ્રહ્મચર્ય જ અલગ પ્રકારનું બે અરણીના લાકડા ઘસાય તો વીજળી પેદા થાય. તું અલખનો યોગી. તનને તાપ ન આપે અને મનને મારે નહિ. છતાં પણ નિજાનંદની મસ્તી પ્રગટે. તારા આત્માના આનંદમાં તું એવો ઘેલો બનેલો રહે કે દુનિયા સામે તને આખ ખોલીને જોવાની પણ ફૂરસદ ન હોય.

નિજાનંદની મસ્તી મેળવવા બ્રહ્મના જ્ઞાનમાં ચર્યા કરે ફર્યા કરે. તારું લક્ષ્ય અનંતનો તાગ મેળવવાનું. અનંતનો તાગ મેળવવા સાધુ જીવનની પ્રત્યેક પળને પ્રત્યેક સમયને જ્ઞાન સાધના દ્વારા સફળ બનાવે. ઈંદ્રિયોને તું ખુશી ના કરે. પણ તારા જીવનમાં જ્ઞાન સાધનાનું સાધન બનાવે. ઈંદ્રિયો તારી સેવામાં રહે પણ તોફાન ના કરે. તારૂં મન પ્રતિદિન જ્ઞાનાર્જનમાં રહે. જ્ઞાનાર્જન કરવા ગુરુની સેવામાં રહે. ગુરુ જ્ઞાની અજ્ઞાન રૂપ અંધારા જીવનમાં જ્ઞાન રુપ પ્રકાશ પાથરે. જ્ઞાનીની નિશ્રામા જ્ઞાન સિવાય ઝંખના શાની થાય ? અધ્યાત્મીની છાયામાં અધ્યાત્મ સિવાય શાની કામના પેદા થાય ?

જો આનાથી વિપરીત ઈચ્છા થાય તો તું દેહનો બ્રહ્મચારી પણ મનનો વ્યભિચારી.

બ્રહ્મચારી જ્ઞાનીને નથી તો ભોજનમા રસ નથી તો વિશ્વને નિહાળવામા રસ ..ઘણીવાર બ્રહ્મચારીને પોતે દેહધારી છે એ પણ ભાન ભૂલાઇ જાય છે. તેને મન સ્ત્રી, પુરુષ, મનુષ્ય, પશુ આવા બાલભેદ નહિ. મારી સાથે એક સત્ ચિદાનંદ જ્યોતિર્મય સિદ્ધ સ્વરૂપી આત્મા હું પણ આવો જ સિદ્ધતુલ્ય આત્મા.

દેહની ભૂખ બ્રહ્મચારીને ના સતાવે, જ્યાં દેહીપણાનું ભાન ભૂલાય ત્યાં દેહને શણગારવાનું મન થાય ?

જેમ તપસ્વી છતાં સ્થૂલ શરીર ના હોઇ શકે.
જેમ સતી છતાં મર્યાદા રહિત ના હોઇ શકે.
જેમ સરિતાના જળ છતાં ખારાં હોઇ શકે.

જેમ બ્રહ્મચારી અને વિભૂષા આ બે સાથે ના હોઈ શકે.

ખૂબ શાંત સ્વસ્થ મને વિચારજે, ઉતાવળ ના કરતો. વિભૂષા કોને ગમે? પોતાની કિંમત બીજાની પાસે કરાવવી હોય તેને! દુનિયાની પાસેથી જેને રૂડા રૂપાળાના સર્ટીફીકેટ જોતાં હોય તેને?

કામાંધો વિષયાંધો જે રૂપ જે વિભૂષાથી બે પળ પ્રશંસા કરે છે તે તમે સારા છો માટે નહિ પણ જેમ ભમરો પુષ્પ પરથી રસ પીવો હોય તે માટે મધુર ગૂંજન કરે છે તેના જેવું સ્વાર્થભર્યું વલણ છે.

સાવધ રહેજે ક્ષણની વિભૂષાથી! સમગ્ર આધ્યાત્મિક શક્તિને નષ્ટ કરી દેશે.

વિભૂષા એ એક એવું ભયંકર તત્ત્વ છે. શોભા બે ઘડીની પણ વર્ષોના વર્ષો સુધી તારા વિચારોનું અધ:પતન. કોઈ રૂપવતી યૌવનાને પૂછી આવજે વિભૂષાએ તેને શું આપ્યું? પછી કોઈ સતી સાધ્વીને પૂછી આવજે સાદાઈએ તને શું આપ્યું?

એકનો જવાબ હશે યાતના...અધ:પતન..
બીજાનો જવાબ હશે આત્મીયતા .આનંદ.
સાધક દેહને શણગારે તો તેનું જ્ઞાન લાજે
સાધક દેહને શણગારે તો તેના ગુરુ લાજે
સાધક દેહને શણગારે તો સંસ્કૃતિ શરમાઈ જાય.

સાધુ વસતીમાં, ઉપાશ્રયમાં રહે પણ તેની મનોહરતા ના ઈચ્છે. સાધુ વસ્ત્ર પહેરે પણ તેને ટાપટીપ ના કરે. સાધુ પાત્રનો ઉપયોગ કરે પણ તેની ઉપરેય ચળકતા ચિતરડા ના કરે.

વિભૂષા તે કરે જેની ખુદની આત્મશક્તિના દર્શન ના થયા હોય. સાધુ બનીશ. તો દુનિયા આખી તારા દર્શને આવશે. ભક્તોના ટોળા જામશે. સાધુ થવાથી પુણ્ય પ્રબળ બનશે. વાણમાંગી વણકલ્પી હજારો સામગ્રી તારા ચરણમાં આળોટવા લાગશે. પણ...ભૂલતો નહિ

એ માનવ સમુદાય તારા દર્શને નથી આવ્યો, તારા શરીરના દર્શને નથી આવ્યો, તારી સાધુતાના દર્શને આવ્યા છે. તારા ત્યાગને કારણે આવ્યા છે. લઘર—વઘર વેશમાં. મલિન દેહમાં બિરાજમાન પવિત્ર આત્માને નિહાળવા આવે છે.

ભિક્ષુ !

સાધુ બની વિભૂષા કરીશ તો તને ફળ મળશે માત્ર તુચ્છ જનરંજનનું ! દર્શનાર્થીઓના નેત્રાંજનનું પણ ખ્યાલમાં રાખજે. કર્મબંધનું, બીજા જન્મમાં વિરૂપતાનું.

પ્રભો ! પ્રભો !

મને આત્મસૌંદર્યનું ભાન કરાવો..

મારે દેહના ઠઠારા ના જોઈએ..આપના ચરણસ્પર્શ કરી કહું છું પ્રભો ! બ્રહ્મચારી બનવાની શક્તિ આપો.



# ૨૦. સવિજજવિજાણુગયા



વ્યાપારીનો પુત્ર જ્યોતિષ્ વિદ્યા જાણે તો શું લાભ ? જ્યોતિષીનો પુત્ર વ્યાપાર વિદ્યા જાણે તો શું લાભ ? કંઈક જાણે છે તો ખરો જ ને ? હા.. એ જે જાણે છે તેનાથી તેના જીવનમાં લાભને બદલે નુકસાન ..

મુસાફરી પૂર્વની હતી...ચાલ્યો પશ્ચિમમાં, હા પ્રયત્ન તો કર્યો. પણ તેની મુસાફરી દીર્ઘ બને. તેના ધ્યેયને પૂર્ણ કરનારો પ્રયત્ન તે જ સાચો પ્રયત્ન બાકી દિલ અને દિન બગાડનારા, અંતે ભવ બગાડનારા.

મુમુક્ષુ મનક !

તારી પાસે બુદ્ધિ છે. સૂક્ષ્મ તત્ત્વનો બોધ પામનારી પ્રજ્ઞા છે. જ્ઞાન અને વિજ્ઞાનના ક્ષેત્રમાં જઈશ એટલે તેની લાખો શાખા...અને કરોડો પ્રશાખા છે. જ્યાં અભ્યાસની ઈચ્છા થશે ત્યાં જ્ઞાનની દશે દિશા ખુલ્લી થશે.

શું અભ્યાસ કરૂં ? શામાં પ્રવીણતા પ્રાપ્ત કરૂં ? નિર્ણય તારે કરવાનો છે. નિર્ણય કરતાં વિચારી લેજે. આયુષ્ય અલ્પ છે. માનવ—જન્મ, શાસ્ત્રશ્રવણ—શાસ્ત્રશ્રદ્ધા અને સંયમની પ્રાપ્તિ દુર્લભ છે. દુર્લભની પ્રાપ્તિ થઇ. તું ધન્ય બન્યો. દેવો ઈન્દ્રો તારા ચરણની રજ લેવા આતુર છે. હવે વિચારવાનું તારે છે શું મેળવવું ? કલ્પનાના તરંગોને વિસ્તારવામાં મનોરથના અશ્વોને દોડવામાં સમયને પૂર્ણ ના કરી દેતો. ઝવેરી—બજારમાં આવી નકલી માત્ર પાસાદાર અને રંગોની

જ્યોતિ જમાવતા બિલોરી કાચના ટુકડા એકઠાં કરવામાં સમય ના બગાડતો ?

સમુદ્રનો અધિષ્ઠાયક અનાદૃત દેવ પ્રસન્ન થયા બાદ છીપલાને પકડવા ના જતો. તું કેટલો પુણ્યશાળી છે ? વાસનાની ઘેલછા જાગે તે પહેલા પ્રભુના શાસનની શરણાગતિ મળી. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ ચારિત્ર મોહનીયનો ક્ષયોપશમ શ્રદ્ધાની ઉજ્જવળતા પણ તેં પ્રાપ્ત કરી હવે જો...જે..ના ભૂલતો.

જો તું મુર્ખ હોત તો ગુરુઆજ્ઞા સ્વીકારી લેત જો તું અલ્પબુદ્ધિ હોત તો નવકારની માળા લઈને બેસી જાત, તને કોઈ આમંત્રવા ન આવત. .તારામાં બુદ્ધિ છે. એટલે તારી પાસે આકાશમાં રહેલા તારલા જેટલી સમસ્યાઓ ખડી થશે. લાભ અને નુકશાનના અટપટા આંકડા દેખાવા લાગશે.

કોઈ જ્યોતિષી તને દર્શન આપશે .મારો ચેલો બની જા. એકાદ વરસમાં ગુરુ કરતાં પણ સવાયો પ્રસિદ્ધ થઈ જશે. તારા ગુરુને ચાર દિવાલ વચ્ચે કોઈએ ના ઓળખ્યો ..તારા ચરણે દુનિયાના માંધાતાઓ પણ ઝૂકશે.

ના...ના. .મારો ચેલો બને તો ફક્ત ૧૦ દિવસમાં કર્ણપિશાચીની વિદ્યા સિદ્ધ કરવાનો રસ્તો બતાવું ? સારી દુનિયાનું ભૂત ભવિષ્ય વર્તમાન તારી મુઠ્ઠીમાં. ત્યાં વળી તને બીજી દિશામાંથી કહેણ આવશે.

**ઓ બુદ્ધિમાન...**

એ લફરામાં ના પડતો .હું તને એકાદ મહિનામાં સત્તાનું સિંહાસન ધ્રુજાવતા શિખવાડી દઉં. લે આ ત્રાટક વિદ્યા સિદ્ધ કરી લે. શ્રોતા તારા ઈશારા ઉપર નાચશે. તારી જ બોલબાલા થશે. ત્રીજી દિશાએથી કોઈક પોકારશે.

**ઓ પ્રવીણ !**

મારા વર્ગમાં આવી જા. હું તો ચાણક્યનો ય ગુરુ છું. કુંકુ

કોઈના કાનમાં અને ડંસ લાગે કોઈને. આપણે તો પાછા સારા ને સારા. ખુરશી વગરના રાજા. ત્યાં તો કોઈ વાણીના ગજબનો મદારી કહેશે.

**ઓ હોંશીયાર છોકરા !**

આપણે બીજું કશું ભણાવના નથી. વર્તમાનને જાણો. વર્તમાનામાં મહાલો. પ્રકૃતિ અને પુરુષ એ તો નિસર્ગના સહજ તત્ત્વો છે. મારી વિદ્યા તો પ્રારંભો ત્યાં સમાપ્તિ.

મનક ! આ બધી રાવણની રાક્ષસીમાયા છે. કદાચ તને સોહામણી લાગે તો પણ ભૂલતો નહિ કે આ બધી પરિણામે બિહામણી વિદ્યા છે.

મારા મનક ! તુ સિદ્ધસદશ પવિત્ર આત્મા છે. કર્મે તારું શુદ્ધ સ્વરૂપ છૂપાવી દીધું છે. છતાં ભૂલતો નહિ, "તારા આઠ રૂચક પ્રદેશો સિદ્ધ સમાન છે. તારે તારા સ્વરૂપને પ્રગટિત કરે ત આત્મશાસ્ત્ર ભણવાનં છે. આત્મશાસ્ત્ર સહજ સુલભ નથી. પણ સાધ્ય તો છે જ." આત્મશાસ્ત્ર જ તને પ્રાપ્ત થાય. આ આત્મશાસ્ત્ર શીખવા ગુર્વાજ્ઞાને શિરસાવંદ્ય કરવી પડશે. આ આત્મશાસ્ત્ર મેળવવું બચ્ચાના ખેલ નથી. એકાદ બે પુસ્તકો વાચવાથી આવડશે નહીં. આત્મશાસ્ત્ર શીખવા કાજે અનેક આગમ ગ્રંથો ઊંડાણથી અવગાહવા પડશે. ઈંદ્રિયોની કુદાકુદ બંધ કરવી પડશે. અને આત્મશાસ્ત્ર શીખવા કીર્તિની કામનાને ય દૂર ફગાવી દેવી પડશે. પણ ખ્યાલ રાખજે આત્મશાસ્ત્રના તેજ અનેરા છે. આત્મશાસ્ત્ર તને પણ પાવન કરશે. તારી પાસે આવનાર સૌ કોઈને પાવન કરશે.

આત્મવિદ્યા તારી સ્વવિદ્યા છે પણ સ્વના અર્થ તું કદીયે દેહ ના કરતો. જેમ કપડાં દાગીના ઘર તે તું નથી તેમ દેહ..શરીર... પુદ્ગલ તે તું નહિ આ બધાથી અલગ.. તું એટલે સ્વવિદ્યાના વિદ્યાથી

બન એ કહેવા દ્વારા તને પુનઃ પુનઃ એક જ કહું છું અધ્યાત્મ વિદ્યાનો પ્રથમ વિદ્યાર્થી બન. અધ્યાત્મ વિદ્યાનો જે વિદ્યાર્થી બને છે. તે ક્યારે તેનો વિશારદ બની જાય છે તે પોતે પણ જાણતો નથી.

મનક !

તું ધર્મલાભ પૂર્વકના અન્નપાન આરોગીશ.

તું ધર્મલાભ પૂર્વકના વસ્ત્રપાત્ર વાપરીશ.

તું તને નમનારને ધર્મલાભના આશિષ આપીશ.

પછી એક પણ પલ...અનાત્મવિદ્યામાં ગુમાવીશ તો મૃષાવાદી બનીશ. આ મનમોહક દૃશ્ય જરા જોઈ લઉં એમાં શું ? જરા આ મધુરો સ્વર સાંભળી લઉં એમાં શું ? આ રસપ્રદ લખાણ જરા વાંચી લઉં એમાં શું ? તેનો જવાબ કોઇની પાસેથી નહિ તારી પાસેથી મેળવ.. તને જોઈને, સાંભળીને વિચારીને શું લાભ થયો. સારો ગૃહસ્થ પણ ઘરમાં કચરો ના ભરે પવનથી કચરો આવે તો તુરત ઝાડું ફેરવી કાઢી નાંખે, ઓરડો સ્વચ્છ થાય પછી જ હાશનો શ્વાસ લે..

મુમુક્ષુ... તું મને પૂછે છે. એમાં શું ? ઘરમાં કચરો નારખાય... અને તું તારા મનમાં કચરો ભરે. કચરા માટે દરવાજા ખોલે. અનાત્મવિદ્યા તરફ જોવું એટલે આત્મશત્રુઓને આમંત્રણ આપવુ. અનાત્મવિદ્યાની અભિલાષા કરવી એટલે દુઃખની પરંપરાની અભિલાષા કરવી.

મુમુક્ષુ... પૂ. જિનદાસગણિ મહત્તર આપણા જેવા વિદ્યાર્થીના કાન પકડે તેવા ગુરુ છે. સવિજ્જવિજ્જાણુગયાનો અર્થ તેઓ કહે છે. "બે વાર વિદ્યા શબ્દ લૌકિક વિદ્યાના પરિહાર માટે જ કર્યો છે." તું કહે છે મેં દુનિયા છોડી છે છતાં દુનિયાદારીની પંચાતના છોડે તો સાધુ શાનો ? તારી જાત સાથે કદી પણ ધોખાબાજી ના કરીશ.

મુમુક્ષુ... આમવિદ્યા એટલે કેવલજ્ઞાન .

આત્મવિદ્યા એટલે કેવલજ્ઞાન પ્રાપ્તિની પૂર્વાવસ્થાનું શ્રુતજ્ઞાન.

શાસ્ત્રના રહસ્યોનો જ્ઞાતા બન. વિસ્મરણ થાય તો પણ મુંઝાતો નહિ ક્ષયોપશમભાવની વિચિત્રતા છે. આજ અને આવતીકાલ વચ્ચે અંતર રહેવાનું તારો ક્ષયોપશમ શુદ્ધ, તીવ્ર થશે યા મંદ થશે..પણ જો આત્મવિદ્યા મેળવશે તો શરદઋતુના ચંદ્રની જેમ કર્મરહિત વિમલ બની સિદ્ધિ પ્રાપ્ત કરીશ અથવા અલ્પભવમા મોક્ષે જઈ શકીશ તેવો વૈમાનિક દેવ બનીશ.



# ૨૧. મિચ્અં અદ્દુટ્ઠં આણુવીઇ ભાસએ

કોયલ અને કાગડામાં શું ફરક છે? રૂપરંગ બંનેના સમાન છે. એક કુળ અને એક જાતિ છે. કોયલ અને કાગડો જે સંવેદનો અનુભવે છે તે પોતાની શકિત મુજબ પોતાના ભાવમાં રજુ કરે છે. છતાં કોયલનું ગીત સાંભળવા દોડી દોડીને સૌ આવે છે. બિચારો કાગડો બોલે છે અને લોકો કાનમાં આંગળી નાંખે છે. તેને પથ્થર મારે છે. તેનાથી દૂર થઈ જાય છે.

કારણ શું? સત્ય, પણ પ્રિય મધુરું સાંભળવાને માનવ ટેવાયેલો છે. જન્મદાત્રી માતા પણ કડવું કહે તો સાંભળનું ગમતું નથી.

ક્રોધ, માન, માયા, લોભ, દુસ્વર, અનાદેય, અપયશ. આ પાપ-પ્રકૃતિ છે. એવું જાણનારને પણ કોઈ જાણે અજાણે પાપી કહી દે તો દાહ થાય છે. હું પાપી? કેમ નહિ? પાપપ્રકૃતિ ઉદયમાં છે તેથી પાપી.. આ સાચું સત્ય કાનને કઠોર લાગે છે. દિલ સ્વીકારવા ના કહે છે તો પછી જે આત્મા પાપ, પુણ્યને નથી સમજતાં ધર્મકર્મને સમજતા નથી. સમ્યક્ત્વ, મિથ્યાત્વને સમજતાં નથી તે કેવી રીતે સત્યભાષાને અપનાવી શકે?

મનક...

સાધુ જીવન સ્વીકાર્યું કરેમિભ તે ઉચ્ચરી ત્યારથી નારી આઠ-માતા સાધનાના પ્રગટીકરણમાં ભાષાસમિતિની જરૂર પડશે. ભાષાસમિતિ તને જીવનમાં એક અનોખો વિવેક સમજાવશે.

બોલવાનું પણ હિતકારી.
બોલવાનું પણ પાપ ન લાગે તેવું.
બોલવાનું પણ કાનને અપ્રિય ન લાગે તેવું.

બોલવાનું પણ કોઈને દુઃખ ન લાગે તેવું.

બોલવાનું પણ કોઈને પીડા થાય તેવું નહિ.

બોલવાનું પણ કોઈના ઉપર કલંક લાગે તેવું નહિ.

સાધુનું વચન એટલે જિનાજ્ઞાથી પવિત્ર વચન.

સાધુનું વચન એટલે કર્તવ્ય ધર્મને નિર્દેશ કરતું વચન.

સાધુનું વચન એટલે ભાવનાચંદનનો લેપ.

કષાયના તાપથી ધમધમી ઉઠેલાને સમતાના અમૃતકુંડમાં સ્નાન કરાવે તેવું વચન.

ગુરુદેવ...

હિતકર બોલવું મિત બોલવું પણ સત્ય તો બોલવું ને ? સાચું કહેવામાં સાધુને વળી કોની શરમ રાખવાની ? અમને દુનિયાનું કશું જોતું નથી. પછી સાચું કહીએને ? ગુરુદેવ ! સત્યમાં શું વાણીના ગુણ નથી આવતા ?

ભલા સાધક !

તારૂં જ્ઞાન, તારો જુસ્સો દૂધના ઊભરા જેવો છે. જરા ઠંડો પડ. પ્રભુ મહાવીર સ્વામીના સમવસરણમાં કાલસોકરિક કસાય આવે ? હા ..

"પ્રભુ જ્ઞાની કે અજ્ઞાની" "પ્રભુ સર્વજ્ઞ વીતરાગ."

પ્રભુ જાણે ને કે કાલસૌકરિક મરીને સાતમી નરકે જવાનો

પ્રભુ કાલસૌકરિકની ગતિ જાણે તો તેની વર્તમાન આજીવિકા જાણે એ બને ? "ના ..પ્રભુ ..જાણે" કાલસોકરિક ૫૦૦ પાડા મારનારો ..મહાહિંસક...ઘાતકી...રૌદ્રપરિણામી.. રૌદ્રધ્યાની.. ક્રૂર.. છતાં પ્રભુ કહે હે દેવાનુપ્રિય ! સત્ય જાણવું જુદું છે સત્ય પચાવવું જુદું છે. સત્ય જાણવાની શક્તિ એકમાં હોય અને સત્ય પચાવવાની શક્તિ સજ્જનમાં જ હોય.

આજ વીતરાગના વચનની ખૂબી છે. વીતરાગનું વચન વીતરાગની આજ્ઞાને અનુસરતું વચન એટલે કોઈના દોષ જાહેર કરતું વચન નહિ અને કોઈના દોષ છૂપાવતું પણ વચન નહિ.

વીતરાગની આજ્ઞાને અનુસરતું વચન એટલે કર્તવ્ય ધર્મનું ઉદબોધક વચન.

સાધુ ક્યારે ય ટકટક ના કરે. ટકોર કરે.

ટકટક સાંભળનાર નઠોર બને.

ટકોર મનુષ્યને ચકોર બનાવે.

સાધુ પરિમિત બોલે. જેમ રસોઈમાં મીઠા વગર ના ચાલે. મીઠું ના હોય તો સરસ ભોજન પણ નિરસ બની જાય. એમથારી વધારે મીઠું નાંખે તો સુંદર સરસ આહાર પણ વિરસ બની જાય. ઝાડા અને ઉલટી કરાવે. તેમ સાધુ વધારે બોલે તો સમય વગર બોલે તો લોકોને ધર્મ પ્રત્યે અરુચિ થાય. સાધુ પ્રત્યે અભાવ થાય. ગુણી પ્રત્યે દ્વેષ થાય.

**મનક...**

ગુરુ આજ્ઞાના પ્રભાવે તું જ્ઞાની થઈશ. સરસ્વતી તારી સેવામા રહેશે. જિનેશ્વર ભગવંતે પ્રરૂપેલ ચારિત્રનું પાલન તારૂં સૌભાગ્ય નામકર્મને વધારી દેશે. તારો ત્યાગ સૌને ઝુકાવી દેશે. રાજા મહા-રાજાઓ અને દેવેન્દ્રો તારી ચરણરજ લેવા પડાપડી કરશે. તારા એક વચન પર ભક્તો સર્વસ્વ ન્યોચ્છાવર કરશે. ત્યારે તારે ખ્યાલ રાખવાનો છે.

હું સાધુ સત્ય બોલનારો.

હું સાધુ પરિમિત બોલનારો.

પણ મારી સાધુતાના સાચા નૂર તો ત્યારે જ ઝળકી ઊઠે હું નિરવદ્ય બોલું.

મારા વચનથી જાણે અજાણે કોઈ હિંસાની ભૂતાવળ ઊભી થાય તેવું બોલાય નહિ.

હતા. પણ સૌએ નિજી યોગ્યતા મુજબ ખુદની જરૂરિયાત જ્યાં જ્યાંથી પુરું થાય ત્યાંથી ગ્રહણ કરી તેમ આ વિશ્વમાં અનેક શકિતઓ રહેલી છે.

રામચંદ્ર અને રાવણ પણ આ પૃથ્વીના માનવો હતાં.

ગુરૂગૌતમ અને ગોશાલક પણ પૃથ્વી 'પરના જ માનવો' હતા.

પિતૃભકત અભય અને પિતૃઘાતના દોષથી લિપ્ત કોણિક બંને એક જ પિતાના પુત્ર હતા.

પુંડરિક અને કંડરિક બંને એક જ માતાના સંતાન હતા. સમાનકાળ, સમાનભાવ, સમાનશકિત, સમાન આલંબન છતાં દરેકના કાર્ય અને આદર્શમાં આકાશ અને પાતાળનું અંતર છે. કયાં સજ્જન શિરોમણિ મહામાનવ સમા ધન્યાત્માઓ અને કયાં માનવ છતાં ભયંકર દાનવ જેવા અધ્યાત્મીઓ.

જ્ઞાન જગત્તત્ત્વોને જગતના ભાવોને સમજવા માટે છે. જેમ ઘરમાં દરવાજો હોય તો દુર્જન પણ આવે અને સજ્જન પણ આવે પરંતુ સન્માન તો સજ્જન થાય. દુર્જન—ગુંડો ઘરમાં ઘુસી ગયો હોય તો કોઈને વાત પણ ન કરાય. વાત કરીએ તો દુનિયા આપણી જ મશ્કરી કરે કેવો મૂર્ખ ! ખુદના ઘરનું પણ ધ્યાન રાખી શકતો નથી... તેમ તારે આંખ છે. તારે કાન છે અને આંખ તથા કાનવાળા સાથે સંબંધ છે. તારું જ્ઞાન, તારી આંખ અને કાનની સહાયથી થયું છે. કાન વડે તેં ઘણું સાંભળ્યું છે, આંખ વડે તે ઘણું જોયું છે. પણ જેટલું જોયું અને જેટલું સાંભળ્યું તેટલું કહેવા તું સમર્થ છે. પણ પરમાત્મા મહાવીરનું વચન સદૈવ સ્મરણપથમાં રાખજે "નય દિટ્ઠં સુયં સવ્વં" જરા ભૂલ કરી તો આણુબોમ્બ...વિશ્વના સમસ્ત વિસ્ફોટ દ્રવ્યો જે વિનાશ નહિ સર્જે તે તારૂં એક અસંયમિત વચન વિનાશ નોતરશે. એ વિનાશ એવો ભયંકર હશે જેનો હાહાકાર સાંભળતા તું પણ પાગલ બની વિનાશના ખપ્પરમાં બલિના બોકડાની જેમ હોમાઈ જઈશ.

આસુરી યજ્ઞો અને આસુરી આરાધનાથી જ્યારે ખરેખર દાનવો જાગી ઉઠે છે ત્યારે તેના નોતરનારને પ્રથમ ભક્ષ્ય બનાવે છે. તેમ તારૂં વચન ક્યારેક તને પણ ભરખી જશે.

જગતની બધી આગો જવલિત બન્યા પછી પણ વશમાં લેવાની કોઈક શક્તિઓ છે પણ વચનથી પ્રગટેલ દાવાનલને ઓલવવા હજી કોઈ શકિનના સંશોધન થયા નથી. બળ પહેલો જ નિયમ કર જેટલું જોયું જેટલું સાભળ્યું તેમાંથી અયોગ્યને ભૂલી જઈશ. યોગ્ય વાત પણ મહાપુરૂષના વચનને અનુસાર સંયમી બની જરૂર પડે વિવેકપૂર્વક પાપ રહિત પ્રમાણ પુરસ્સર વિચારીને હિતકર બોલીશ.

જેમ હમણાં જ નવું ઘર બંધાવ્યું છે. સંપૂર્ણ આધુનિક સુખ સગવડતાના સાધનો છે. કોઈ વાતની અપૂર્ણતા નથી. ગરમ—ઠંડી પહાડ—ઉદ્યાન જે કહો તે બધા જ દશ્યો બધા જ વાતાવરણ બધી જ અનુકૂળતાવાળું ઘર... કોઈને ઘર જોવા બોલાવ્યા ફરી ફરીને ઘરનો એક એક ખૂણો બતાવ્યો દરેક પાછળ તમારી કલાદષ્ટિ તમારી આગવી સૂઝના દર્શન કરાવ્યા. પણ ભલા ગટર અને સંડાશની કેમ વાત ના કરી. એ તો કંઈ કરાય?

જેમ ઘર બતાવીયે પણ વિવેકથી જ બતાવાય. તેમ બોલવાનું પણ સંયમપૂર્વક જ વિવેક ચૂકીને ક્યારે ન બોલાય. તેમ પુણ્યશાળી અનેક માણસોના પરિચયમાં આવ્યા.. વિશિષ્ટ બુદ્ધિ વિશિષ્ટ સ્મરણ શકિત, અનોખી નિરીક્ષણ શકિત છતાં દરેકને દરેક વાત થાય આપણા વ્યકિતત્વને અનુરૂપ, સામા માણસના વ્યકિતત્વને અનુરૂપ જ વાત કરાય.

રાષ્ટ્રપતિને ઉભા રાખી કોઈ છોકેરો કહે તમે અમારા ભારતના સર્વશ્રેષ્ઠ નાગરિક છો તો મારૂં શરીર ખૂબ તપે છે મને તાવ છે કે નહિ કહો ને? સાચે આ છોકરો આપણને મૂર્ખ લાગે. તાવ અંગે 'મા' ને પૂછાય, ડોકટરને પૂછાય. રાષ્ટ્રપતિને નહિ. રાષ્ટ્રપતિ આગળ

મારા વચનથી કોઈના હૃદયના આળા ઘા પર મરચું નંખાય તેવું બોલાય નહિ.

મારાથી કોઈના પર અજાણે કલંક લાગી જાય તેવું બોલાય નહિ. **વીતરાગ પરમાત્માએ કહેલાં સમસ્ત ભાષાના દોષને પરિહરીને જ બોલાય.** તેથી જ સાધુ કોઈને તડને ફડ કરી જવાબ ન આપે. જેમ આરોગ્યશાસ્ત્રી ચાવી ચાવીને ખાય તેમ સાધુ હજારવાર વિચારીને બોલે.

**વિચાર્યા વગર બોલે તે વાણીનો વ્યભિચારી.**

**વિચારીને બોલે તે વાણીનો સદાચારી.**

જેમ ગાળ્યા વગરનું પાણી પીએ તો વાળા વગેરે ભયંકર દર્દો થાય તેમ સાધુ વિચાર્યા વગર બોલે તો ભવોભવ દુર્લભબોધિ થાય. મોન સહેલું છે. પણ સાચું અને સારું બોલવું કઠીન છે. હું તો બોલીશ નહિ આવી વાત ના કરનો. આ બધી કાયર બકાલની વાત છે. શૂરવીર સાધકતો હૈયામાં હિતભાવના રાખી, પ્રાણીમાત્રનું કલ્યાણ થાય તેવી જિનાજ્ઞાપૂર્વકની હિત-મિત નિરવદ્ય ભાષા વિચારીને બોલે.

પ્રભુને તીર્થંકરને સમર્પિત થઈ એક જ વિનંતિ કરીશ મને તમારા જેવી ભાષા આપો. વાણીના પાંત્રીશ ગુણયુક્ત જ્ઞાનાતિશય વચનાતિશયથી શોભતી માલકોશના સ્વર દ્વારા દુર્ભેદ્ય રાગદ્વેષને દૂર કરતી ધર્મ સામ્રાજ્યનું સ્થાપન કરનારી વાણી આપો.

**પ્રભુ...**

સાધના સહિતની વાણી આપો.

આરાધનાની પ્રેરક વાણી આપો.

ધર્મતીર્થના સ્થિરીકરણ માટે બોલવાનું પણ વાણીને સમિતિ દ્વારા પવિત્ર બનાવીને..

ગુરુદેવ! શક્તિ આપો, સામર્થ્ય આપો, ભાષા સમિતિના રહસ્યને પાર પામું...



# ૨૨. નય દિટ્ઠં સુયં સવ્વં



એક ગુજરાતી કહેવત છે. "ભાવે તેટલું ખવાય નહિ, આવડે તેટલું બોલાય નહિ.

જીભને જે પસંદ હોય તે બધું જ ખાય તો બીજે દિવસે સ્ફૂર્તિમય શરીર રોગનું ઘર બની જાય.

માનવ—માનવને સમજવામા સહાયક ભાષા, પણ મુખ પર આવે તેટલું બોલે તો ઘર-ઘરમાં મહાભારત અને રામાયણ સર્જાય.

મહાભારત અને રામાયણના યુદ્ધના મૂળ શામાં રહેલાં છે? જેવું જોયું તેવું બોલવામાં? જેવું ગમ્યું તેવું કહેવામાં? જુગાર અને રાજ્યલિપ્સા તેના મૂળમાં નથી. આ તો બીજ રોપાઈ ગયા બાદ સિંચાયેલા પરિબળો છે.

યુદ્ધના મૂળ હતા દ્રૌપદી અને મંથરાની વાણીમાં. એક સંસારીને પણ સંયમી વાણી જોઈએ — વિવેકી વાણી જોઈએ તો એક સાધુ મહાત્માની વાણી એટલે? તેથી જ પૂ. શય્યંભવસૂરિ મહારાજ હિતશિક્ષા આપી રહ્યાં છે

મનક!

પૃથ્વી પર મનોહર મધુરા આમ્રવૃક્ષ છે. તો કડવા લીંબડાના વૃક્ષો. પણ છે. આમ્ર અને લીંબ એક જ ધરતીની પેદાશ છે. હવા અને પ્રકાશ બધું સમાન છતાં ફરક કેમ? આંબાના બીજે ધરતીના મૂળમાંથી. મીઠાશ શોધી...શોધીને ખેંચી લીધી...લીંબડાના બીજે ધરતીના પેટાળ-માંથી ખેંચી ખેંચીને કડવાશ એકઠી કરી. ધરતીમાં તો બંને તત્ત્વો.

હતા. પણ સૌએ નિજી યોગ્યતા મુજબ ખુદની જરૂરિયાત જયાં જયાંથી પુરું થાય ત્યાંથી ગ્રહણ કરી તેમ આ વિશ્વમાં અનેક શકિતઓ રહેલી છે.

રામચંદ્ર અને રાવણ પણ આ પૃથ્વીના માનવો હતાં.

ગુરૂગૌતમ અને ગોશાલક પણ પૃથ્વી પરના જ માનવો હતા.

પિતૃભકત અભય અને પિતૃઘાતના દોષથી લિપ્ત કોણિક બંને એક જ પિતાના પુત્ર હતા.

પુંડરિક અને કંડરિક બંને એક જ માતાના સંતાન હતા. સમાનકાળ, સમાનભાવ, સમાનશકિત, સમાન આલંબન છતાં દરેકના કાર્ય અને આદર્શમાં આકાશ અને પાતાળનું અંતર છે. કયાં સજ્જન શિરોમણિ મહામાનવ સમા ધન્યાત્માઓ અને કયાં માનવ છતાં ભયંકર દાનવ જેવા અધ્યાત્મીઓ.

જ્ઞાન જગત્તત્ત્વોને જગતના ભાવોને સમજવા માટે છે. જેમ ઘરમાં દરવાજો હોય તો દુર્જન પણ આવે અને સજ્જન પણ આવે પરંતુ સન્માન તો સજ્જન થાય. દુર્જન—ગુંડો ઘરમાં ઘુસી ગયો હોય તો કોઈને વાત પણ ન કરાય. વાત કરીએ તો દુનિયા આપણી જ મશ્કરી કરે કેવો મૂર્ખ ! ખુદના ઘરનું પણ ધ્યાન રાખી શકતો નથી... તેમ તારે આંખ છે. તારે કાન છે અને આંખ તથા કાનવાળા સાથે સંબંધ છે. તારું જ્ઞાન, તારી આંખ અને કાનની સહાયથી થયું છે. કાન વડે તેં ઘણું સાંભળ્યું છે, આંખ વડે તે ઘણું જોયું છે. પણ જેટલું જોયું અને જેટલું સાંભળ્યું તેટલું કહેવા તું સમર્થ છે. પણ પરમાત્મા મહાવીરનું વચન સદૈવ સ્મરણપથમાં રાખજે. "નય દિટ્ઠં સુયં સવ્વં" જરા ભૂલ કરી તો અણુબોંબ...વિશ્વના સમસ્ત વિસ્ફોટ દ્રવ્યો જે વિનાશ નહિ સર્જે તે તારૂં એક અસંયમિત વચન વિનાશ નોતરશે. એ વિનાશ એવો ભયંકર હશે જેનો હાહાકાર સાંભળના તું પણ પાગલ બની વિનાશના ખપ્પરમાં બલિના બોકડાની જેમ હોમાઈ જઈશ.

આસુરી યજ્ઞો અને આસુરી આરાધનાથી જ્યારે ખરેખર દાનવો જાગી ઉઠે છે ત્યારે તેના નોતરનારને પ્રથમ ભક્ષ્ય બનાવે છે. તેમ તારૂં વચન કયારેક તને પણ ભરખી જશે.

જગતની બધી આગો જવલિત બન્યા પછી પણ વશમાં લેવાની કોઈક શક્તિઓ છે પણ વચનથી પ્રગટેલ દાવાનલને ઓલવવા હજી કોઇ શકિતના સંશોધન થયા નથી. બળ પહેલો જ નિયમ કર જેટલું જોયું જેટલું સાંભળ્યું તેમાંથી અયોગ્યને ભૂલી જઈશ. યોગ્ય વાત પણ મહાપુરૂષના વચનને અનુસાર સંયમી બની જરૂર પડે વિવેકપૂર્વક પાપ રહિત પ્રમાણ પુરસ્સર-વિચારીને હિતકર બોલીશ.

જેમ હમણાં જ નવું ઘર બંધાવ્યું છે. સંપૂર્ણ આધુનિક સુખ સગવડતાના સાધનો છે. કોઇ વાતની અપૂર્ણતા નથી. ગરમ—ઠંડી પહાડ—ઉદ્યાન જે કહો તે બધા જ દશ્યો બધા જ વાતાવરણ બધી જ અનુકૂળતાવાળું ઘર . કોઈને ઘર જોવા બોલાવ્યા ફરી ફરીને ઘરનો એક એક ખૂણો બતાવ્યો દરેક પાછળ તમારી કલાદષ્ટિ તમારી આગવી સૂઝના દર્શન કરાવ્યા. પણ ભલા ગટર અને સંડાશની કેમ વાત ના કરી. એ તો કંઈ કરાય ?

જેમ ઘર બતાવીયે પણ વિવેકથી જ બતાવાય. તેમ બોલવાનું પણ સયમપૂર્વક જ વિવેક ચૂકીને કયારે ન બોલાય. તેમ પુણ્યશાળી અનેક માણસોના પરિચયમાં આવ્યા..વિશિષ્ટ બુદ્ધિ વિશિષ્ટ સ્મરણ શકિત, અનોખી નિરીક્ષણ શકિત છતાં દરેકને દરેક વાત થાય આપણા વ્યકિતત્વને અનુરૂપ, સામા માણસના વ્યકિતત્વને અનુરૂપ જ વાત કરાય.

રાષ્ટ્રપતિને ઉભા રાખી કોઈ છોકરો કહે તમે અમારા ભારતના સર્વશ્રેષ્ઠ નાગરિક છો તો મારૂં શરીર ખૂબ તપે છે મને તાવ છે કે નહિ કહો ને ? સાચે આ છોકરો આપણને મૂર્ખ લાગે. તાવ અંગે 'મા' ને પૂછાય, ડોકટરને પૂછાય. રાષ્ટ્રપતિને નહિ. રાષ્ટ્રપતિ આગળ

તો તેમના વ્યક્તિત્વને અનુરૂપ પ્રશ્ન પૂછાય વાત કરાય. તાવની વાત કરવામાં રાષ્ટ્રપતિનું અપમાન...તો કોઈક ધર્મપ્રેમી ધર્માભિલાષી ધર્મે-ચ્છુ આગળ કોઈની નિંદા દોષ કહેવા. તેની બુરાઈ કરવી તે ધર્મનું અપમાન નથી? તેના વ્યક્તિત્વનો અનાદર નથી?

ભયંકરમાં ભયંકર પાપી પણ દ્રવ્યસિદ્ધ છે. તેથી તેની સમક્ષ જીવની બુરાઈ કરવી તે તેની જાતિનું અપમાન છે. એક સાધારણ સજ્જન મનુષ્ય પણ આવું અકર્તવ્ય ના કરે તો જગતના શિક્ષક સમા સાધુ કયા અનુભવો કહે? કયી વાતો કરે?

સાધુ જેમ વિશિષ્ટ કારણ વિના પોતાની આત્મકથા ના કરે, સાધુ જેમ પોતાના રૂપના વર્ણન ના કરે..સાધુ જેમ પોતાની વિદ્-તાના ગીત ના ગાય. સાધુ જેમ પોતાના કુળની બડાઈ ના કરે, તેમ સાધુ પોતાના અનુવના પ્રદર્શન ના કરે તો પછી જેટલુ જોયું, જેટલું સાભળ્યું તે બોલાય જ કેમ? જેમ કુલવધૂના પ્રદર્શન ના થાય. તેમ આપણા અનુભવના પ્રદર્શન કરાય?

જેમ જલપાન કરવાનું પણ ગાળીને જ પાણી પીવાય.

કેરી ખાવાની પણ ગોટલા કાઢીને જ ખવાય

કેળા ખાવાના પણ છાલ કાઢીને જ ખવાય.

તેમ સાધુ જોયેલું અને સાંભળેલું બધું ના બોલે, શાસ્ત્ર આજ્ઞા દ્વારા દરેક વચનને પવિત્ર કરીને જ બોલે.

વર્ષો સુધી શાસ્ત્રોનો અભ્યાસ કર, મૃષાવાદ વિરમણ મહાવ્રતના સંપૂર્ણ સ્વરૂપને સમજ ભાષા સમિતિ અને વચન ગુપ્તિને આત્મસાત બનાવ આક્રોશ તાડના તર્જનાને સહન કર. માન અપમાનને પચા-વતા શીખ પછી જ ગુરૂ આજ્ઞા લઇને જરૂર પડે તો બોલવાનું અયોગ્ય બિનજરૂરી વિઘાતક વાતોને વિસારી સ્વ અને પરનો ઉપકાર જ વચન બોલવાનું. જો આવી રીતે બોલીશ તો તારામાં વચનસિદ્ધિ પ્રગટશે. તારૂં વચન અમોઘ થશે.

સાધુના વચન દ્વારા જગતમાં શાંતિ ફેલાય.
સાધુના વચન દ્વારા સૌને આશ્વાસન મળે.
સાધુના વચન દ્વારા કર્તવ્યપથનું ભાન થાય.
સાધુના વચન દ્વારા જીવમાત્રનું મંગલ થાય.
સાધુના વચન દ્વારા મોક્ષમાર્ગનું જ્ઞાન થાય.
સાધુના વચન દ્વારા મોક્ષમાર્ગે પહોંચાય.

પ્રભો ! મનકને સાધુવચનના વરદાન મલ્યા, અમને સાધુવચનની સાધના આપો તો પણ ધન્ય બનીશું કૃપાળુ કૃપા કરો.






# ૨૩. આસુરત્તં ન ગચ્છેજ્જા



સિંહ અને શ્વાનવૃત્તિ આપણે સૌ સમજીએ છીએ. સિંહવૃત્તિની પ્રશંસા કરીએ છીએ. શ્વાનવૃત્તિની નિંદા કરીએ છીએ પણ કોણ જાણે માનવ નહિ સાધુ. ભિક્ષુ નહિ. જિનેશ્વર ભગવંતની નિગ્રંથ પરંપરાને પ્રાપ્ત કર્યા બાદ પણ કયારેક સ્વાંગ સાધુનો પણ વૃત્તિ શ્વાનની બની જાય છે.

તત્વની વ્યાખ્યા અને વિચારણા શુદ્ધશ્રદ્ધા. દર્શનમોહનીય, જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી થાય છે. પણ ક્રોધાદિ આંતરશત્રુઓ ઉપર વિજય તો ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમથી પેદા થાય છે.

સત્તાના જોરે અધિકારીના રૂઆબે ધરાને ધ્રુજાવવી એ કંઈ મોટી વાત નથી. એ એક પુણ્યનો ખેલ છે. આત્માની અદ્વિતીય સાધના તો કોઈને મારવા ઉઠાવેલો હાથ પોતાના ગાલ ઉપર ચલાવવમાં છે. આવું સાહસ તો કોઇ સામાન્ય વ્યકિત ના કરી શકે. જેની પરંપરામાં ત્યાગ હોય, જેનું લોહી વીતરાગીના વારસ સમું હોય તે જ આવું કાર્ય કરી શકે.

ધન્ય હતા પ્રભુ ઋષભદેવના પુત્ર બાહુબલીજી ભરત મહારાજા સત્તાના લોભમાં અન્યાય પંથ જઈ રહ્યાં છે. એક બે ત્રણ ચાર વાર હાર્યા પછી ગોત્રદ્રોહને પણ ભૂલીને ચક્રરત્ન છોડે છે. ચક્રરત્ન પણ બાહુબલિની પરિક્મ્મા કરે છે. બાહુબલીની વજ્રશી મુઠી બંધાઈ છે. મુઠ્ઠી બંધાઈ નહિ. હવામાં વીંઝાઇ છે. ભરત મહારાજાના મસ્તક પર ઝીંકાવાની ઘડી ડોકાઇ રહી છે. ત્યાં તીર્થંકરના પુત્ર બાહુબલી સાવધ બની ગયા. હું કોણ? કોનો પુત્ર? ઋષભદેવનો પુત્ર હું

મોટાભાઈ પર હાથ ચલાવું મુઠ્ઠીને સફળ કરીશ. મસ્તક પરનો ભાર હળવો કરીશ. એજ મુઠ્ઠીએ જટાજૂટ બાલ ઊતાર્યા. લોચ કરી. શ્રમણને યોગ્ય મુંડન કર્યું.

કોઈને સહજ ગુસ્સામાં પણ તમાચો મારવા હાથ ઉપાડયો હોય. વ્યકિતછટકી જાય તો હાથમાં અને છાતીમાં કેવી ઝણઝણાટી થાય છે. લાખો યુદ્ધમાં જે શ્રમ ના પડે તે મનમાં આવેલાં ક્રોધના આવેગને સમાવવામાં પડે છે. ક્રોધની પળને નિષ્ફળ બનાવવા હૃદય સાથે ભયંકર વિગ્રહમાં ઉતરવું પડે છે. એવી જગતના માનવોની પરિસ્થિતિ સહજ છે. ત્યારે બાહુબલીજીનું કેટલું પરાક્રમ કેવું વિશિષ્ટ અને પ્રેરક છે. " શકિતના સ્વામી બની ક્રોધને નિરર્થક કરવો એ જ આત્મિક યોદ્ધાઓનું મુખ્ય કાર્ય છે."

શું બાલ મનકને હંમેશાં કપરાં જ ચઢાવ ચડવાના .હંમેશા મુશ્કેલીમાંથી જ વિજયી બનવાનું પિતા ગુરુ થઈને આવા કડક થઈ ગયા. પુત્રની દયા તો દૂર રહી પણ એક માસુમ બાલકની પણ દયા નથી આવતી, જ્યાં મહારથીઓ હાંફી જાય છે. ત્યાં આ બાળકનું શું ગજું ?

દુનિયાના સમસ્ત કાયરો અને અહિતસ્વીની આ મનોભૂમિકા રહેશે. કોઈ ભોળા સ્પષ્ટ બોલશે. કોઈ મુત્સદી જુદી રીતે રજૂ કરશે.

ભલા માનવ !

ભિખારીના પુત્રને એક જ વિદ્યા શીખવાડવાની હોય ..પેટ ભરવાની. .ટુકડો રોટલો રળી ખાવાની...

રાજપુત્રની શિક્ષાપદ્ધત્તિ અલગ હોય તેને સમસ્ત વિદ્યા શિખવવાની...સમસ્ત પદ્ધત્તિ શિખવવાની શામ—દામ—દંડ ભેદ નીતિ સમજવાની પણ ક્યારે કંઈ નીતિ આચરવાની તેની અનોખી કોઠાસુઝ જોઈએ. ભિખારી ગમે તેવો હોંશિયાર હોય તો પણ તે રાજપુત્રનો

ગુરુ ના બની શકે રાજપુત્રનો ગુરુ છઠ્ઠીના ધાવણથી શસ્ત્રપાઠ શીખવે. ઘોડીયામાં રાજપુત્ર રડે તો રાજમાતા કહે કાં બેટા! શૂરી ક્ષત્રિયાણીનું સંતાન નથી? દુશ્મન દેખીને રડે છે? બાજુમાં રહેલ વડારણ કહે. ના...મા...ના...મા... આ તો તમારૂં લોહી છે. ક્ષત્રિઓની મોજમજાહ પર ઉના આંસુ સારે છે. ભિખારીનો પુત્ર દયાથી જીવે રાજપુત્ર શૂરવીરતાથી જીવે તો શ્રામણપુત્ર શાના દ્વારા જીવે?

શ્રામણપુત્ર ક્ષમાના સહારે જીવે તેના શ્વાસ તેના પ્રાણ, તેનું જીવન ક્ષમા. ક્ષમા રહે તો સાધુના ૧૦ પ્રકારના ધર્મ રહે. ક્ષમા જાય તો હાથમાં ઓઘો રહે. અને હૃદયમાંથી સાંધુતા ચાલી જાય.

પૂ. શય્યંભવસૂરિ મહારાજ સાધુઓના ઘડવૈયા છે. તેમનું શિક્ષણ કાચું ન હોય. અધુરું ના હોય તેઓ સમજે છે. તપ, ત્યાગ, જ્ઞાન, ધ્યાન, સાધુતાને શોભાવનારા પણ સાધુના ખુદના નૂર શા માં! ક્ષમામાં.

ક્ષમા વગરની સાધુતા નાક વગરની સુંદરી જેવી બેહુદી લાગશે. વૃક્ષ લીલું કેમ? મૂળમાં મીઠાં જળ સમાયેલાં છે. વૃક્ષ સુકું કેમ? મૂળ બળી ગયું છે.

જીવનમાં ક્ષમા તેજ રાખી શકે જેનું હૃદય જિનવાણીની સરવાણીથી નવપલ્લવિત હોય. જિનશાસનના રહસ્ય પામીને સમજીને ગુસ્સો આવે તો ફાવે નહિ. પડછાયાની જેમ દેખા દઈને પાછો વળી જાય પણ સફળ ના બને.

પૂ. શય્યંભવસૂરિ મહારાજ બાલ મનકને સફળ સાધુ જોવા માંગે છે. તેથી પ્રારંભમાં જ સાધનાના અઘરાં ચઢાણ ચઢાવે છે.

શ્રમણ પુત્રના શિક્ષાદાતા મોહી ગુરુ ના ચાલે.

શ્રામણ પુત્રના શિક્ષાદાતા પ્રેમી ગુરુ ના ચાલે.

શ્રામણ પુત્રના શિક્ષાદાતા ગુણી ગુરુ જોઈએ.

ગુણી ગુરુ પચાસ ટકા એંશી ટકાને પણ પાસ ના કરે. તે કહે મારો વિદ્યાર્થી ભલે છદ્મસ્થ મારો વિદ્યાર્થી ભલે ક્રોધના ઉદય-

વાળો... પણ મારી વિદ્યાર્થીની મારા શિષ્યની જીવન પદ્ધતિ વીતરાગ જેવી હોય મારા શિષ્યની જીવન પદ્ધતિ વીતરાગી જેવી હોય...મારા શ્રમણ શિષ્ય પાસે ક્રોધ ફાવી ના જાય. તો તોફાન શાના કરી જાય? હું શ્રમણનો ગુરું છું. મારો શિષ્ય ક્ષમા માટે શ્રમ કરનારો છે.

ગુસ્સો એતો કોઈ બાલ અજ્ઞાન તપસ્વીઓનો સ્વભાવ છે. વાત વાતમાં ઘડીએ ઘડીએ નાની નાની બાબતોમાં ગુસ્સો જેને સતાવી જાય છે. તે સાધુતા પાલન કરતો હોય પણ પરિણામે અસુર નિકાયનો દેવ.

મનક ! પ્રભુના શાસનની મોટી મોટી વાતો કરવાની નહી પણ પ્રભુના શાસનના રહસ્યને ક્રોધ સામે કેશરીયા કરવાના છે, ભૂલે ચૂકે પણ ક્રોધ તારા રાજ્યમાં ના પ્રવેશે એ માટે તારે સતત જાગૃત રહેવાનું છે.

શાસ્ત્રામૃતનાં પાન કર શાસ્ત્રામૃત દ્વારા ક્રોધના વિષ દૂર થઈ જશે. સમતામાં સ્થિર બનીશ. સમતાદ્વારા જ સાધુતાની શોભા તારો શ્રમ—પ્રયત્ન ક્ષમાનો તું ક્યારે પણ ગુસ્સાના આવેશને વશ ન થા. ગુસ્સો તને તારી સાધુતા ના ભૂલાવે. તેનો પ્રતિદિન પ્રયત્ન કરજે. તું આ પ્રયત્નમાં સફળ બન એજ તારા ક્ષમા માટે શ્રમ કરી રહેલ પિતાની હાર્દિક ભાવના છે.

બેટા ! તું કામ કરનાર મજુર નહિ પણ ક્ષમા કાજે શ્રમ કરનારો ભડવીર ..લાડલા ..શાસન સમજ અને અનાદિના શત્રુ સામે વિજયી બંન તો જ મારી પ્રસન્નતા. મારો આનંદ. ક્ષમાભાવને આત્મસ્થ બનાવ અને મને ખુશ કર.

પૂ. શય્યંભવસૂરી મહારાજ મનક પર જે સમતાથી હાથ ફેરવી ક્રોધથી દૂર કરો છો, તે કરૂણા મારી પર ના કરો. કરગરીને વિનવું છું. હું પણ તમારો કોઈ જન્મનો સ્નેહી છું.

બસ, મનકની જેમ મારા પણ ભાવ સ્વજન બનો.



# ૨૪. નેવ ગૂહે ન નિન્હવે



જોયા વગર ચાલ્યા અને પગમા પથ્થર વાગ્યો "હાય આજે તો કેવા લોકો છે. આમ વચ્ચે પથ્થરા નાંખતાં હશે." આમ કહી બીજાની ભૂલ પર ગાળો દેતાં પગ પંપાળતાં આગળ ચાલ્યા જવું તે આજના સમાજની ખાસ પદ્ધતિ છે.

કોઈ ભલી વ્યક્તિ કહે મહાનુભાવ! આમ ઘોંઘાટ શું કામ કરો છો? આમ પથ્થર બાજુ પર મૂકી દો.. સમસ્યા હલ થઈ જશે.

"મેં વચ્ચે પથ્થર નાંખ્યો છે તે હું બાજુ પર નાંખુ? મારૂં કામતો બૂમ પાડવાનું." તેં સાંભળ્યુંને મને સલાહ આપવા આવ્યો તો હવે તું જ બાજુ પર નાંખ. તમે રસ્તામાં પથ્થર જોયો તો તમારે બાજુ પર નાંખવો જોઈએ. કોલાહલ કરી અમારી શાંતિ'ના બગાડવી જોઈએ.

પોતાની ભૂલ છૂપાવવી અને બીજાની ભૂલ ઢોલ વગાડીને જાહેર કરવી તે રાગીદ્વેષીના ફજેતા.

**ભૂલ કરવી અને બીજાના નામે ચઢાવવી તે દુર્જનવૃત્તિ.**

**ખૂદની ભૂલ છૂપાવવી નહિ ભૂલ સ્વીકારવી તે સાધુવૃત્તિ.**

**મનક!**

અનાદિ કાલથી આશ્રવોના સંસ્કાર આત્મામાં સ્થિર થયેલા છે. સંવરના સંસ્કાર નવા છે. નૂતન સંસ્કાર—નૂતન આચાર પ્રણાલી છે. એટલે આત્માને સમજાવવો પડશે આચાર અને અનાચારના સતત્ ખ્યાલ રાખવા પડશે.

આચાર એટલે સન્માર્ગ નિરવદ્ય પ્રવૃત્તિ કર્તવ્ય.

અનાચાર એટલે ઉન્માર્ગ સાવદ્ય પ્રવૃત્તિ અકર્તવ્ય.

ભૂખ લાગી એટલે ખાવા લાગી જવું તે આહાર સંજ્ઞા !

ભૂખ લાગે છતાં કલ્પ્ય, એષણીય મળે તો જ આહાર લેવો તે ગૌચરી આચાર.

થાક લાગે એટલે સૂઈ જવું તે ઓઘસંજ્ઞા !

થાક લાગે છતાં સ્વાધ્યાય કરી ગુરુની સેવા કરી ભૂમિનું પ્રમાર્જન કરી રાત્રિના પ્રથમ પ્રહર બાદ સંથારો કરવો તે સાધ્વાચાર.

કોઈ કડવો શબ્દ કહે અને પથ્થરનો જવાબ પથ્થરથી આપવો તે ક્રોધ સંજ્ઞા.

કોઈ કડવો શબ્દ કહે ત્યારે એ સંસારી છે પણ ધર્મ ક્ષમા છે. એમ વિચારી જવાબ આપે ને ઉપશાંત રહે તે સાધ્વાચાર.

સુખનો સ્વીકાર કરવો ને દુ:ખના પ્રતિકારમાં લાગ્યા રહેવું તે આશ્રવ—આચાર.

દુ:ખનો આનંદ સાથે સ્વીકાર અને સુખના માટે પૂર્ણ બેપરવાઈ તે સંવરનો આચાર.

પ્રતિક્ષણ તારે આચાર અને અનાચારના પૃથક્કરણ કરવા પડશે. આશ્રવ અને સંવરના ભેદને પારખવા પડશે. ચઢે તે પડે, ભણે તે ભૂલે, આરાધના કરતાં વિરાધના થાય, સેવા કરતાં આશાતના થાય, તેમ આચારનું પાલન કરતાં ક્યારેક અનાચાર થઈ જાય. કોઈક અપરાધ અજ્ઞાનના કારણે થશે. કોઈક ભૂલ સદ્દગુરુની નિશ્રાના અભાવે થશે કોઈક ભૂલ પાપની આદતના કારણે થશે. પણ જાણે—અજાણે છદ્મસ્થ હોવાથી આચારમાં વિચારનું મિલન ન રહે. ગુરુ ગૌતમસ્વીમીની પણ ભૂલ થાય. તને હિતશિક્ષા આપનાર મારી પણ ભૂલ થાય. પણ ભૂલ થયા બાદની અવસ્થા એ આત્મિક યોગ્યતાનું પ્રતિબિંબ છે.

આપણો આત્મા જ મોહાધીન બની અક્ષમ્ય અપરાધ કરી બેસશે. પણ અપરાધ કર્યા બાદ ક્યારેય અસ્વીકાર કરતો નહિ સર્વજ્ઞશાસ્ત્રમાં પ્રાયશ્ચિત્તનું વિધાન છે. પણ પ્રાયશ્ચિત્ત કોને હોય ગુરુ પાસે પોતાની ભૂલ કબૂલે, ગુરુ આગળ પોતાના પાપ પ્રકાશે, ગુરુ આગળ જે પાપ જે રીતે થયા હોય તેની હાર્દિક કબૂલાત કરે.

જેમ બેંકનો ચેક પાસ થવામાં હસ્તાક્ષરનો જરા ફરક ન ચાલે. જેમ ડોકટર પાસે દેહની રજૂઆત કરવામાં જરા પણ સંકોચ ન ચાલે તેમ ગુરુ પાસે પાપની કબૂલાતમાં જરા પણ શરમ ન ચાલે. મા પાસે જેમ નાનું બાળક ખુલ્લું રહે તેમ શિષ્ય ગુરુ પાસે દિલ ખુલ્લું કરે.

શિષ્ય! તું પણ આત્મશુદ્ધિ કરે જ છે ને?

પ્રતિક્રમણ શું છે? અતિચાર શું છે? ઈરિયાવહિયા શું છે? "દેવસિઅં આલોઉં" શું છે? અબ્ભુટ્ઠિઓ શું છે? ત્યાં તો સભા વચ્ચે આ સૂત્રો રણકારભર્યા અવાજે બોલે છે. એવું સુંદર બોલે છે કે હું ખુશ થઇ જાઉં છું "મિચ્છામિ દુક્કડમ" બોલતાં સંવત્સરીના દિવસે આકાશ ગજવી દે છે. અને ગુરુ આગળ આલોચના લેતાં પાણી પાણી થઇ જાય છે. હવે તું કેમ શરમાય છે? શા માટે ડર, ભય અને ક્ષોભ અનુભવે છે?

ઓ ગુરુદેવ! સાચું કહી દઉં મારી પ્રવૃત્તિ મહાત્માની હતી. પણ વૃત્તિ મહાત્માની હતી નહિ. આપ સાચા સંત છો. મહંત છો. તેથી મારા પ્રત્યે સદૈવ કરૂણાનો સ્રોત વહાવ્યો છે. ગુરુજી! સરળતા, શુદ્ધિથી ખૂબ દૂર છું. હજી માયા કપટ શઠવૃત્તિ ક્યારેક મારા મનમાં સવાર થઈ જાય છે. તેથી આલોચના લેતાં મારા પાપનું પાપ સામે નિવેદન કરતાં ક્ષોભ અનુંભવું છું. મનમાં થાય છે ગુરુજી તો ગંભીર છે પણ મને બીજા કોઇ પાપી માનશે તો?

સરળ સાધક!

પાપ થઈ ગયું, અનંત જ્ઞાનીઓએ જાણી લીધું હવે બે ચારથી છૂપાવવાથી શું? સૂરજ કંઇ છાબડીએ ઢંકાય? પાપ નહિ આલોવીએ,

નહિ સ્વીકારીએ તો ઢંકાશે તેથી જ કહું છું " નેવ ગૂહે ન નિન્હવે" નું કહીશ ગૂહે એટલે પણ છૂપાવવું અને નિન્હવે એટલે પણ છૂપાવવું એક જ અર્થ માટે બે શબ્દ શા માટે પણ સાંભળ—

" જેમ માનસશાસ્ત્રી કહી દે તમે આને ચોર કહો છો પણ આ દિલનો ચોર નથી. ઈર્ષાના કારણે તેણે કોઈની વસ્તુ ઉપાડી છે. તેને જોઈતી નથી પણ બીજા પાસે રહે એ તેને ગમતું ન હતું ચોર પોતાની ચૌર્યવૃત્તિનું પૃથક્કરણ નથી કરી શકતો તેમ આપણે આપણી વૃત્તિનું પૃથક્કરણ કરી શકતાં નથી, અનંતજ્ઞાનીનો અવ્વલ ઈન્સાફ જ આપણા અનાદિના પાપને નાથી શકે આપણી અનાદિની પાપવૃત્તિને કાબૂમાં લઈ શકે.

ભાઈ !

કયારેક ભૂલ કર્યા પછી સર્વથા અસ્વીકાર થાય છે કયારેક ભૂલ કર્યા પછી સામાજિક ધોરણે ભૂલનો થોડો સ્વીકાર કરાય છે, થોડું છૂપાવીએ છીએ. આ કર્માધીન આત્માનો સ્વભાવ છે. હવે તારે ધર્માધીન બનવાનું છે, શાસ્ત્રાધીન બનવાનું છે તેથી જ કહ્યું પાપનું ગૂહન પણ નહિ કરવાનું અને પાપને છૂપાવવાનું પણ નહિ ગૂહન એટલે થોડી વાત કરવી, થોડી છૂપાવવી, કાંટો થોડો નીકળશે અને થોડો રહેશે તો તને કળ વળશે ? મોઢું બધું સારું થઈ જશે પણ દાંતમાં જરાક કચરર રહેશે તો જીભ ત્યાં જ જશે. થોડું પણ પાપને છૂપાવવા દ્વારા તેં પાપનો પક્ષ કર્યો. અપરાધના જ બીજ ઉંડા કર્યા, પ્રાયશ્ચિત લેવા છતાં તે પાપને સ્થિર કર્યું. તેથી સમજી વિચારીને વર્તજે. સાધુ અપૂર્ણ આલોચના લે તો ન ચાલે, તો. પછી સર્વથા અપરાધનો સ્વીકાર ના કરે તો કેમ ચાલે ?

મનક !

પાપનો સર્વથા સ્વીકાર કરવાનો પાપને જરાપણ છૂપાવવાના નહિ. શુદ્ધ સાધુતાના પાલન માટે આ ખૂબ જરૂરી છે. ખુદની ભૂલનો

અપૂર્વ સ્વીકાર ન ચાલે તો આપણી ભૂલ બીજાના નામે ચઢાવી દેવી તે કેટલું ભયંકર પાપ ભૂલ પોતાની અને દોષારોપણ બીજા પર કરવું તે કેટલું ભયંકર.

સાધુ થયો ત્યારે સભા વચ્ચે રહેવું નિંદામી ગિરિહામિ અપ્પાણં વોસિરામિ હવે શરમ શા કાજે ?

શાસ્ત્રના નિદિધ્યાસન કરતાં કહેલું હું જ મારા કર્મોનો કર્તા, ભોક્તા હવે બીજા ઉપર દોષારોપણ કેમ ?

મુનિ મનક તો બાળક છે. બાળક શું પાપ કરવાના અને તેને શું છૂપાવવાના—પૂ. શય્યંભવસૂરિ મહારાજ અમારા મસ્તક પર હાથ મૂકો અમારા હૃદયને સરળ બનાવો. સ્પષ્ટ બનાવો, સાત્વિક બનાવો, સદ્‌ગુરુની સાક્ષીએ આત્માનો ઉદ્ધાર કરવા સર્વ અપરાધોનો સંપૂર્ણ સ્વીકાર કરીએ. જે ભૂલ આજ સુધી કહી હોય પણ અધૂરી કહી હોય તે પ્રગટ કરવાનું બળ આપો—અમારા અનાચાર દૂર કરો પ્રભુ ! પ્રભુ ! તમારા ચરણમાં આવ્યાં છીએ...દયા કરો... આચારમાં સ્થાપો.



# ૨૫. અમોહં વયણં કુજ્જા



ઈતિહાસ કહે છે કે, પિતાના એક વચન પાલન ખાતર રામ-ચંન્દ્ર વનમાં ગયા — પતિની છાયા બનવા સીતાએ વનની વસમી વાટ સ્વીકારી — ભાઈની સેવા કાજે લક્ષ્મણે પર્ણકુટીમા અયોધ્યા માની..

વર્ષો વીત્યા — યુગો વીત્યા. દુનિયા ઉપર નથી કોઈ રામના પુત્રો કે નથી કોઈ લક્ષ્મણના વંશજો...નથી સીતામાતા સીતાના પિય-રીયા ..પણ ઘરઘરમાં — ગામગામમાં નગરનગરમાં અને દેશપરદેશમાં ખુદની આત્માકથાથી એ અદકા પ્રેમથી રામની કથા સૌ વાંચે છે,. પ્રેરણા લે છે.

ઈતિહાસ સાક્ષી પૂરે છે કે સત્યવચન પાલન ખાતર હરિશ્ચંદ્રે શ્મશાનને રાજમહેલ માન્યો છે.

ખુદના ખુદની સ્નેહી વ્યક્તિ સ્વજનોના વચન ખાતર ઝઝૂમે એ સંસારીની રીત છે. સ્નેહીની રીત છે .સજ્જનની કરણી છે... ત્યારે સાધુતાની પદ્ધતિ અલગ...સાધુને પોતાનું કંઈ પણ નહિ. આગ્રહ નહિ, નિયમ નહિ, સાધુ એ તો અગમભૂમિના માનવ, સાધુની જીવન પદ્ધતિ પણ અગમનિગમની

સાધુ કહે પોતાનું વચન પૂર્ણ કરવું તે માનસંજ્ઞા.

સાધુ કહે સ્નેહીનું વચન પૂર્ણ કરવું તે લોકસંજ્ઞા

સાધુ કહે જિનનું વચન—ગુરુવચન પૂર્ણ કરવું તે સાચી ધર્મ-સંજ્ઞા.

ગુરૂદેવ. પૂ. શય્યંભવસૂરિ મહારાજ બાલમુનિ મનકનો વાસો પંપાળે છે અને હિતભરી વાત કરે છે. બેટા મનક! મારો અને તારો ઈતિહાસ આજનો નથી. ગઈકાલનો નથી .અનાદિનો છે.

આ બધા સંકલ્પો વિકલ્પો અહંપ્રેમીના છે. પોતાની જાતને કંઈક સમજનારાના છે. ગુરૂ ગૌતમ એક સાચા શિષ્ય હતા. ખુદના વિસ્મરણ એ શિષ્યના લક્ષણથી શોભતા હતા. ગુરૂગૌતમસ્વામીનો આત્મા તો આજ્ઞાપાલનથી હસતો જ હોય..પ્રભુના વિયોગે રડયો તે ગુરૂગૌતમનો મોહ...પણ આજ્ઞાપાલનના પ્રેમે ગુરૂ ગૌતમના મોહને હટાવ્યો.

ગુરૂ ગૌતમ આજ્ઞાપાલન ખાતર બાહ્ય સાંનિધ્યને ગૌણ સમજે. અલ્યા કપટી...તારે હજી અહં પોષવો છે. તું કહે "હું ગુરૂની છાયા હતો" બોલ ગુરૂનું બાહ્ય સાંનિધ્ય ઉપાસના યોગ્ય કે ગુરૂની આજ્ઞા? મેળવ જવાબ તારા અંતરમાંથી...ધન્યતમ શિષ્યો જ નજરીક યા દૂર રહી ગુરૂ આજ્ઞાની આરાધના કરી શકે છે. આપણે દેહના ઉપાસક નથી. પણ દેહમાં રહેલાં પાવન ગુરૂ આત્માના ઉપાસક છીએ. ગુરૂની આજ્ઞા શિરસાવંદ્ય કરવામાં ગુરૂનું સતત સાનિધ્ય છે. સાથે રહેવામાં હોય પણ ખરૂં અને ન પણ હોય — આજ્ઞાપાલનમાં અવશ્ય ગુરૂનું સાંનિધ્ય હોય.

મનક! શિષ્ય બનવા એકલી સેવા પૂરતી નથી. સેવા તો શિષ્યજીવનનું પ્રથમ પગથિયું છે. સાચી સાધના તો ગુરૂના વચનને સફળ કરવામાં છે. ગુરૂનું વચન ક્યારે પણ અન્યથા હોય નહિ — મારો પાપનો ઉદય હોય — મારા દુષ્કર્મો હોય — પણ ગુરૂનું વચન એટલે પુણ્યશાળીનું વચન — આદેયનામ કર્મયુક્ત મહાત્માનું વચન.

પાતાળમાં પાણી હોય... બની શકે કે મેં ખોદયું ત્યાં ન હોય. મારે ભૂસ્તરશાસ્ત્રીના વચન અનુસાર સુયોગ્ય સ્થળે ખોદવું જોઈએ... જુદી જુદી જગ્યાએ નહિ એક જગ્યાએ ખોદવું જોઈએ. પણ પાતાળમાં પાણી ન હોય તે ત્રણે કાળમાં ના બને.

તેમ ગુરૂનું વચન સદા સત્ય હોય — મંગલ હોય. હિતકારક

સફલ હોય — ખામી મારા પુરૂષાર્થની — ખામી મારા સમર્પણની — ખામી મારા પુણ્યની પણ હું શિષ્ય..સાચો શિષ્ય — ગુરૂવચન સફળ કરવા જ જીવી રહ્યો છું. આહાર કરૂં કે આરામ કરૂં — અધ્યયન કરૂં કે આલોચના કરૂં, તપ કરૂં કે ધ્યાન કરૂં પણ મારા શિષ્યત્વનો પ્રાણ ગુરૂઆજ્ઞાને સફળ કરવામાં...

સમસ્ત સાધકે ગુરૂવચન સફળ કરવાની સાધના કરવાની છે. જેમ આમન્યા વગર વિદ્યા સિદ્ધ ન થાય. તેમ સાધુકુળની આમન્યા વગર સિદ્ધિ ના મળે. આપણે ગુરૂવચન સફળ કરનાર મહાત્માના શુભાશિષ પ્રાપ્ત કરીએ. તેમને વિનવીએ — તેમની પાસે કાકલુદી કરીએ — ગુરૂવચન સફળ કરવાની સાધનાના રહસ્ય અમને સમજાવે — આપના પંથના અમે ચાહક છીએ. આપના અમે ઉપાસક બનીએ એવા આશિષ આપો...



કેટલીયે વાર માન ખાતર ઝઝૂમ્યો--પાંચ પચ્ચીશ વર્ષ લોક જીભે મારી કથા ગવાણી—પણ તને ખબર નથી આ સંસારમાં ત્યાગ સિવાય પોતાની સાતમી પેઢીના પુરૂષને ભાગ્યે જ કોઈ જાણે છે એટલે લોકના દુનિયાના માન-સન્માન ખાતર મારે કે તારે ઝઝૂમવાનું નથી. હવે જીંદગીમાં જીવ સટોસટની બાજી ખેલવાની છે. બેટા બાજીમાં રંગ જમાવવો છે.

ગુરુજી...પિતાજી ! સમજાવો બાજીના અટપટા દાવ. આપની કૃપા—આપની છાયા—પછી મને ભય શાનો ? મારે શાની ચિંતા ?

ત્યારે સાંભળ બેટા !

અભિમન્યુના અઢાર કોઠા સહેલા છે, દ્રોણાચાર્ય કે ભીષ્મ-પિતામહના ચક્રવ્યૂહ જીતવો સહેલ છે...પણ આ એક અટપટો ચક્ર-વ્યૂહ છે.

તારે તારૂં નામ યાદ રાખવાનું — તારા નામથી તને જે કર્તવ્ય કહે તે કરવાનું — હંમેશા યાદ રાખવાનું હિતશિક્ષાનો ચાહક હું 'શિષ્ય ..પણ ખરી મજા તો ત્યાં છે — સંજ્ઞી — વિચારક પ્રજ્ઞાવાન બની તારા અવાજને તારી જાતને ભૂલી જવાની—ગૌણ બનાવવાની.

શરીર તારૂં...વચન ગુરુનું.

મન તારૂં પણ તારા મનમાં ગુરૂની અભિલાષા.

ગુરૂના વચન ખાતર ઝઝૂમવાનું...ગુરૂની આજ્ઞાને સફળ કરવાની

તહત્તિ, હાજી આપ કહો તે પ્રમાણે જ આવી ભાષા બોલવાની અને જીવનમાં મરણાંતકષ્ટ આવે તો પણ સફળ કરવાની—નહિતર આ સાધુની ભાષાનો અભિનવ કરનાર તું નટ ..તેથી અધિક કશું જ નહિ.

ગુરૂના — તારકના — ઉપકારીના — જ્ઞાનદાતાના — સૂત્રદાતાના અર્થદાતાના — જ્ઞાનમાં સહાયકના — શ્રદ્ધાની શુદ્ધિ કરનારના — સંયમને નિર્મળ કરનારને — પતનમાંથી ઉત્થાન તરફ લઈ જનારના — સમુદાયના હિતસ્વીના — જ્ઞાનાધિકના — વડીલના — ઉપાધ્યાયના —

આચાર્યભગવંતના — શાસન રક્ષકના — શાસન પ્રભાવકના વચનને — આજ્ઞાને આદરથી સ્વીકારવાની — વચન વડે તહત્તિ — ઉવ્સંપજ્જામિ કૃપા કરી કહીને શિર પર અંજલિ કરીને સ્વીકારવાની — કાયાથી જે દિવસથી આજ્ઞા માની તે દિવસથી પ્રવૃત્તિમાં લાગી જવાનું શરીર તારૂં — વચન તારૂં — મન તારૂં પણ ટેક ગુરૂની — વચન ગુરૂનું — આજ્ઞા ગુરૂની... ગુરૂની આજ્ઞા સફળ કરીને રહેવાની .. અમોઘ કરીને રહેવાનું.

જેમ સાચા જ્યોતિષીની આગાહી સફળ હોય છે પણ તેની કહેલ પળ માટે સદા ઉદ્યમ કરવો જોઈએ. તેમ હિતસ્વી ગુરૂનું વચન સદા મંગલકારક હોય છે. પણ એ મંગલનું પાત્ર બનવા પ્રયત્નો તારે જ કરવા પડે.

પરમાત્મા મહાવીર ગુરૂ ગૌતમને અંતિમ સમયે દેવશર્માને પ્રતિબોધવા મોકલે ..ચાર જ્ઞાનના માલિક, પચાસ હજાર કેવલી — શિષ્યના ગુરૂ ગૌતમ પોતાની જાતને વિસ્મરી — પોતાના જ્ઞાનને પણ ભૂલી ગુરૂના વચનને સ્વીકારે — હા કહે — એટલું નહિ — વિહાર કરીને ત્યાં જાય — વિહાર કરીને જ નહિ અટક્યાં પણ દેવશર્માને પ્રતિબોધ કરીને જ પાછા વળે.

દેવશર્માને પ્રતિબોધ કરી પાછા વળે ત્યાં સાંભળે — ત્રણલોકના દીપક — ત્રણ જગતના છત્ર પરમાત્મા મહાવીર મોક્ષે પધાર્યા. ગુરૂ ગૌતમને આજ્ઞા પાલન કરવામાં શું લાભ થયો? પરમાત્મા મહાવીરનો અંતિમ પળે જ વિયોગ થયો.

ગુરૂ ગૌતમ કેવા ભોળા રહ્યા — ભગવાની વાત શિરસા વંદ્ય કરવાની...પણ જરા જ્ઞાનનો ઉપયોગ તો મૂકવો તો — આપ તો ઉંમરમાં પણ પ્રભુથી મોટા — જરા વ્યવહારિક ખ્યાલ કરવો હતો કે તીર્થંકર પરમાત્મા પણ દેહથી વિદાય લે છે. આજ્ઞા માની તો માનવી હતી — એક સારા શિષ્યનું કર્તવ્ય હતું પણ જરા આગળ પાછળનું વિચારવું હતું ને?

આ બધા સંકલ્પો વિકલ્પો અહંપ્રેમીના છે. પોતાની જાતને કંઈક સમજનારાના છે. ગુરૂ ગૌતમ એક સાચા શિષ્ય હતા. ખુદના વિસ્મરણ એ શિષ્યના લક્ષણથી શોભતા હતા. ગુરૂગૌતમસ્વામીનો આત્મા તો આજ્ઞાપાલનથી હસતો જ હોય...પ્રભુના વિયોગે રડયો તે ગુરૂગૌતમનો મોહ...પણ આજ્ઞાપાલનના પ્રેમે ગુરૂ ગૌતમના મોહને હટાવ્યો.

ગુરૂ ગૌતમ આજ્ઞાપાલન ખાતર બાહ્ય સાંનિધ્યને ગૌણ સમજે. અલ્યા કપટી...તારે હજી અહં પોષવો છે. તું કહે "હું ગુરૂની છાયા હતો" બોલ ગુરૂનું બાહ્ય સાંનિધ્ય ઉપાસના યોગ્ય કે ગુરૂની આજ્ઞા? મેળવ જવાબ તારા અંતરમાંથી. .ધન્યતમ શિષ્યો જ નજરીક યા દૂર રહી ગુરૂ આજ્ઞાની આરાધના કરી શકે છે. આપણે દેહના ઉપાસક નથી. પણ દેહમાં રહેલાં પાવન ગુરૂ આત્માના ઉપાસક છીએ. ગુરૂની આજ્ઞા શિરસાવંદ્ય કરવામાં ગુરૂનું સતત સાનિધ્ય છે. સાથે રહેવામાં હોય પણ ખરૂં અને ન પણ હોય — આજ્ઞાપાલનમાં અવશ્ય ગુરૂનું સાંનિધ્ય હોય.

મનક! શિષ્ય બનવા એકલી સેવા પૂરતી નથી. સેવા તો શિષ્યજીવનનું પ્રથમ પગથિયું છે. સાચી સાધના તો ગુરૂના વચનને સફળ કરવામાં છે. ગુરૂનું વચન ક્યારે પણ અન્યથા હોય નહિ — મારો પાપનો ઉદય હોય — મારા દુષ્કર્મો હોય — પણ ગુરૂનું વચન એટલે પુણ્યશાળીનું વચન — આદેયનામ કર્મયુક્ત મહાત્માનું વચન.

પાતાળમાં પાણી હોય... બની શકે કે મેં ખોદયું ત્યાં ન હોય. મારે ભૂસ્તરશાસ્ત્રીના વચન અનુસાર સુયોગ્ય સ્થળે ખોદવું જોઈએ.. જુદી જુદી જગ્યાએ નહિ એક જગ્યાએ ખોદવું જોઈએ. પણ પાતાળમાં પાણી ન હોય તે ત્રણે કાળમાં ના બને.

તેમ ગુરૂનું વચન સદા સત્ય હોય — મંગલ હોય. હિતકારક

સફલ હોય — ખામી મારા પુરૂષાર્થની — ખામી મારા સમર્પણની — ખામી મારા પુણ્યની પણ હું શિષ્ય. સાચો શિષ્ય — ગુરૂવચન સફળ કરવા જ જીવી રહ્યો છું. આહાર કરૂં કે આરામ કરૂં — અધ્યયન કરૂં કે આલોચના કરૂં, તપ કરૂં કે ધ્યાન કરૂં પણ મારા શિષ્યત્વનો પ્રાણ ગુરૂઆજ્ઞાને સફળ કરવામાં...

સમસ્ત સાધકે ગુરૂવચન સફળ કરવાની સાધના કરવાની છે. જેમ આમ્નાયા વગર વિદ્યા સિદ્ધ ન થાય. તેમ સાધુકુળની આમ્નાયા વગર સિદ્ધિ ના મળે. આપણે ગુરૂવચન સફળ કરનાર મહાત્માના શુભાશિષ પ્રાપ્ત કરીએ. તેમને વિનવીએ — તેમની પાસે કાકલુદી કરીએ — ગુરૂવચન સફળ કરવાની સાધનાના રહસ્ય અમને સમજાવે — આપના પંથના અમે ચાહક છીએ. આપના અમે ઉપાસક બનીએ એવા આશિષ આપો...



## ૨૬. બહુસ્સુઅં પજ્જુવાસિજ્જા

એક નાના બાળકને ઝવેરી બજારમાં જોઈ પીઢ ઝવેરીઓ વિચારમાં પડી ગયા. આવડું અમથું ટાબરીયું અહીં કેમ આવ્યું ? કોઈ ભૂલો પડેલો છોકરો હશે ?

"ભલા બાલક ! તારે ક્યાં જવું છે ?" શું તું રસ્તો ભૂલ્યો છે ?

"ના મહાજન ના. હું રસ્તો ભૂલ્યો નથી...હું ઝવેરી બજારમાં સમજીને આવ્યો છું." અરે ! હીરામોતીના બજારમાં શું કરીશ ? શાક માર્કીટમાં જા...કોઈ સજ્જન...દયા કરશે. તો પણ બે કેળાં ખાવા આપશે.. અહીં તો કાંઈ નહિ મળે.

સજ્જન ! મારા ઘરે ઘણું ખાવાનું છે, હું ખાવા નથી આવ્યો .. કમાવા આવ્યો છું, મારે ઝવેરી બનવું છે. હીરા મોતીના વેપાર કરવા છે."

ભાઈ...તારા મનોરથ સારા પણ હજી મૂછનો દોરો ફૂટવા દે... અત્યારે તો મજા કર...ના...મહાશય . ના. મારે તમારી સુફીયાણી સલાહ ના જોઈએ. ભલે વેપારી મોટો થઈશ ત્યારે થઈશ. પણ તમારા જેવાની પદ્ધતિ જોઈને અનુભવ તો લેવા દો.

ઉપરની વાત કોઈ કલ્પના કથા નથી, પણ વર્તમાનના એક જગપ્રસિદ્ધ ઝવેરાતના વેપારી જીવનની ભવ્ય કથા છે.

જેને જેની ચાહના હોય તે તેની સેવામાં ચાલ્યો જાય, વેપારીની સેવા વેપારી જ બનાવે, રસોઈયાની ઉપાસના રસોઈઓ જ બનાવે, જેને અનંતના જ્ઞાન કરવા છે. જેને પદાર્થમાત્રના અર્થ સમજ્યા છે. જેને પ્રત્યેક દ્રવ્યના ગુણ પર્યાય જાણવા છે. તે કોની સેવા કરે...કોની ઉપાસના કરે ?

કામ કરવું અને સેવા કરવી વચ્ચે અંતર છે. ઘરમાં નોકર રહે, કામ કરે પણ શેઠની સેવા ના કરે. ઘરમાં પુત્રે રહે પિતાની સેવા કરે — પણ પૈસો મળતાં સંપત્તિના ભાગ વહેંચાતા અલગ થઇ જાય. જરૂર પડે ત્યારે સેવા કરવા આવે.

કામ કરવું અને સેવા વચ્ચે જેમ અંતર છે, તેમ સેવા કરવી અને પર્યુપાસના વચ્ચે પણ અંતર છે.

પૂ. શય્યંભવસૂરિ મહારાજ મનકને કહી રહ્યા છે. અનંતજ્ઞાન ચાહક બાલ !

સિદ્ધ બનવા તારે અનત ગુણ પ્રગટ કરવા પડશે. અસંગ ગુણની પ્રાપ્તિ તારો મુદ્રાલેખ બનાવજે, તે જ તને આખરે સિદ્ધિ અપાવશે. સંગ કરવો પડશે પણ કોનો સંગ કરવાનો ?

મનક ! બહુશ્રુતની પર્યુપાસના કરવાની — બહુશ્રુતની પર્યુપાસના વગર અસંગ ગુણ પ્રગટ ના થાય. અસંગની પ્રાપ્તિની પ્રથમાવસ્થા પર્યુપાસના .

ખ્યાલમાં રાખજે મેં તને ઉપાસના નથી કહી પણ પર્યુપાસના કહી છે.

શુ ઉપાસના એટલે નજદીકમાં આસન રાખવું ? શું પર્યુપાસના એટલે બહુશ્રુતની ચારે બાજુ નજદીકમાં આસન રાખવું ? આવા બહુ પ્રશ્નો આપણા જેવા વક્ર અને જડના હોય.

શાસ્ત્રમાં સ્થળે સ્થળે જ્ઞાન—જ્ઞાનીની મર્યાદા બતાવી છે.

જ્ઞાની સાથે વાત કરાય પણ હાથ જોડીને.

જ્ઞાની સાથે તેમને કોઇ જાતની તકલીફ ન થાય તેમ વર્તાય.

જ્ઞાની પાસે—ગુરૂ પાસે કાર્ય અર્થે જવું હોય તો પણ ગુરૂની આજ્ઞા લઇને જવાય.

બહુશ્રુતની ઉપાસના નહિ પણ પર્યુપાસના એટલે શું ?

માટે પણ થાય છે — અભ્યાસ ગુણ પ્રાપ્તિ અર્થે થાય છે. સંસ્કાર અલ્પજીવી હોય છે — અભ્યાસના સંસ્કાર સ્થિર શાસ્ત્રના અભ્યાસ કરી શાત્રમય જેમની બુદ્ધિ બની ગઈ બહુશ્રુતને અભ્યાસ હંમેશાં ઉપસ્થિત રહે છે. વાંચનાની વિર છે. આગમ એટલે મૂળસૂત્રો જ નહિ. સૂત્ર—નિર્યુક્તિ—ભા —ટીકા એક આગમ ઉપર ઉપસ્થિત સઘળું સાહિત્ય આત્મસ તે આગમ—અભ્યાસ, એક આગમ નહિ અનેક આગમવિદ્ અનુસાર. મહાપુરુષ રચિત શાસ્ત્રનો પણ વેત્તા.. તે બધાને જ બહુશ્રુત. બહુશ્રુત એટલે જીવંત શાસ્ત્રભંડાર.

મનક !

બહુશ્રુતની પર્યુપાસના આલોક—પરલોકનું હિત કરશે. ગતિમાં લઈ જશે. તત્ત્વના નિર્ણય દ્વારા શ્રદ્ધાની શુદ્ધિ થશે. બહુશ્રુત માહાત્માઓનો અદનો સેવક બની. તારું અનંતજ્ઞા કરે. એ જ તારા જ્ઞાનાચાહક પિતાની શુભાશિષ.



# ૨૭. ન તં ઉવહસે મુણી



મા બાળકની નબળાઈ પર ક્યારેય મશ્કરી કરે ! બદબુ નીકળતી હોય, પસ ઝરતા હોય એવા પણ દર્દીને જોઈ ડૉકટર મોઢું ફેરવી લે છે?

મા તેનું નામ જે વાત્સલ્ય દ્વારા બાળકમાં શક્તિ પેદા કરે, ડૉકટર તેનુ નામ નિદાન અને દવા દ્વારા રોગ દૂર કરે.

જગતમાં જેટલો મહાન માણસ તેટલો તે સહાનુભૂતિ શીલ. કોઈ પાપાત્માની નબળાઈ પર મશ્કરી કરનાર, વ્યંગ કરનાર ક્યારેય મહાન ન બની શકે ?

મનક ! વાત્સલ્યના દાન કરી તારે જગતજનની બનવાનું છે. આત્મગુણોના પોષણ કરી તારે જગતપિતા બનવાનું છે. આત્મગુણોની પ્રાપ્તિમાં સહાય કરી તારે જગતના ભ્રાતા બનવાનું છે. ઉચ્ચગુણોની પ્રેરણા આપી તારે પ્રેરણામૂર્તિ ભગિની બનવાનું છે. અજ્ઞાનતા અંધકાર દૂર કરી જ્ઞાનના પ્રકાશ પાથરી તારે જગતૂગુરુ બનવાનું છે.

જેને શિરે કર્તવ્ય છે, જવાબદારી છે, તે વ્યંગ કરે, ઉપહાસ કરે, મશ્કરી કરે કે આશ્વાસન આપે. ઉત્સાહ આપે. સહાય આપે શું કરે ? કહે જોઈ ?

સાધુ એટલે મહાતત્ત્વજ્ઞાની, દેહના ઈંદ્રિયના ડુંગરા આડે છૂપાયેલ આત્મદેવના દર્શન કરનારો. કોઈના પણ ઉત્કર્ષમાં પુરુષાર્થ અને પુણ્યને જુએ. કોઈની પણ અવનતિમાં ભવિતવ્યતા અને નિકાચિત પાપનું પરિણામ જુએ.

સેવા કંઈક મેળવવા...

ઉપાસના ઈષ્ટ સિદ્ધિ માટે

પર્યુપાસના જ્ઞાનીની કૃપા પ્રાપ્ત કરવા. જ્ઞાનીને રીઝવવા.

બ્રાહ્મણનો પુત્ર એટલે લોહીમાં વિદ્યાના સંસ્કાર. પિતા વેદ વેદાંગ અને આગમ પારગામી છતાં બાલમુનિ મનકને બહુશ્રુતની પર્યુપાસના કરવાની તો વર્તમાનના આપણા જેવા એ જ્ઞાનીની પર્યુપાસનામા કેવા લીન બનવાનુ ?

બહુશ્રુતની સેવા તને સુખ નહિ આપે ..સુખના સાધનો નહિ આપે. બહુશ્રુતની સેવાથી તને અનુકુળતા નહીં મળે. પોતાની સુકુમાલતા નહિ પોપાય. બહુશ્રુતની સેવાથી તારા શરીરની નિરોગિતા નહિં જાળવી શકે, બહુશ્રુતની સેવાથી તારી કીર્તિ દશદિશામાં નહિ ફેલાય.

પણ...સમસ્ત દુન્યવી વ્યક્તિ પાસે માંગવાથી કરગરવાથી વિનવવાથી જે નહિ મળે. તે બહુશ્રુતની સેવાથી મળશે. બહુશ્રુતની સેવા આલોકનું હિત કરશે. એટલે પ્રમાદથી દૂર રહીશ. બહુશ્રુતની સેવા પરલોકનું હિત કરશે એટલે તારામાં દુષ્ટ આચરણ, દુષ્ટ વિચાર, ભયંકર અધ્યવસાય પેદા નહિ થવા દે. બહુશ્રુતની સેવા તને મોક્ષપ્રાપ્તિમાં સહાયક થશે, મોક્ષ નહિ મળે ત્યાં સુધી બહુશ્રુતની સેવાના કારણે તારા કપાયો અલ્પજીવી અનુત્કટ અને અનુબંધ વિનાના થશે. શુભ અધ્યવસાય સતત રહેશે. આત્મશત્રુઓ મોળા પડશે...સદગતિમાં જઈશ...હવે વિચારી લે બહુશ્રુતની પર્યુપાસના કેટલી સફળ છે. તારૂં જીવન કેટલું ધન્ય બનાશે ?

પણ—એક વાત ખાસ વિચારવા જેવી છે...કંઈક ભોળા જીવો એવું માની બેઠા છે જેને ભણતાં ન આવડે—જેની બુદ્ધિ ના હોય તેને સેવા કરવની—ભક્તિ કરવાની પણ શાસ્ત્રની રીત અનોખી છે. શાસ્ત્ર કહે છે. આગમના અર્થના હૃદય સ્પર્શી નિર્ણય કરવા છે, આત્મસ્પર્શી પરિણતી પેદા કરવી છે. તેવા જ્ઞાનીને—બુદ્ધિમાનને

તો અવશ્ય ગુરૂની સેવા કરવાની. કદાચ ગુરૂ અલ્પમતિ હોય કે પણ ગુરૂકૃપા હંમેશા જડમતિને મહામતિ બનાવે છે. ગુરૂકૃપા કદી અલ્પમતિતા દૂર કર્યા વિના રહેતી નથી.

ત્રણે કાળમાં જ્ઞાનના આઠ આચારના પાલન વગર જ્ઞાનીની પર્યુપાસના વગર જ્ઞાનની પ્રાપ્તિ થાય? જીવનમાં શાસ્ત્રના રહસ્ય— શાસ્ત્રના ઐદંપર્યને મેળવવાનો મનોરથ છે તો પહેલાં બહુશ્રુતની પર્યુપાસનાને જીવનમાં વણી લે. બહુશ્રુતની પર્યુપાસના જ જ્ઞાન આપી દેશે. ગુરૂસેવા દ્વારા મળેલું જ્ઞાન સૂત્ર અર્થના રહસ્ય અને નિર્ણય-પૂર્વકનું હોય. સુવાસિત મોંઘા અત્તાર જેવું છે. જેનું એક ટીપું પણ વસ્ત્રને વાસિત કરી પરિમલના પમરાટથી ભરી દે છે.

મનક! હજી એક ભૂલ સુધારી લે. જેની પાસે અધ્યયન કરવું તેની જ સેવા કરવી તે કદાચિત્ સ્વાર્થની સેવા પણ બની જાય. ગુણની ય સેવા નહિ થાય અને ગુણીની સેવા પણ નહિ થાય માટે જ બહુશ્રુત માત્રને આરાધ્ય ઉપાસ્ય પૂજ્ય માન—

બહુશ્રુત માત્રનો હું આરાધક—ઉપાસક સેવક છું મારૂં કમભાગ્ય સમસ્ત બહુશ્રુતધારીની સેવા કરી શકતો નથી. પણ આજે હું જે જ્ઞાન પ્રાપ્ત કરું છું તેમાં ભૂતકાળના અનંત બહુશ્રુત મહાત્માની વર્તમાનના અનેક બહુશ્રુત મહાત્માને અને ભવિષ્યના અનેક મહાત્માને સ્મરી— સ્તવી એક બહુશ્રુતની આરાધના દ્વારા અનંતની સેવા કરીશ. મારા જીવનમાં જ્યારે જ્યારે બહુશ્રુતની સેવાનો વિરલ પ્રસંગ આવશે ત્યારે હૈયાની અનંત ઊર્મી દ્વારા સ્વીકારીશ.

આવું અનોખું વ્રત રાખીશ તો ગુણનો ઉપાસક બની શકીશ નહિતર સ્વાર્થનો સાધક. તારે બહુશ્રુતની સેવા કરવી છે તો શાસ્ત્રીય દૃષ્ટિએ બહુશ્રુતની વ્યાખ્યા સમજી લે.

બહુશ્રુત એટલે આગમવૃદ્ધ, જેમને શ્રુતજ્ઞાનનો ખૂબ અભ્યાસ કર્યો છે. અભ્યાસ અને વાંચન અલગ છે. વાંચન સમય પસાર કરવા

માટે પણ થાય છે — અભ્યાસ ગુણ પ્રાપ્તિ અર્થે થાય છે. વાંચનના સંસ્કાર અલ્પજીવી હોય છે — અભ્યાસના સંસ્કાર સ્થિર થાય છે. શાસ્ત્રના અભ્યાસ કરી શાસ્ત્રમય જેમની બુદ્ધિ બની ગઈ છે તેવા બહુશ્રુતને અભ્યાસ હંમેશાં ઉંપસ્થિત રહે છે. વાંચનની વિસ્મૃતિ થાય છે. આગમ એટલે મૂળસૂત્રો જ નહિ. સૂત્ર—નિર્યુક્તિ—ભાષ્ય—ચૂર્ણી—ટીકા એક આગમ ઉપર ઉપસ્થિત સઘળું સાહિત્ય આત્મસાત્ કરવું તે આગમ—અભ્યાસ, એક આગમ નહિ અનેક આગમવિદ્—આગમ અનુસાર. મહાપુરુષ રચિત શાસ્ત્રનો પણ વેત્તા..તે બધાને જાણે ત્યારે બહુશ્રુત. બહુશ્રુત એટલે જીવંત શાસ્ત્રભંડાર.

મનક !

બહુશ્રુતની પર્યુપાસના આલોક—પરલોકનું હિત કરશે. અને સદ્-ગતિમાં લઈ જશે. તત્ત્વના નિર્ણય દ્વારા શ્રદ્ધાની શુદ્ધિ થશે. બસ હવે બહુશ્રુત માહાત્માઓનો અદનો સેવક બની. તારું અનંતજ્ઞાન પ્રગટ કરે. એ જ તારા જ્ઞાનાચાહક પિતાની શુભાશિષ.



# ૨૭. ન તં ઉવહસે મુણી



મા બાળકની નબળાઈ પર ક્યારેય મશ્કરી કરે! બદબુ નીકળતી હોય, પસ ઝરતા હોય એવા પણ દર્દીને જોઈ ડૉક્ટર મોઢું ફેરવી લે છે?

મા તેનું નામ જે વાત્સલ્ય દ્વારા બાળકમાં શક્તિ પેદા કરે, ડૉક્ટર તેનુ નામ નિદાન અને દવા દ્વારા રોગ દૂર કરે.

જગતમાં જેટલો મહાન માણસ તેટલો તે સહાનુભૂતિ શીલ. કોઈ પાપાત્માની નબળાઈ પર મશ્કરી કરનાર, વ્યંગ કરનાર ક્યારેય મહાન ન બની શકે?

મનક! વાત્સલ્યના દાન કરી તારે જગતજનની બનવાનું છે. આત્મગુણોના પોષણ કરી તારે જગતપિતા બનવાનું છે. આત્મગુણોની પ્રાપ્તિમાં સહાય કરી તારે જગતના ભ્રાતા બનવાનું છે. ઉચ્ચગુણોની પ્રેરણા આપી તારે પ્રેરણામૂર્તિ ભગિની બનવાનું છે. અજ્ઞાનના અંધકાર દૂર કરી જ્ઞાનના પ્રકાશ પાથરી તારે જગત્‌ગુરુ બનવાનું છે.

જેને શિરે કર્તવ્ય છે, જવાબદારી છે, તે વ્યંગ કરે, ઉપહાસ કરે, મશ્કરી કરે કે આશ્વાસન આપે. ઉત્સાહ આપે. સહાય આપે શું કરે? કહે જોઈ?

સાધુ એટલે મહાતત્ત્વજ્ઞાની, દેહના ઈંદ્રિયના ડુંગરા આડે છૂપાયેલ આત્મદેવના દર્શન કરનારો. કોઈના પણ ઉત્કર્ષમાં પુરુષાર્થ અને પુણ્યને જુએ. કોઈની પણ અવનતિમાં ભવિતવ્યતા અને નિકાચિત પાપનું પરિણામ જુએ.

સાધુ કોઈની નબળાઈ પર મશ્કરી કરે તો સમુદ્ર મર્યાદા મૂકી દે. સહનશીલ પૃથ્વી ખળભળી ઊઠે. સૂર્ય ચંદ્ર પણ નિયમિતતા છોડી દે. ધર્માત્માના તપ, ત્યાગ વડે જ પૃથ્વી સ્થિર છે. સમુદ્ર મર્યાદામાં છે. સૂર્ય ચંદ્ર નિયમિત છે. મુનિ જગતને પ્રૌઢતા અને ગંભીરતા શીખવાડે. જો મુનિ ઉપહાસ્ય—મશ્કરી કરે તો તેનુ જ્ઞાન રીસાઈ જાય. તેથી સાધુતાની શુદ્ધિ અભડાઈ જાય.

સાધુ જીવનમા સ્વાધ્યાય કરતા પહેલાં કાજો લેવામાં જીનેશ્વરની આજ્ઞા જળવાય. જ્ઞાનાચારની શુદ્ધિ થાય. કાજો લેતાં અધ્યવસાયની વિશુદ્ધિએ મુનિને અવધિજ્ઞાન થયું. કેટલું નિર્ગળ અવધિજ્ઞાન...સૌધર્મા-સભાના સૌધર્માવતંસક વિમાનના દશ્યો આંખના સામેના પદાર્થની જેમ દેખાય.

એક મુનિએ સૌધર્મેન્દ્રને જોયાં. મુનિ જાણતા હતા સૌધમેન્દ્ર પ્રભુના ભક્ત... જિનશાસનનો અનુરાગી.. શુદ્ધસમકિતી...ઈન્દ્ર સદૈવ ભક્તિમા મસ્ત પણ જ્ઞાનતો પળપળના ભાવો પ્રક્રિયા બતાવે. માળીને જ ખબર હોય કે પાનખરમાં વૃક્ષો કેવા બિચારા ગરીબ બની જાય છે. અને વસંતમાં વૃક્ષો કેવાં શ્રીમંત બની જાય છે. શહેરી લોકો વસંત જાણે પણ પાનખર ન જાણે.

અજ્ઞાનમાં એક અવસ્થા જણાય, જ્ઞાનમાં અનેક અવસ્થા જણાય.

પેલા મહાત્માને દેખાય છે. ઈદ્રાણી રીસાયેલી છે. સૌધમેન્દ્રને કહે છે. તમે ઘોડો બનો. મને તમારા ઉપર બેસવા દો. તો જ મના-મણા—સૌધર્મેન્દ્ર ઘોડો બન્યા. ઈંદ્રાણી મનાયા

સંસારના મનામણા રીસામણા મોહના નાટકથી દૂર રહેલા મુનિને થયું. વાહ સૌધર્મેન્દ્ર! જોઈ લીધી તારી લડાઈ. અનેક દેવો પર અખંડ આજ્ઞૈશ્વર્ય ધરાવનાર તું પણ ઈંદ્રાણીને રમવાનું રમકડું! જ્ઞાનના સ્વામી મુનિ સૌધર્મેન્દ્રની વિવશતા પર મશ્કરીના ભાવમા હસી પડયાં. મુનિ મશ્કરી સમા હાસ્યથી હારી ગયા અવધિજ્ઞાન મુનિને તાળી દઈ ક્ષણ-વારમાં દૂર—સદૂર ચાલી ગયું.

કાજો કાઢતાં મળેલું અવધિજ્ઞાન એક મશ્કરીના હાસ્ય દ્વારા દૂર ભાગી ગયું કારણ શું ? જ્ઞાન ગંભીરતામાં રહે. જ્ઞાન દ્વારા આત્મ શક્તિના દર્શન કરવાના, જ્ઞાન દ્વારા કર્મના જુલ્મ જાણી તેને દૂર કરવાના, ઉપાય વિચારવાના, ભૌતિકવૃત્તિમાં હાર ખાતાને બચાવવાના, બચાવાય એવું ના હોય ત્યાં કરૂણા કે ઉપેક્ષા પણ મશ્કરી પૂર્વકનું હાસ્ય ક્યાંય નહિ.

મુનિ મશ્કરી પૂર્વક હસે એટલે જે મોહને ત્યાગ્યો છે તેનો પુન: સ્વીકાર
મુનિ મશ્કરી પૂર્વક હસે એટલે સાધુવ્રતની વિરાધના.
મુનિ મશ્કરી પૂર્વક હસે એટલે જ્ઞાનની આશાતના
મુનિ મશ્કરી પૂર્વક હસે એટલે અજ્ઞાનની સમીપતા.
મુનિ મશ્કરી પૂર્વક હસે એટલે જગતૂતત્ત્વનું અપમાન.

હાસ્ય અને ઉપહાસમાં બહુ અંતર છે. વિનોદ અને પરિહાસમાં બહુ અંતર છે. હાસ્યમાં બીજાની અદ્ભુત શક્તિનો સ્વીકાર છે. બીજાની શક્તિમાં આનંદની અનુભૂતિ છે. ઉપહાસમાં પારકાની નબળાઈનો ધીમો તિરસ્કાર છે. બીજાની નબળાઈમાં ખુશી માનવાની ખરાબવૃત્તિ છે.

મહાભાગ ! ચારિત્ર તને મોહનીય કર્મના ઉદયે મળ્યું કે ક્ષયો-પશમથી? યથાખ્યાત ચારિત્ર કયા કર્મના ક્ષયથી મળશે ? જરા વિચાર—તું ઉપહાસ કરે કોને સન્માને છે ખબર છે ? અજ્ઞાનને—મોહને ? મોહ તારા જ્ઞાનને ભગાવી દેશે. જેમ પવન ઘનઘોર ઘટાને વિખેરી નાખે છે તેમ મોહ તારા જ્ઞાનને ક્ષણવારમાં વિખેરી નાંખશે

બોલ, તું જ્ઞાન--દર્શન—ચારિત્ર રૂપ રત્નત્રયનો સાધક કે વિરાંધક ?

ભલા ! કોઈની નબળાઈ પર ઉપહાસ કરવો એટલે અનંત શક્તિના સ્વામી આત્મદેવનું અપમાન તારી ખુદની જાત પોથા પંડિત

છે. તેનું પ્રદર્શન સાથે તારૂં ધર્મ અને ધર્મનું જ્ઞાન અપૂર્ણ હોય તો તું કોઈની મશ્કરી કર, ટીખ્ખળ કર,

સાચો જ્ઞાની સહાનુભૂતિ આપે, આશ્વાસન આપે, ધૈર્ય આપે, કોઈની નબળાઈ ઉપર ઉપહાસ ના કરે તો તું સાધુ.

સજ્જન માણસ તેનું નામ કે કોઈનું અંગ ઉઘાડું હોય તો ઢાંકે. પણ સજ્જન કોઈ'દિ કોઈના ઉઘાડા અંગ પર આંગળી'ના ચીંધે એ બધા વાનરવેડા દુર્જનના......

તું સાધુ જગતનો સર્વશ્રેષ્ઠ સજ્જન્ ! તોતડા બોબડાને બોલતાં સાંભળે તેના મુખના આકારો, હાથના ચાળા, ત...ત...પ...પ...દેખીને તને હસવું આવે કે જ્ઞાનાવરણીય કર્મનો ભયંકર જુલ્મ દેખાય. બિચારાએ કયા જન્મમાં આવું તીવ્ર જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યું હશે ? લાવ તેને જ્ઞાનની આરાધના બતાવું. કેટલાક સજ્જનો ઘરે બેઠા દેટલાયને દવા પહોંચાડે છે. તો હું મારા પરિચયમાં આવેલાનો અજ્ઞાનરોગ દૂર ના કરૂં ? આ ભાવ થાય કે વિપરીત—જો તને હસવું આવે છે તો સમજી લેજે એ ચેપીરોગના કીટાણું તને વળગ્યા, જેથી તે ઘૃણા કરી. મશ્કરી કરી તો તોતડા બોબડાપણાના રોગને તેં આમંત્રણ આપી દીધું. આ જન્મમાં નહિતર કોઇ જન્મમાં પણ એ રોગનો ભયંકર હુમલો તારી પર થઈ જશે. ભલા...સાવધ થા...

મનક ! તું તીર્થંકર પરમાત્માનો સાધુ, તને પ્રથમથી જ ઔદયિકભાવ, ક્ષયોપશમભાવ, ક્ષાયિકભાવ, પારિણામિકભાવ સમજાવવામાં આવેલા છે. ક્ષયોપશમભાવ એટલો વિચિત્ર છે. જ્યારે તેની શુદ્ધિ હશે, શુદ્ધિનો પ્રકર્ષ હશે ત્યારે છદ્મસ્થ છતાં તું શ્રુતજ્ઞાનના સહારે કંઈક અંશે કેવળજ્ઞાની સમાન જગત્ તત્ત્વને જાણી શકીશ. પ્રરૂપી શકીશ. પણ ક્ષયોપશમ એકદમ સામાન્ય થઈ જશે ત્યારે તારી જાતને પણ ઓળખી શકીશ નહિ. તારા નામને પણ સાંભળી શકીશ નહિ. કદાચ રોગની ઘેરી અસર મગજ પર નહિ થઇ હોય તો સમજી બધું શકીશ પણ એક અક્ષર બોલવાની શક્તિ તારી પાસે નહિ હોય.

કહેવાય છે કોઈ બંગલાનો એક લેખક હતો. જેને પોતાનાં પુસ્તકનો સાહિત્ય અકાદમીનો એવોર્ડ મળ્યો છે. એવોર્ડ કંઈક બાર વર્ષે મળ્યો. શહેરના અનેક વિદ્વાનો તેનું સન્માન કરવા આવ્યા. ત્યારે ખબર મળ્યા. બાર વર્ષથી તે સાહિત્યકાર સૂનમૂન છે. અનંત આકાશને તાકતાં એક જ જગ્યાએ બેસી રહે છે. કેવી ભયંકર છે ક્ષયોપશમની વિચિત્રતા...આજનો જ્ઞાની આવતી કાલનો દયાનો પાત્ર.

ભાષા શાસ્ત્રનો નિષ્ણાત, જ્ઞાનવિજ્ઞાનનો પારગામી ચૌદપૂર્વી પણ જો તોતડાય. તેની પણ વાણી અવરુદ્ધ થાય શબ્દ વચન લિંગ કાળ વિભક્તિનો વિપર્યાસ થાય તો પણ ઉપહાસ ન કરાય, મશ્કરી ન કરાય.

કોઈની ભૂલ કાઢવી તેમાં કરૂણાભાવ છે. પણ કોઈની ભૂલ ઉપર ઉપહાસ કરવો તે ક્રુરભાવ છે. ભૂલ સુધારવામાં જ્ઞાનાવરણીય કર્મની નિર્જરા. કોઈની ભૂલ ઉપર મજાક કરવામાં અજ્ઞાન અને મોહને આવકાર.

પ્રભો ! અમે અજ્ઞાની, ઘણીવાર ઉપહાસ કર્યા. અમારી ભૂલ પર નહિ. બીજાની ભૂલ પર તેમાં પણ તોતડા બોબડા બહેરા મુંગાની ખૂબ મજાક કરી કોઈ વિદ્વાન કોઈ જ્ઞાનીના વ્યાખ્યાનમાં ભાષા ફરક થયો બસ પછી તો કેટલાયે દિવસ સુધી તેની પટ્ટી ઉતાર્યા કરી પણ આજે ઉપહાસ કરીએ છીએ. અમારા અજ્ઞાન પર રે પામર ! કોઈની મશ્કરી તો થઈ કે નહિ પણ તારા જ્ઞાન અને ચારિત્રનો ઉપહાસ દ્વારા તે ક્રુર પરિહાસ કર્યો. મહાત્મા મનકના જેવો ઔદાસીન્ય ભાવ અમને પણ આપો. અમને પણ તારો. ઉદ્ધારો ગુરુદેવ ! અમે ઉપેક્ષા યોગ્ય નથી. આપની કરૂણાના પાત્ર બનાવો.



# ૨૮. ગુરુપ્પસાયાભિમુહો રમેજ્જા

ધનનો અભિલાપી ધનિકની સેવામાં તત્પર રહે.
વિદ્યાનો અભિલાપી વિદ્વાનની સેવામાં સ્થિર બને.
મોક્ષનો અભિલાપી ગુરુ સેવામાં તત્પર બને.

આ ત્યાગ પ્રધાન ભારતીય સંસ્કૃતિ છે. રાજા મહારાજાઓ પણ વિદ્યા મેળવવા માટે ગુરુને પ્રસન્ન કરે ભારતીય જ્ઞાન ધનથી ના મળે... જ્ઞાન સત્તાથી ના મળે જ્ઞાન તો ગુરુની કૃપાથી જ મળે.

પણ એક સત્ય ના વિસરતો... આ સંસ્કૃતિમાં આ શાસનમાં ગુરુદેવો કયારે પણ સત્તાની શેહમાં તણાયા નથી. સંપત્તિના એમને કોઈ મૂલ્ય નથી. ખુદના દેહની માયા નથી એટલે સેવા શુશ્રૂંપાની અભિલાપા નથી. પાત્ર જુએ તો હૈયાનાં હીર આપી દે. ખુદનો પુત્ર હોય પણ અપાત્ર દેખે તો તેને પણ જ્ઞાન ના આપે..

ગુરુજનો નિરાળા છે...નિરાભિમાની છે..નિ:સ્પૃહી છે..ફક્ત તેમના હૈયામાં શાસન કાજે સુયોગ્ય આત્માની ઝંખના હોય છે. ગુરુ સુયોગ્ય આત્માને જુએ એટલે સુયોગ્ય શિષ્યને કલ્પનાથી પણ અધિક જ્ઞાન આપી દે. પણ ગુરુ જુએ જ્ઞાન બાદ તેનામાં શું આવ્યું? ગંભીરતા . પ્રૌઢતા... ઉદારતા.. અકુતૂહલવૃત્તિ... સમભાવ આ ગુણો ન જૂએ તો વિદ્યાના દાન બંધ..
જ્ઞાન વગર મોક્ષ નહિ.. ગુરુ કૃપા વગર જ્ઞાન નહિ...

મુમુક્ષુ !

મોક્ષની અભિલાપાએ માતા પિતા છોડયાં... સમસ્ત સંસારને લાત મારી.. ત્યાગના કંટક ભર્યા માર્ગે ચાલ્યો.. કંચન અને કામિની

છોડયા. પણ... હવે કીર્તિની આશા, નામની લાલસા તારા મનમાં ઉધમાત મચાવે છે. પ્રભુના શાસનમા તપ, ત્યાગ અને ધ્યાન કરવાના તે તદ્દન વાત સાચી છે.— બરાબર છે. શાસ્ત્રની આજ્ઞા મુજબ ચાલવાનુ તે વાત પણ બરાબર... ગુરુની નિશ્રા જોઈએ તે પણ બરાબર.. પણ... જીંદગીભર નાના મોટા પ્રત્યેક કાર્યમા ગુરુની મહેરબાની... ગુરુની કૃપાનો જ વિચાર કર્યા કરવાનો?

અમારી પણ ઉમર વધે છે તેમ અનુભવ પણ વધ્યો. હવે તો થોડી વિચારવાની શકિત આવે..જીંદગીભર કોઈ નિર્ણય ન કરીએ તો અમારી નિર્ણયશકિત પણ મુરઝાઈ જાય ને? ગુરુએ અમને શાસ્ત્રો ભણાવ્યા છે. કોઈ પ્રશ્ન—સમસ્યા આવશે તો જોઈ લઈશું.. છતાં ય નહિ સમજાય તો ગુરુને પૂછી લઈશું.. ગુરુ કંઈ ઓછા રીસાળ છે કે અમને સહાયક નહીં બને .! પણ જીદગીભર ગુરુકૃપા તરફ તાકયા કરવું એ તો કેવી રીતે થાય?

એમનો યુગ અલગ.. અમારો યુગ અલગ

એમની બુદ્ધિ અલગ. અમારી બુદ્ધિ અલગ...

એમની સ્મૃતિ અલગ . અમારી સ્મૃતિ અલગ...

એમની શિષ્યસંતતિ અલગ પ્રકારની... અમારી શિષ્યસંતતિ અલગ પ્રકારની.

એમના ભકતો અલગ પ્રકારનાં અમારા ભક્તો અલગ પ્રકારના...

દરેક બાબતમાં અમે જો તેમનું અનુકરણ કરીએ તો અમે નામશેષ ન થઈ જઈએ?

ગુરુજીનું પુણ્ય કયાં? અને અમારૂં પુણ્ય કયાં?

અમે અમારા પુણ્ય મુજબ અમારૂં જીવન ગોઠવીએ...ગુરુની કૃપા જોઈએ..એ વાત સાચી પણ જીંદગીભર .ગુરુકૃપા તરફ જ જોવું એ કેમ બને? '

અરે સાધક આત્મા !

આવા તો તારા એક નહિ એકોતેર પ્રશ્ન હોઈ શકે! એક નહિ તારી પણ લાખો સમસ્યા હોઈ શકે! પણ...એકવાર તું સાચો જવાબ આપ. સાચે જ તારે મોક્ષ જોઈએ છે? શાશ્વત સુખ જોઈએ છે? તો ભલા સાંભળ...

મોક્ષ ગુરુકૃપા વગર ના મળે..તારી પાસે તારા પ્રશ્ન છે તો હવે તું શાંતિથી ગુરુકૃપાના મીઠાફળને પણ વિચાર...

ગુરુકૃપા દ્વારા બુદ્ધિ જ નહિ, નિર્મળ બુદ્ધિ વધે છે.

ગુરુકૃપા દ્વારા સ્મૃતિ જ નહિ સાથે સ્વાધ્યાય શક્તિ વધે છે.

ગુરુકૃપા દ્વારા જડની રુચિ ઘટે છે .તત્વરુચિ પ્રગટે છે.

ગુરુકૃપા દ્વારા રાગીની મમતા ઘટે છે. વીતરાગની મમતા જાગે છે.

ગુરુકૃપા દ્વારા અવિવેક નષ્ટ થાય છે.. વિવેક પ્રગટે છે.

ગુરુકૃપા દ્વારા મિથ્યાત્વ નષ્ટ થાય છે...સમ્યકત્વ પ્રગટે છે.

ગુરુકૃપા દ્વારા અજ્ઞાન ભાગે છે. જ્ઞાન લાધે છે.

ગુરુકૃપા દ્વારા સંસાર અકારો લાગે છે...સંયમ પ્યારો લાગે છે.

ગુરુકૃપા દ્વારા પ્રમત્તાભાવ નષ્ટ થાય છે..અપ્રમત્તાભાવ પેદા થાય છે.

ગુરુકૃપા દ્વારા દુર્ભાગ્યનામકર્મ દૂર થાય છે. સૌભાગ્યનામ કર્મ પેદા થાય છે.

ગુરુકૃપા દ્વારા પુણ્ય પ્રબલ થાય છે. .સર્વસાનુકૂળ સંયોગો પ્રદક્ષિણા દે છે .

ગુરુકૃપા દ્વારા યશકીર્તિનામકર્મ ઉદયમાં આવે છે...અને સમર્પિત ભક્તો મળે છે.

ગુરુકૃપા દ્વારા આદેયનામ કર્મ પેદા થાય છે. .સુવિનીત શિષ્યો મળે છે.

ગુરુકૃપા દ્વારા પરાઘાત નામકર્મપેદા થાય છે...અને તે શાસન-પ્રભાવનમાંથી સહાયક બને છે.

ગુરુકૃપા દ્વારા આત્મગવેષક બનાય છે અને...

આત્મોન્નતિની ઝંખના જાગે છે.

**ગુરુકૃપા દ્વારા સાધનામાં સફળ થવાય છે અને સિદ્ધિ મળે છે.**

ગુરુકૃપાની ચાહના પ્રશસ્ત ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમની સહાયથી થાય છે. ગુરુકૃપાની પ્રાપ્તિ થતાં પ્રશસ્ત ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમ સાથે સૌભાગ્યનામકર્મનો ઉદય પ્રાપ્ત થાય છે. ગુરુકૃપાની પ્રાપ્તિમાં આત્મિકયોગ્યતા સાથે પુણ્યનો પણ સાથ જોઈએ જ્યારે ગુરુકૃપાની તત્પરતામાં આત્મિક યોગ્યતાની જરૂર છે. સાધક તો પુરૂપાર્થી છે. પુરૂપાર્થથી હારે પણ નહિ...થાકે પણ નહિ..

'આ દુનિયામાં કોઈ વિદ્યા ..કોઇ મંત્ર .કોઇ સિદ્ધિ એવી નથી કે જે ગુરુકૃપા દ્વારા ના મળે...

આધ્યાત્મિક દુનિયાનું ગણિત અલગ છે. ત્યાં તો ગુરુકૃપાની ઝંખના ન જાગી ત્યાં સુધી માયાવી...કપટી...

**આધ્યાત્મિક દુનિયાનો એકડો ગુરુકૃપાથી જ પ્રારંભ થાય.**

ગુરુકૃપાની ઝંખના એટલે.. વીતરાગને સમર્પિત, શાસનકાજે સર્વસ્વ સમર્પી ચૂકેલ શાંત...મહાશાંત... દીર્ઘ સંયમી . મહાજ્ઞાની .. આધ્યાત્મિક. .મહાસાધક મહાત્માના ચરણે વિનંતિ...

આપ સમસ્ત વિશ્વના તન મનના તાપ હરો તેવા કલ્પવૃક્ષ છો અમે કલ્પવૃક્ષના બની શકીએ ..પણ કલ્પવૃક્ષની છાયાના પિપાસુ મુસાફર બની શકીએ. આપ કલ્પવૃક્ષ છો તેથી આપની છાયામાં જે સંકલ્પ કેરીશું તે સિદ્ધ થશે. .સફળ થશે .અમે પણ મોક્ષના અભિલાષી છીએ. આપ તેના આમ્નાય વિદ્ છો. સફળ મંત્રવિદ્‌ના સાંનિધ્યમાં સાધના વગર મંત્ર સફળ થાય તેમ આપના સાંનિધ્યમાં સહજ અનાયાસે મોક્ષ પ્રાપ્ત થાય ..

મારા માન કપાયને કાબૂમાં લાવીશ...માન કાબૂમાં આવશે... નમ્રતા નિત્ય સહચરી થશે.. પછી આપની કૃપા જ...મારી ઈચ્છા.. ઝખના .એપણા.. અભિલાપા બનશે. કબૂલાત કરૂં છું કંઈક ભૂલ થઈ હોય તે અહંના કારણે.. હવે હું 'અહં' અને 'મમ' કારનું વિસર્જન કરીશ. ચાતક જે આતુરતાથી મેઘને જૂએ.. તેના કરતાં અનેક ગુણી અભિલાપાએ ગુરુકૃપાને ઝંખીશ. સમજાય છે ગુરુકૃપા આગળ સમગ્ર વિશ્વની સંપત્તિ તુચ્છ છે.

ગુરૂદેવ ! તાકાત આપો. સારા યે વિશ્વની અભિલાપાને તિરસ્કારવાની.

ગુરૂકૃપાના ચાહક એક શિષ્યને ગુરૂદેવ 'આચાર્યપદ' અર્પણ કરી રહ્યા હતાં. ક્રિયા પ્રારંભાઈ સભા શિષ્યને નિહાળી રહી હતી.. અને શિષ્ય ગુરુદેવને નિહાળી રહ્યા હતાં. ગુરૂદેવ ભાવિને નિહાળી રહ્યા હતાં. ગુરૂદેવના મુખની રેખા તંગ થવા લાગી...કાનની બૂટ લાલ થઈ ગઈ... ખુલ્લી મુઠી બંધ થવા લાગી. જાણે...અજાણે હોઠ ફફડવા લાગ્યા. શિષ્યથી આ સહન ન થયુ. શિષ્ય બાળકની જેમ દોડયા ગુરૂચરણમાં ઝૂકયા .આંસુથી ગુરૂના ચરણ પ્રક્ષાલ્યા .

ગુરુદેવ ! મારે પદ ના જોઈએ. મને આપની કૃપા જોઈએ. જીતીને મારે હારવું નથી...બસ આપના ચરણોપાસકપણું મારે મન સર્વોત્તમ છે.

ગુરૂદેવ ! ગુરૂદેવ !

આપ આ બાલક પર નારાજ કેમ ?

વત્સ ! તારૂં પુણ્ય પ્રબળ છે!

ગુરૂદેવ ! ગુરૂદેવ ! ઓ મારા ગુરૂદેવ !

એવું ના બોલો. મને ના રડાવો.. પુણ્ય મારૂં પણ, કૃપા તો આપની જ ને. ?

ગુરૂદેવ ! ગુરૂદેવ !

આપતો તારક છો...રક્ષક છો ..રક્ષા કરો ભવભવથી...મને આપો જીંદગીભરના છ વિગઈના ત્યાગનો નિયમ ..ગુરૂ હારી ગયા...આપ જીતી ગયા ..મને આપો આપની અનુપમ ભાવના. .

પૂ. શય્યંભવસૂરિ મહારાજે બાલમુનિ મનકમાં નાની ઉંમરમાં મોક્ષની અભિલાષા પેદા કરી. .અને મોક્ષાભિલાષને પૂર્ણ કરવા ગુરૂ-કૃપા સન્મુખ કરી દીધા...અમને શક્તિ આપો.

સૂર્યમુખીનું ફૂલ સૂર્ય જે દિશામાં ફરે. જે દિશામાં સૂર્ય જાય તેમ ફરે, તેમ અમે પણ તેની જેમ ગુરૂકૃપા...પ્રસન્નતા જે રસ્તે મળે તેને અનુસરીએ...એવા વરદાન આપો.

ગુરૂના વરદાન શિષ્યના અરમાનને સફળ કરશે.



# ૨૯. અણુંતનાણોવગઓ વિ સન્તો

જગતમાં અજ્ઞાની મર્યાદાનો લોપ કરે,

પૂજ્યની પૂજાનો વ્યતિક્રમ તુચ્છવૃત્તિવાળો કરે,

પણ સાચો જ્ઞાની કયારે પણ મર્યાદાનો લોપ ના કરે... પૂજ્યની પૂજાનો વ્યતિક્રમ ના કરે.. તુચ્છવૃત્તિતા ના કરે ...

અજ્ઞાની, અલ્પજ્ઞાની, મૂર્ખ બિંદુની પ્રાપ્તિમાં સિંધુની પ્રાપ્તિ સમજી લે... અને માને હું કંઈક છું, ત્યારે જ્ઞાનીને જેમ જ્ઞાન પ્રાપ્ત થાય તેમ નમ્ર — વિનમ્ર શાંત બને. ગુરૂચરણનો ઉપાસક બને. તેને થાય ગુરૂકૃપા પ્રાપ્ત ન થઈ હોત તો આ રહસ્ય કયાંથી પ્રાપ્ત થાત. સાચે ગુરૂએ મારા પર કૃપા કરી તો જ્ઞાન મલ્યું, પણ જો જ્ઞાન પ્રાપ્ત થયા પછી અતિમાન આવે તો કહેવું પડે — આ તો દવાથી દર્દ વધ્યુ. જ્ઞાન તો સર્વમદહર છે. ......... જ્ઞાન મેળવીને માન પછી કોઈ દવાથી તેનું દર્દ દુર થાય નહિ, અભિમાન એ તો ભયંકર રોગ.

**અભિમાનનો રોગ ગુણીસેવાના અભાવે થાય છે.**

**અભિમાનનો રોગ પૂજ્યોની ભકિતના અભાવે થાય છે.**

મનક ! તારે ગુરૂ સેવાથી ધન્ય બનવાનું, ગુરૂદેવોની ભક્તિથી તારે આત્મિક શકિતની અભિવૃદ્ધિ કરવાની, પણ તારો પ્રશ્ન રહેશે ભકિત કરું પણ તેની મર્યાદા તો હોવી જોઈએ ને ?

બધા કાર્યમાં સમયની મર્યાદા પણ ભકિતમાં સમયની મર્યાદા નહિ ... કેવલજ્ઞાનની પ્રાપ્તિ થાય તો પણ ભકિત છોડવાની નહિ. **“ અણુંતનાણોવગઓ વિ સન્તો ”** ભકિત જ્ઞાન મેળવવા કરવાની પણ જ્ઞાન મળી જાય એટલે ભકિત છોડી નહિ દેવાની. કારણ તું ગુરૂપદ ભકત—ગુરૂનો

સેવક, હવે ભક્તિ તો તારું વ્યસન બની ગયું, ભક્તિ વગર તને ચેન ના પડે. ભક્તિથી કંઇ પ્રાપ્તિની પણ ઝંખના ચાલી ગઈ.

ગુરૂપદ ભક્તિ તું નિરીહ બનીને કર. નિસ્પૃહ બનીને કર, ફક્ત પૂજ્ય છે, ઉપાસ્ય છે, આરાધ્ય છે.—હું સેવક છું, ભક્ત છું, માટે ભક્તિ કરું છુ.

જે ગુરૂકૃપા દ્વારા કેવલજ્ઞાન પ્રાપ્ત થયું તે ગુરૂની ભક્તિ કેવલજ્ઞાની બન્યા બાદ પણ કરવાની તો મનક વિચાર, આપણે ગુરૂભક્તિ કેવી રીતે કરવાની? કોના માટે કરવાની? આ ભાવો વિચારવાની જરૂર છે.

ગુરૂની ભક્તિ આપણામાં નમ્રતા પેદા કરવા, મહાવ્રતોની શુદ્ધિ કરવા, આત્માની ઉન્નતિ કરવા, ચારિત્રધારી અનુમોદના કરવા, આશાતાવેદનીય કર્મ હટાવવા, શાસનસેવક બનવા, શાસનરક્ષક બનવા, શાસનપતિ બનવા કરવાની છે.

બોલ તું તારી પ્રગતિને—તારી પ્રતિષ્ઠાને—તારી શાશ્વત કીર્તિને ઝંખે છે તો આ ભાવોથી ભક્તિ કરવાની.

જ્યાં પોતાની કંઈક પ્રાપ્તિ માટે સાધના થતી હોય ત્યાં દિલની ઉર્મિ કેવી ઉછળે?

જગતમાં બધા શાસ્ત્રો બધાને શીખવા પડે પણ માતાને વાત્સલ્યના પાન કેવી રીતે કરાવવા તે શાસ્ત્ર શીખવા જવા પડે? માને પણ જો વાત્સલ્યશાસ્ત્ર ભણવું પડે તો તે સગી મા નહિ ..... સાવકી મા. મા એટલે જ વાત્સલ્ય શાસ્ત્ર તેમ શિષ્ય એટલે જીવંત ભક્તિયોગ. તેને વળી ભક્તિનું શાસ્ત્ર ભણવા જવું પડે? ગુરૂની પાસે રહી ગુરૂનું જ્ઞાન મેળવી તેમની ઈચ્છા—આશા—અભિલાષા—અભિપ્રાય સમજી ગયેલ શિષ્ય ગુરૂની આંતરિક વૃત્તિને જાણે તો ગુરૂની શારીરિક પ્રકૃતિ ના જાણે એ કેમ બને?

અમારા પૂ. ગુરૂદેવ પાસે જ્યારે ગુરૂદેવની વાત નીકળે ત્યારે આંખોમાં અશ્રુ સાથે અંજલિ જોડી નત મસ્તકે ગુરૂદેવ બોલે ભાઈ! મારા તો એવા સદ્‌ભાગ્ય કે મને તીર્થંકર સદૃશ ગુરૂ મહારાજ મલ્યા હતા. તેમના હૃદયના એક ખૂણામાં સ્વાર્થ નહિ, માયા નહિ. તેથી જ ગુરૂદેવની જેવી આંતરિક પ્રકૃનિ તેવી બાહ્ય પ્રકૃતિ. આહાર—નિહાર બધું નિયમિત દરેકમા સાત્વિકવૃત્તિના દર્શન થાય. પૂ. ગુરૂદેવ જ્યારે જ્યારે તારકની વાત કરે ત્યારે લાગે સામે પૂ. શ્રીને ગુરૂદેવેશજ દેખાય છે અને બોલી રહ્યાં છે.

સાચા ગુરૂભકતને મન ગુરૂના દેહનો વિયોગ સામાન્ય ચીજ છે, પણ ગુર્વાજ્ઞા દ્વારા ગુરૂભક્તિ સદૈવ કરણીય છે.

સાચો શિષ્ય ગુરૂભક્તિ દેહભક્તિમાં સીમિત ના કરે. પણ આજ્ઞા-પાલન રૂપ ભક્તિ દ્વારા ગુરૂભક્તિને અત્યંત વિસ્તૃત કરે. તેનું ગુરૂભક્તિનું ક્ષેત્ર વિશાળ બને ભક્તિના માર્ગો વિવિધ બને.

સાચા શિષ્યને ખુદના નિષ્કલંક ચારિત્ર પાલનમાં પણ ગુરૂભક્તિના દર્શન થાય. સાચા શિષ્યને સુપાત્રમાં પણ વાત્સલ્યવહાવતા ગુરૂભક્તિનાં દર્શન થાય.

કોઈ કહે આ શુ? સાચો શિષ્ય કહે ભાઈ હું તો રોઝ જેવો હતો—કષાયો મારા સંયમને દુષિત કરતાં પણ ગુરૂદેવના વાત્સલ્યે મને સાધુ બનાવ્યો. આ આત્મા પણ ધન્ય બનશે. સાચા શિષ્યને પ્રત્યેક સફળતામા ગુરૂભક્તિના ફળ દેખાય. તેવો શિષ્ય શું જ્ઞાની બને, વિદ્વાન બને, વ્યાખ્યાનકાર બને, ગ્રંથકાર બને—વાદી બને—શાસન પ્રભાવક બને તો ગુરૂનીભક્તિ ભૂલે? ના. .ના. જેમ જેમ વ્યક્તિત્વ વિકાસ પામે તેમ તેમ કષાયો અલ્પ થાય. સદ્‌ગુણોની અભિવૃદ્ધિથાય. સદ્‌ગુણો સત્સંસર્ગમાં રાખે કે અસત્સંસર્ગમાં? સદ્‌ગુણો જ્ઞાનીની ઉપાસના કરાવે કે અજ્ઞાનીની?

અજ્ઞાનના કારણે આશય ના સમજાય... અજ્ઞાનના કારણે આશાતના થઈ જાય... પણ જ્ઞાન જેમ અભિવૃદ્ધિ પામે તેમ સૌના આશય—

અભિપ્રાય સમજવાની શક્તિ આવે, તો હિતકારી—ઉદ્ધારક—તારક ગુરૂ-દેવનો અભિપ્રાય કેટલો સમજાય ? જ્ઞાન ગુરૂદેવના હૃદયના દર્શન કરાવે તેથી જેમ જ્ઞાન વધે તેમ ગુરૂ સેવા ગુરૂભક્તિની અભિવૃદ્ધિ થાય.

**જો જ્ઞાન પ્રાપ્ત થયા બાદ ગુરૂભક્તિ ઘટે તો સમજવું જ્ઞાન નહિ પણ ભળતું જ કંઈક મેળવ્યું...**

આર્યા મૃગાવતી ચંદનબાળાએ ઉપાલંભ આપ્યો. આર્યા મૃગા-વતીએ ગુરૂના ઉપાલંભને સિદ્ધશૈલ આરોહણની તળેટી બનાવી અને કેવલજ્ઞાની બન્યા. પણ ગુરૂ સાનિધ્ય—ગુરૂ સેવા ના છોડયા. નિદ્રાધીન ચંદનબાલાના દેહની ભક્તિમાં કેવલજ્ઞાની શિષ્યા રત રહ્યા. કેવલજ્ઞાની પણ ગુરૂના દેહની ભક્તિ ના ચૂકે. ઘનઘોર રાત્રિમાં સાવ આવ્યો. અનંતજ્ઞાની શિષ્યાએ નારકના હાથને સર્પથી દૂર કર્યો. શા માટે ? આ મારા તારક હતા, ઉદ્ધારક હતા—આ ગુરૂના ઉપાલંભે મને કેવલ-જ્ઞાન આપ્યું.

લોકોત્તર જ્ઞાનીની વ્યવહાર પણ સર્વશ્રેષ્ઠ હોય.

આપણા જેવાનું ચારિત્ર જહાજ અવિનય—ઉદ્ધતાઈ—કષાયની ભંવરીમાં ક્યાંય અથડાઈ ના જાય તે માટે મહાપુરૂષોના જીવન વ્યવહાર દીવાદાંડી સમાન હોય છે.

અનંતજ્ઞાનીને હવે કોઈ પ્રાપ્તિની ઝંખના નથી, કોઈ અવગુણ દૂર કરવાના નથી. છતાં ગુરૂપદની ભક્તિ ..જેમ નદીમાં કંકર નાંખો, પ્રથમ તરંગ તમારા કંકરથી પણ પછી એક તરંગમાથી બીજા તરંગ સહસા—ભક્તિ દ્વારા કેવલજ્ઞાન મેળવ્યું છે એટલે કેવલજ્ઞાન બાદ પણ સહજ સ્વભાવથી ભક્તિનું આચરણ થઈ જાય છે.

મનક ! ભક્તિ જ્યારે તારો સ્વભાવ બની જશે ત્યારે તને ગુરૂ સાથે અભેદભાવ સિદ્ધ થઈ જશે. ભક્તિ લોકાલોકપ્રકાશી જ્ઞાનની સ્વીચ છે.

ભક્ત અને ભગવાન અલગ એ દેહભાવની દૃષ્ટિએ...

શિષ્ય અને ગુરૂ અલગ એ શારીરિક દૃષ્ટિએ.

બાકી સાચી ભક્તિ દ્વારા શિષ્ય ગુરૂના આધ્યાત્મિક સ એટલો અનુભવ કરે છે—ગુરૂના સ્વભાવના—જ્ઞાનના શિષ્યમાં થાય છે.

પ્રભુના શાસનમાં ગુરૂ મહામર્યાદાશીલ છે, તપસ્વીનો પ વિનય કરે છે. શાસન પ્રભાવકને પણ સંભાળી લે છે.

તો અનંતજ્ઞાની પાસે સેવા—શુશ્રુષા કરાવે ? ન કરાવે શિષ્ય તો અનંતજ્ઞાની બને તો પણ સેવા ના છોડે.

બસ મનક !

ગુરુભક્તિ દ્વારા અનાદિના ઘાતીકર્મને હટાવ. તને જ્ઞાની મને મજા નાહિ આવે પણ ગુરૂભક્ત કહેવામાં અતિપ્રસન્નતા પે હું તારી પાત્રતા જોવા માંગુ છું. પાત્રતા વિકસિત કરવા ઉપદે છું. તારી પાત્રતા સહજ વિકાસ પામો.

ગુરુદેવ !

મહાત્મા મનક ગુરૂભક્ત હતા. તેથી તો પળનો ય વિલ વગર આપને ચરણે સમર્પિત બન્યા અને સાધુ બની ગ્રહણ આસેવન શિક્ષા પ્રાપ્ત કરી. સાધનામાં સ્થિર બન્યા

અમે માન—સન્માનનાં ગેલમાં ન આવી જઈએ, તેવા આપો. એ વરદાન મલશે તો જ ગુરૂપદ ભક્ત બની શકીશું. ભક્ત બનીએ તેવા આશિષ આપો.



# ૩૦. તેસિં સિક્ખા પવઢ્ઢંતિ



આધ્યાત્મિક દુનિયામાં આગળ વધેલો શુકલધ્યાનના સહારે અંતમુહૂર્તમાં કેવળજ્ઞાની બની શકે છે...પણ શ્રુતજ્ઞાન તો તેના નિયમના આધારે જ આગળ વધે છે.

મનક ! આ દુનિયામાં અજ્ઞાની અથડાય છે. જ્ઞાનના અભાવે કારમા કષાયો કરી વૈરાનુબંધ કરે છે. તેથી જીવનમાં જ્ઞાનની અતિ અગત્યતા છે. જ્ઞાનનો પિપાસુ બનતાં પહેલાં એક આ સૂત્ર ગોખીલે...

વિનય વગર, નમ્રતા વગર, સેવા વગર ત્રણે કાળમાં જ્ઞાન પ્રાપ્ત નહિં થાય.

પુસ્તકની માહિતી જુદી છે અને જ્ઞાન જુદું છે.

પુસ્તકની માહિતી ગર્વ પેદા કરે છે.

જ્ઞાન પાપથી પીછેહઠ કરાવે છે.

બોલ તારે પુસ્તકનો કીડો બનવું છે કે જ્ઞાની બનવું છે? સાધુ પુસ્તકનો કીડો ના હોય, સાધુ જ્ઞાનનો ઉપાસક હોય.

જ્ઞાનના ઉપાસકના બે અસિધારાવ્રત છે. બે અસિધારાવ્રતના કઠોર પાલન વગર જ્ઞાનના દર્શન પણ દુર્લભ ! બે અસિધારાવ્રતના પાલનદ્વારા જળથી સીંચેલા વૃક્ષો જેમ નવપલ્લવિત થાય તેમ તારૂં જ્ઞાન અનેરૂં વૃદ્ધિ પામશે ! નહિં ભણેલા શાસ્ત્રના પદાર્થો—રહસ્યો એમને એમ ઉકલી જશે ! તને લાગશે આ તો ગઈકાલની વાત જેવું શાસ્ત્ર યાદ રહી ગયું છે.

મનક ! મારા મનક !

હું તારો મોહી પિતા નથી, હું તારો ત્યાગી ગુરૂ છું મોહી શરીરને જુએ, ખુશીને જુએ. સુકુમાલતાને જુએ.

ત્યાગી આત્માને જુએ, આત્માની ઉન્નતિને જુએ, શાશ્વત પ્રગતિને જુએ, કડવું પણ સત્ય તને સમજાવવું પડશે.

મનક ! તારે જ્ઞાન પ્રાપ્ત કરવું જ જોઈએ...તારૂં જ્ઞાન "દિન દોગુણા રાત ચોગુણા" ની જેમ વધવું જ જોઈએ. તારા જેવા સંસાર ત્યાગીનું જ્ઞાન ના વધે તો કોનું વધે? પણ ભલા સાધક ! બે અસિધારાવ્રતનું પાલન, આરાધન, કરવું પડશે. આ બે અસિધારા વ્રતો છે.

શુશ્રુષા અને આજ્ઞાપાલન.

કોની સેવા કરવાની ? કોની આજ્ઞા માનવાની ?

સાધક !

પહેલી ભૂલ સુધાર સેવા કરવાની નથી, પણ સેવા દ્વારા ધન્ય બનવાનું છે. આજ્ઞા માનવાની નથી. પણ મરણાંત કષ્ટ આવે તો પણ જીવ કરતાંય ઝાઝેરા જતન કરી પાલન કરવાની છે. જ્યાં સેવા કરી એવું થાય છે. ત્યાં ઊંડે ઊંડે એવુ થાય છે કે હું સહાયક થયો. કંઈ નહિ આપણે પણ ઋણ ફેડી દીધું. ગુરૂએ જ્ઞાન આપ્યું. આપણે સેવા કરી. બન્ને પાસા સમાન થઈ ગયા.

**જ્ઞાન બાદ સેવા એ સંસારીની પદ્ધતિ**

**સેવા બાદ જ્ઞાન એ સાધુની સાધના**

**જ્ઞાન આપ્યું તેનું માનવું એ દુનિયાદારી**

**આજ્ઞાપાલન કરીને જ્ઞાન મેળવાય તે અધ્યાત્મિકતા**

સેવાના મર્મને સમજ, સેવા એટલે સહાય નથી, મદદ નથી પણ જ્ઞાની ગુરૂ સાથે અભેદ સાધવાની અનોખી પધ્ધતિ છે. જે સેવા

કરે તે ગુરૂની છાયા બનીને રહે. તેથી સેવક પર ગુરૂના દિવ્ય પરમાણું ફેલાય.

જે સેવા કરે તે ખુદની અનુકુળના ભૂલી જાય. જેની સેવા કરવાની તેની અનુકુળતા પ્રતિકુળતામાં આપણા આત્માને સીમિત કરી દેવાનો, સેવકને બહુધા મૌનવ્રત હોય એટલે શાંત સ્વસ્થ ચિત્તે સદૈવ ગુરૂની વાણી સંભળાય, ગુરૂના વ્યવહારમાં, વાતમાં, વર્તનમાં, સદા હિત ભર્યા હોય તેવું જોવા મળે. સેવકનું તુચ્છ નામ પણ ઘડી ઘડી ગુરૂ મુખે ચઢી ગુરૂની પવિત્રતા દ્વારા મંત્ર તુલ્ય બની જાય.

જ્યારે...

સેવકે ગુરૂની પ્રતિકૂળતા દૂર કરવા પ્રયત્ન કર્યો.

સેવકે ગુરુની અનુકુળતા પ્રાપ્તિ અંગે પ્રયત્ન કર્યો.

સેવકે ગુરૂની અપ્રસન્નતા નિવારવા પ્રયત્ન કર્યો.

સેવકે ગુરૂની પ્રસન્નતા મેળવવા પ્રયત્ન કર્યો.

ત્યારે...

ગુરૂદેવે અનંતના તાગ માપતા હૈયામાં સંગ્રહી રાખેલ જ્ઞાનની તિજોરીની ચાવી — ગુરૂકૃપા સેવકના હાથમાં આપી દીધી. જ્ઞાનદ્વારા શિષ્ય પ્રતિકૂળતાને અનુકુળતામાં પરિવર્તન કરી શકે છે. જ્ઞાન દ્વારા શિષ્ય અપ્રસન્નતામાં પરિવર્તન કરી શકે છે. ગુરૂકૃપા દ્વારા મેળવેલ જ્ઞાન એક અમોઘ ઔષધિ છે. દુઃખ, શોક, આક્રંદન, અણગમો તેની પાસે આવી શકતા નથી.

મનક...જ્ઞાન મેળવવું છે. તો સેવાનું અસિધારાવ્રત સ્વીકાર. સ્થળ, સમય, કાર્ય અને ઈચ્છાની મર્યાદા કરી તો કૃપામાં મર્યાદા થઈ જશે. કૃપામાં મર્યાદા થશે તો, જ્ઞાનમાં મર્યાદા થશે.

૨૦૦૦ શિષ્યના ગુરૂદેવ ચિંતિત છે. શરીર વૃદ્ધત્વના આરે

ઊભું છે. પટનાયક કોને સ્થાપવા ગુરૂ સૂરિમંત્રની સાધનામાં લીન બન્યાં. અધિષ્ઠાયક દેવે સૂચન કર્યું. પ્રાતઃકાળે ૨૦૦૦ સાધુના ગચ્છનાયકના દર્શન માટે આતુર છે. ત્યારે ગુરૂદેવ એક પાણી ભરી રહેલ શિષ્ય પર ગચ્છનાયકનો વાસક્ષેપ કરે છે. સૌ નતમસ્તક બની ગયા, ગુરૂ કહે સેવા દ્વારા ધન્ય બની ગયો. શિષ્ય કહે આપની કૃપાએ વામને વિરાટ બનાવ્યો. હવે એ પદની જવાબદારી ઉઠાવવાની શક્તિ આપો. મારે મન સેવાથી અધિક આ પદ નથી.

સેવક ત્યારે જ સર્વોત્કૃષ્ટ બને સેવાના બદલામાં કંઈ ઝંખના ન કરે. સેવા ત્યારે મૂલ્યવાન કહેવાય સેવાથી અધિક જગતમાં કાંઈ ના લાગે. સેવામાં જે લયલીન બને છે તેનું જ્ઞાન તેની શિક્ષા પ્રતિદિન વૃદ્ધિ પામે છે.

**મનક...**

સેવા તો પગથિયા વિનાનું સીધા પહાડનું ચઢાણ છે. આજ્ઞાપાલન ચીકણા પહાડ પર ગોળ ગોળ ચઢવાનું છે,

સેવામાં તું નહિ બોલે પણ તારી સેવા — ભક્તિ તો બોલશે. આજ્ઞાપાલનથી કયારેક ગુરૂને દૂર રહેવાનું પણ આવશે. દૂર રહી કરેલ આજ્ઞાપાલનમાં કયારેક અણસમજુતી પણ પેદા થશે. કયારેક તેની કઠીનતા, કઠોરતા, ભયંકરતા નહિ પણ સમજાય. તેથી રોજ ગુરુ નવો નવો આદેશ કરશે, ત્યારે મનમાં સમરાંગણ નહિ પેદા થાયને ! ગુરૂ તો હુકમ કરે છે. તેમને કયાંથી કઠીનતાની ખબર હોય...જો આ દ્વંદ્વો જીતીશ, તો જ આજ્ઞાપાલનમાં વિજયી બનીશ. યુદ્ધે ચઢેલા ક્ષત્રિયને પ્રિયતમાનું મુખ યાદ આવે તો તલવાર તો ચાલે પણ હાથ ઢીલો પડે. જય પરાજયમાં ફેલાય, તેમ ગુરુનો આદેશ શેઠશાહીનો હુકમ લાગશે તો ગુરૂ આજ્ઞા પાલન છતાં પણ લાભ તને કાર્યકરનો, શિષ્યત્વનો નહિ. આજ્ઞામાં એ અપેક્ષા રખાય નહિ. અમુક સમયે

કહે, અમુક રીતે કહે, એ બધી સોદાબાજી લેણા દેણીના સંબંધો. આજ્ઞાપાલન એટલે સંપૂર્ણ સ્વીકાર. સ્વીકાર બાદ કાર્ય તત્પરતા.

તેથી જ કહ્યું જ્ઞાન મેળવવા બે અસિધારાવ્રત પાળવા પડશે. હવે તારો પ્રશ્ન હતો. કોની સેવા કરવાની? કોની આજ્ઞા પાલવાની? તેનો જવાબ સાંભળ...

આચાર્ય ભગવંતની — ઉપાધ્યાય ભગવંતની મને ખબર છે આ જવાબથી ખુશ થઈ જવાનો, તારું મોહી હૃદય કહે છે સમુદાયમાં એક આચાર્ય, એક ઉપાધ્યાય — શિષ્યો અનેક સૌને ક્યાં સેવા મળવાની? સૌને આજ્ઞા ક્યાંથી કરવાના? આપણી આ ભાવના પૂ. હરિભદ્રસૂરિ મહારાજ જાણે છે. તેથી કહે છે.

આચાર્યનો અર્થ બોલ...

આચાર્ય એટલે સૂત્રાર્થના જાણકાર અને ગુરૂ પ્રદત્ત. પદાધિકારી ના...ભાઈ...ના...આટલો સીમિત અર્થ નથી કરવાનો.

સૂત્ર અને અર્થ બંનેના જાણકાર તે આચાર્ય.

સૂત્ર પ્રદાતા તે ઉપાધ્યાય.

ગુરૂએ પદ ઉપર સ્થાપ્યા કે નહિ પણ જેટલા જેટના સૂત્રાર્થના જાણકાર તે આચાર્ય ખૂબ દીર્ઘ વિચાર કર — સૂત્રનું તને જ્ઞાન આપ્યું કે કોઈને પણ જ્ઞાન આપ્યું છે ઉપાધ્યાય.

સૂત્ર અર્થરૂપ જ્ઞાનની પરંપરા દ્વારા જ શાસનની સ્થિરતા. શાસનનું અસ્તિત્વ એટલે શાસનના અસ્તિત્વ અંગે જેણે સૂત્ર— અર્થના પ્રદાન કર્યા તે આચાર્ય ઉપાધ્યાય — આવા જ્ઞાનની સેવા આજ્ઞાપાલન જે કરે છે તેની શિક્ષા ગ્રહણ શિક્ષા અને આસેવન શિક્ષા બંને જલથી સીંચેલા વૃક્ષની જેમ નવપલ્લવિત થાય છે.

સેવા અને આજ્ઞાપાલન દ્વારા તું જ્ઞાનમાં પણ પારગામી બની અને ક્રિયામાં પણ પારગામી બનીશ. સિદ્ધિની આકાંક્ષા તારે ના કરવાની સિદ્ધિઓ તારા ચરણે આળોટશે. પ્રસિદ્ધિ માટે ફાંફા ના મારવા પડે. પ્રકૃષ્ટ સિદ્ધિ શુદ્ધાત્મ દશા સહજ પ્રગટ થશે.

નાનકડા મનક ! મહાન બનવા મહાન કાર્ય કરવું જ પડે સાધનાના માર્ગે ડગભર અંતરના આશિષ છે. અસિધારાવ્રત પાલનમાં સફળ બન.



# ૩૧. વએજજ ન પુણોત્તિય



ભૂલનોં સ્વીકાર ન કરે તે અજ્ઞ. ભૂલનો સ્વીકાર કરે તે સુજ્ઞ પુનઃ ભૂલ નહિ કરું તેવું કહે તે પ્રાજ્ઞ અને કયારે પણ ભૂલ ન થાય તે સર્વજ્ઞ.

જ્યાં સુધી સર્વજ્ઞ થયા નથી ત્યાં સુધી કોઇ પણ વ્યક્તિથી ભૂલ થાય એ સહજ છે. પણ ખુદની ભૂલનો સ્વીકાર કરવા માટે પણ આંતરિક યોગ્યતા જોઈએ.

મનક ! તું શ્રવણ નિર્ગ્રંથ જ્ઞાનપુત્ર મહાવીર પ્રભુનો સાધુ... નમ્રતાના પાઠ તને ગળથૂંથી મળ્યા .. પ્રતિક્રમણ તારી ઉભયટંકની આવશ્યક ક્રિયા...મિચ્છા"મિ" દુક્કડં એ તો સાધુમાત્રનો જીવનમંત્ર. પણ. ... તું શીઘ્ર મોક્ષગામી તારી પ્રગતી સૌથી શ્રેષ્ઠ...તું મારી ભૂલ થઈ છે મને માફ કરો.' એટલું જ ના કહે તારા અંતરનો અવાજ અનેરો ..હોય...

'ખમેહ અવરાહં મે વએજજ ન પુણોત્તિય'...

મારો અપરાધ ક્ષમો કરો હવે પુનં આવું નહીં થાય...આ વાત પણ નમ્ર અને સજાગ સાધક કરી શકે...પણ તું તો પ્રગતિપથનો પ્રવાસી .તારી રહેણી કરણી વિચારસરણી જગતના કોઇ જીવની સાથે તુલના ન પામે.

હવે પુનઃ એ પાપ. .એ અપરાધ...એ ગુન્હો એ ભૂલ ફરી નહીં કરૂં

ભૂલનો સ્વીકાર કેટલીવાર સમાજની મર્યાદાના કારણે પણ થાય છે. નહીં સ્વીકારીએ તો હજાર પંચાત ઊભી થશે. અનેકવાર સાંભ-

ળવું પડશે. .આના કરતાં તો એકવાર કહી દીધું કે 'મારી ભૂલ માફ કરો' અટલે સેકંડમાં પતી ગયું કારણ કે જિનશાસનમાં ગુરૂ જ્ઞાની અને શાસ્ત્રપ્રતિબદ્ધ હોય છે. એકવાર જેણે જે ભૂલની માફી માંગી તેની તે ભૂલ ફરી યાદ ન કરાય. ગુરૂ તે ભૂલ કરે તો શિષ્યમાં નિર્ધૃણતા પેદા થાય તેનું પાપ ગુરૂને લાગે, બસ...ભૂલનો સ્વીકાર માફી માંગી લીધી એટલે ગંગાન્હાયા. .

ભૂલનો સ્વીકાર જેણે આત્માની શુદ્ધિમાટે કર્યો છે તેની મનોદશા આટલી હલકી ન હોય. આંખમાંથી ઊના આંસુ સાથે વિનંતિ કરે કે ફરી ફરી આ ભૂલ નહીં કરૂં.

'ભૂલ માફ કરો' કહેવામાં વિવશતા છે! દીનતાં છે!

'પુનઃ નહીં કરું' કહેવામાં પ્રાયશ્ચિત છે! પ્રભુમાર્ગનું બહુમાન છે. મહાનતા છે!

'ભૂલ થઈ ગઈ માફ કરો' કહેવામાં નમ્રતાયુક્ત આત્મસંશોધન પણ હોઈ શકે છે.

'પુનઃ ભૂલ નહીં કરું માફ કરો' કહેવામાં નિર્ણયયુક્ત આત્મશુદ્ધિ છે.

'પુનઃ અપરાધ નહીં કરૂં' કહેવામાં ખૂબ તાત્પર્ય છે.

ગુરૂદેવ! અજ્ઞાની હતો ભૂલ થઈ ..જ્ઞાનીના સમાગમે ભૂલ સમજાઈ. ક્ષમાશીલ મહાત્માઓના પરિચયે ભૂલની ક્ષમાં માંગતા શીખ્યો. આપના ત્યાગપૂત વાતાવરણે મારામાં શ્રદ્ધા પેદા કરી. તેથી કહ્યું ફરી ભૂલ નહિં કરૂં મેં માફી માગી એટલે આપે મારી માફી સ્વીકારવા દ્વારા મારા ઉપર કૃપાના વૃષ્ટી કરી. આપની કરુણા યુક્ત નજરમાં મને અતરના આશ્વાસન મળ્યા. થયું કે હવે તો આપનો કૃપા પાત્ર બન્યો. આપનાં ઉપદેશના પ્રભાવે મારા અજ્ઞાન દૂર થશે. જ્ઞાન અને અજ્ઞાનીઓનો પરિચય રહેશે. આપ જેવા નિસ્પૃહી મહાત્માની સેવા દ્વારા મારો. પણ સ્વાર્થભાવ દૂર થશે. મારામાં પણ નિરીહતા નિર્ભયતા

નિ:સ્વાર્થ વૃત્તિ પ્રગટ થશે તેથી ભૂલ થવાનો સંભવ નથી. સંભવને મારો ભાવિ વિજય માની આપની ઓથે બેસી કહી દીધું 'ફરી નહીં કરું'

હજી મારા દિલની સાચી વાત કહું આજ સુધી જે કંઈ પણ એકરાર કર્યા...સ્વીકાર કર્યા હતા તે શરમના કારણે...સમાજના કારણે કારકીર્દી જમાવવાના કારણે. તેથી હૃદયમાં પાપ, અપરાધ, ગુન્હો,. અવજ્ઞા આશાતના માટે. વિરાધના માટે ઘૃણા પેદા થઈ ન હતી.

પણ...હવે આપે આરાધના અને વિરાધનાના ભેદ સમજાવ્યા... શુદ્ધિ અને અશુદ્ધિના પ્રકર્ષ સમજાવ્યા ..સરળતા અને માયાના સ્વરૂપ સમજાવ્યા ત્યારે અંતરમાંથી અવાજ ઉઠયો. ભવ વૈદ્ય ગુરુદેવ મળ્યા છે તારા ૩II કરોડ રૂંવાડામાં રહેલા પાપને નિચોવી નાંખ તારા વચન દ્વારા થયેલા કૌભાંડોને રજુ કરી દે. સમસ્ત જગત્ જેનાથી અજ્ઞાત છે તેવા તારા માનસિક પાપોને રજુ કરી દે. અનંતા સિદ્ધ પરમાત્માને સાક્ષી રાખી. તારા ગુરુમાં તીર્થંકર પદ આરોપી ગૌતમસ્વામી જેવા સરલભાવે કહે, પ્રભુ! ગુરુ! પાપના ફળોથી થાકીને નહિ પણ પાપવૃત્તિથી થાક્યો છું મારા શુદ્ધાત્મસ્વરૂપના દર્શનનુ ઝંખતો આપને કહું છુ માફ કરો...ગુરુ! આપ તો જ્ઞાની છો ..અંતર્યામી છો. સહુનાં પાપ જાણો છો છતાં નથી કોઈના પ્રત્યે તિરસ્કાર...ઘૃણા...અનાદર .. આપ તિરસ્કાર કરો તો પાપનો જ. પણ પાપી ને તો આશ્વાસન જ આપો. આપના હૈયામાં કરૂણા હોય...અધ્યવસાય હોય. આપ કંઈ મારી મલિન વૃત્તિ જોઈને ગભરાઈ નથી જતા. .ઉભગી નથી જતાં .આપ તો સ્વયં ભૂરમણ સમુદ્ર જેવા ગંભીર છો! નથી તો આપ હર્ષાધીન ...કે નથી તો આપ શોકાધીન...ફક્ત આપ છો જ્ઞાનાનંદમાં લીન .. તેથી જ આપની પવિત્રતાએ મને આકર્ષ્યો અને કહું છુ પ્રભુ મારા પાપો માફ કરો. આપ માફી આપશો એટલે મારો આત્મા ઉન્નતિના સોપાન પર આરૂઢ થવા લાગશે ગુરુકૃપા વગર આત્મા અપુનર્બંધક-

દશાને કયાંથી પામી શકે? મને વિશ્વાસ છેસ્રગુરુની પાસે ક્ષમા માગવાથી જ ચાર શરણુનો સ્વીકાર.. દુષ્કૃતની ગર્હા સુકૃતની અનુમોદનાનો ભાવાર્થ જળવાય છે. સુકૃતની અનુમોદના અને દુષ્કૃની ગર્હાના જોરે તો કહ્યુ કે 'પુનઃ નહિ કરૂં'

પુન' અપરાધ નહીં' કરૂં એ કહેવામાં હે ગુરૂ! આપના ગુણોની યશોગાથા ગાઉં છુ. આપના શરણે ન આવ્યો ત્યાં સુધી પાપી... આપના ચરણને પામી હુ ધન્યાત્મા બની ગયો. ગુરુ મારા હૃદય સિંહાસન પર બિરજ્યા. ગુરૂદેવની હાજરીમાં પાપને પ્રવેશ મળતો નથી. અશુભ વિચારોને અવકાશ પ્રાપ્ત થતો નથી. મારા ગુરુના સાનીધ્યમાં સદૈવ શુભવિચારોનું શુદ્ધ અધ્વસાયનું સામ્રાજ્ય હોય છે. તેથી આનંદમાં મસ્ત બની કહી દીધું કે હવે પુનઃ અપરાધ નહીં' કરૂ.. પણ ખરેખર મારો આંતરિક ભાવ એવો છે .આપ એવા રક્ષક છો .આપની શીળી છાયામાં મારી આત્મશુદ્ધિના સંરક્ષણ થશે. તેથી પાપોનું આચરણ કયાંથી થશે?

ગુરૂદેવ !...પાપ નહીં' પણ પાપની પુનરાવૃષ્ટિ જ ભયંકર હોય છે. ક્ષતિ નહીં.. પણ ક્ષતિની વારંવાર આવૃત્તિ જ વ્રતનો નાશ સર્જે છે.! અને તેથી જ હું માંગી રહ્યો છું.. ન પુણોત્તિય હે પ્રભો! પાપ . સ્ખલના વ્રતાતિચાર...હું પુનઃ નહીં' કરૂં હે દેવ! મારો સંકલ્પ અને આપની કૃપા...આપના બતાવલે અપુનર્ભાવના પ્રભાવે અપુનરાગતિ જેવો મોક્ષ પામીશ જ!



# ૩૨. અસંવિભાગી ન હુ તસ્સ મોકખો

કુવામાંથી જલ સીંચો તો નવું જળ આવે — વૃક્ષો પરથી ફળ લો તો નવા ફળો આવે — છોડ પરથી ફૂલ ચૂંટો તો નવા ફૂલો આવે. દાન આપો તો દાનદેવાના સાધન રૂપ પુણ્ય મળે.

લાભ પ્રક્રિયા પ્રદાનને આભારી છે. પ્રાપ્તિ — અભિવૃદ્ધિ અર્થે પ્રદાન કરે તે સંસારી.

પરિગ્રહની શુદ્ધિ માટે પ્રદાન કરે તે શ્રાવક.

પોતાના માટે જ શાસ્ત્રાજ્ઞાથી પ્રાપ્ત થયેલ સંયમ યોગ્ય સામગ્રીનો સંવિભાગ કરે તે સાધુ.

મનક ! કેવો ધન્યાત્મા છે. તારા મન, વચન, કાયાના યોગો જિનાજ્ઞાને આધીન છે, મોક્ષ તારું ધ્યેય છે, ભક્તિ તારો માર્ગ છે. શુદ્ધિ તારી સખી છે. અમારા જેવા વૃદ્ધો અને પ્રૌઢો જોતા રહેશે. અને તું સંસાર અટવીને પાર પામી જઈશ. તારું જીવન અનુમોદના કરાવે છે. તારું જીવન પ્રેરણા આપે છે. તારી વય અને તારું સાહસ જતાં શિખામણ આપવાનું મન થઈ જાય છે.

બેટા ! જેમ ક્રોધી, માની, માયાવીને મોક્ષ ન મળે તેમ અસંવિભાગી નહુ તસ્સ મોકખો, જે બીજાનો વિભાગ ન કરે તેને મોક્ષ ના મળે. મનક ! ધ્યાન પૂર્વક સમજ. તારું પુણ્ય છે, તને વસ્ત્ર, પાત્ર, આહાર વસતિ સુલભ છે. પણ જો મળેલા સાધન — ઉપકરણમાં તારા સાધર્મિક સાધુઓનો બરાબર ત્યાગ નહિં કરે તો મોક્ષ નહિ મળે.

કોણ સંવભાગી સારી રીતે ત્યાગ ન કરે તને ખબર છ ?
જેને પોતાના પુણ્ય ઉપર વિશ્વાસ ન હોય તે —
જેને ભક્તિનો ભાવ ન સમજાયો હોય તે —
જેને વડીલોમાં પૂજ્યતા ન લાગે તે —
જેને લઘુપ્રત્યે વાત્સલ્ય પેદાન થાય તે —
જેને લાભાંનરાય કર્મનો ક્ષયોપશમ પર ભરોસો ન હોય તે —
જેને તીર્થંકર બનવાની અભિલાષા ન જાગી હોય તે —
જેને જીવમાત્રમાં સિદ્ધત્વના દર્શન ન થાય તે --

બોલ તું પુણ્યશાળી? તું નિઃસ્વાર્થી ? દાનધર્મ પ્રત્યે શ્રદ્ધાળુ ? ભક્તિ મોક્ષનો માર્ગ માનનારો ? પૂજ્યોનો પૂજક? વાત્સલ્ય મૂર્તિ ? લાભાંતરાયનો ક્ષયોપશમી ? તું દિવ્યદૃષ્ટિનો સ્વામી ? જો આ ગુણો તારામાં હોય તો તું સદૈવ સમુદાયમાં રહેતા પૂજ્યોની ભક્તિમાં તત્પર રહે. બાલ—વૃદ્ધ—ગ્લાનની સેવામાં સમુત્સુક રહે સહવર્તીઓના સમ્યગ વિભાગ કરવા સમુત્સુક રહે. ક્યારે પણ સ્વાર્થી બની એકલો પેટ ના ભરે. તું મુનિમાત્રમાં મોક્ષની ભાવના જુએ. તેમના મુમુક્ષુભાવમાં સહાયક થવાની તને અભિલાષા રહે તું મુનિઓના ચરણે મસ્તક મૂકી વિનંતી કરે મને લાભ આપો .તમે લાભ આપશો ? એ રીતે તમારા મુમુક્ષુભાવનો મને ભાગીદાર બનાવશો.? આરાધના તમારી, અનુમોદના મારી. હું અને તમે સહીયારા વેપારી. તમારા લાભમાંથી મને પણ કંઈક આપો. આ ભાવનાથી જે સમયે જે યોગ્ય હોય તે આહાર, વસ્ત્ર, પાત્ર, ઉપધિનો તું સહુનો વિભાગ કરે. સાચે વસ્ત્ર પાત્રાના વિભાગ દ્વારા તું તેમની સાધનામાં તારો વિભાગ કરી લે. વાહ ! છોકરા ! વાહ ! ખરો હોંશિયાર ! અશાશ્વત આપીને શાશ્વતના સંબંધ બાંધનારો.

માની લે કે તું પુણ્યશાળી છે. તને સુંદર—વસ્ત્ર—પાત્ર. ઉપધિ મળે છે. જલ્દી મળે છે. શું બીજાને મળવાના નથી ? સૌને સૌના

પુણ્યે અનુકૂળ મળી જશે, પણ જો તું વિભાગ નહિ કરે તો તારી પરિગ્રહસંજ્ઞા જોર કરી જશે. આસકિત અડ્ડો જમાવશે. નિષ્પરિગ્રહ મહાવ્રતનો ધારક તું તારા વ્રતથી ચૂકી જઈશ. બોલ હવે મોક્ષ નજીક કે દૂર ? તું મોક્ષનો સાધક રહીશ કે જન્મમરણના ચક્રમાં ફસાઈ જઈશ? લાભાંતરાયના ક્ષયોપશમ સહિત પુણ્યના ઉદયે મળેલ સામગ્રીને છોડતાં શીખ—ખરેખર શાસ્ત્રકારોએ કમાલ કરી છે. તને લાગે મેં અન્ન પાણી છોડયાં પણ સાચે તને મોક્ષમાં જોડયો. તારો દૂર મોક્ષ નજીક કર્યો.

સાધુ મહાત્માનો સંવિભાગ એટલે સાચી કબૂલાત. તમે આરાધક હું અલ્પ પુણ્યાત્મા. તમે સમસ્ત સંસારને ભૂલી અપ્રમત્ત ભાવે જ્ઞાનનેઅર્જિત કરો. હું તમારા સૌના માટે આહાર — પાણી સંપાદન કરું. તમે તપ કરો. હું આસકત પારણાં કરાવું. મારા લાવેલા આહાર ગ્રહણ કરવા તમારી આરાધનામાં મારો ભાગ નોંધી લો. મારો મોક્ષ થશે તે ખબર નથી, પણ આપ શીઘ્રમોક્ષગામી છો. જો મને તમારો ભાગીદાર બનાવશો, તો હું જલ્દી મોક્ષ પ્રાપ્ત કરી શકીશ મારો ભાગ કરો. બહાના—ખત સહીના રૂપનાં આ વસ્ત્ર પાત્ર સ્વીકારો, જેથી સદૈવ મારી સ્મૃતિ રહે.

મનક !

બાહુબલીજી અને ભરતજીએ પૂર્વજન્મમાં ૫૦૦–૫૦૦ મહાત્માની ભકિતના અભિગ્રહ લીધેલા. અને એ અભિગ્રહ પૂર્ણ કર્યા. તું કોઈના માટે નહિ કરતો પણ ફકત તારી પાસે જે છે તેમાંથી ભાગ પાડજે. મહાત્મા ! મારું આ પુસ્તક તમે વાપરો અને મને જ્ઞાનમાં સહાયક બનાવો. તપસ્વી ! તમે આ પાત્ર વાપરો અને મને તમારા તપનો લાભ આપો. બાલમુનિ ! જરા તો આહાર ગ્રહણ કરો. તમે ભાવિના શાસનપ્રભાવક, મને શાસન સેવાનો સદ્ભાગી બનાવો, ગ્લાન મહાત્મા ! ભયંકર અશાતાના ઉદયમાં પણ તમે સમભાવે જીવન વિતાવી રહ્યા

છે. રોગ તમારા શરીરને કૃશ કરે છે, પણ તમો સ્વાધ્યાય દ્વારા તમારા આત્માને પુષ્ટ કરો. તમારી સેવાનો મને લાભ આપો. મને કર્મ નિર્જરામાં તત્પર બનાવો.

બોલ મનક !

તેં મહાત્માઓને આપ્યું કે મહાત્માઓએ તને આપ્યું ? મોક્ષનો ચાહક ! મોક્ષનો આરાધક ! મુમુક્ષુના વિભાગ ન કરે તો મોક્ષ મેળવી શકે ? સંવિભાગ મુમુક્ષુનો ધર્મ છે. કોઈ વ્યક્તિ, કોઈ પંથ કે કોઈ દેશવાસી, કોઈ ધર્મવાસી તેના ઉપર અધિકાર જમાવી શકતા નથી, પણ સંવિભાગ દ્વારા સૌ ધન્ય બની શકે છે.

એક સંસારીને સંસારમાં જીવવા હજારોની ચાપલૂસી અને કદમ-બોસી કરવી પડે છે. જાણે અજાણે કંઈક અયોગ્યની પણ યોગ્યતા બોલવી, કહેવી અને વર્ણવી પડે છે, ત્યારે સાધુનું પવિત્ર મસ્તક પવિત્રાત્માના ચરણમાં નમે. સાધુને શ્રમ સ્વાર્થી બનીને નહિ, નિઃસ્વાર્થી બનીને કરવાનો, શ્રેણિક મહારાજા જેવા ક્ષાયિક સમકિતીનું રાજ્ય પણ કોણિક જેવા પાપાત્માના હાથમાં.

ત્યારે સાધુ ! તારું મમત્વ કોઈ ચીજ ઉપર નહિ, પણ તારા ઉપ-કરણ સાધન. તેમાં પણ કોનો વિભાગ ? સાધકનો.

સાધકના વિભાગ દ્વારા સાધનાની સિદ્ધિ.

મનક !

સંવિભાગનો વિસ્તૃત અર્થ કર. કાર્યનો બોજ મારા શિરે, પણ યશ સૌને વહેંચી આપવો. સદૈવ સૌની સ્મૃતિ...તો સમ્યગ્ વિભાગ સંપૂર્ણ વિભાગ થશે. નહિતર જેમાં છૂટકો નથી તેમાં સૌના ભાગ. બાકી બધું મારા કારણે — મને — મારાથી મારા પ્રભાવ માટે આ તારી વાત ના હોય.

મહાત્મા !

વસ્ત્ર પાત્રમાં સહવર્તીઓનો સંવિભાગ કરવો તે કંઈ દુષ્કર કાર્ય નથી. એવું તો સંસારી પણ કરે, તું મહાત્મા તારી દષ્ટિ અને વિચારણા અનુપમ.

તને જે માન, સન્માન, યશ, કીર્તિ, ગુરુકૃપા મળે. તેમાં પણ સૌના સંવિભાગ કર, સમુદાયમાં જે ગુણો શીખ્યો છું, તે સંસ્કાર દાન મારા સહવર્તીઓને આભારી છે. આ બધું તેમને ફાળે જાય છે.

તું વિદ્વાન બન્યો. અનેક ગ્રંથોનાં સર્જન કર્યાં પણ લેખક—સાહિત્યકારના પદનો પણ સવિભાગ કર મારા ગુરુદેવે જ્ઞાન આપ્યું, અનેક શાસ્ત્રકારોની રચના જોઈ. ગ્રંથ રચનાની પ્રેરણા મળી. મેં લખ્યું, કોઈએ સુધાર્યું, કોઈએ પ્રતિલિપિ કરી, કોઈએ ભક્તિ કરી મને સહાય કરી. આ બધાનો આભાર. મુક્ત મને કહેજે, માનજે, પ્રસન્ન મને પુનઃ પુનઃ યાદ કરી ઋણ ચુકવજે.

તેં ઉત્કૃષ્ટ વિહાર કર્યા. સર્વોત્તમ ચારિત્રના પાલન કર્યાં. ઘોર તપશ્ચર્યા કરી. ઉત્કૃષ્ટ ચારિત્રી, તપસ્વીના પણ સંવિભાગ કર. પૂર્વ મહાપુરુષોના આલંબને મારા ગુરુદેવના જીવન દ્વારા અજોડ પ્રેરણા-મૂર્તિ દ્વારા તથા સહાયે — હું તો મંદિરની ધ્વજા જેવો પણ સાથે આ બધા પાયાની શીલા સમા છે.

ગુરુકૃપા એ તું શાસન રક્ષક બન્યો. શાસન પ્રભાવક બન્યો, જગત આખું તારા ગીત ગાય, સારા વિશ્વમાં તારો યશ ગવાતો હોય, ત્યારે કહેજે પછી હું તો મારા ગુરુની દોરીસંચાર કઠપૂતળી જેવો શોભાનો રાજા છું. બાકી મારા સહાયકો એટલા છે જેમની નોંધ કરું તો એક ગ્રંથનું સર્જન થાય. આમ સર્વત્ર—સર્વ પ્રસંગે સંવિભાગ કરે તો મોક્ષ મળે.

મનક !

શીઘ્ર મોક્ષ મેળવ અને નિગોદમાં રહેલા એક જીવને બહાર કાઢી તેનો પણ સંવિભાગ કર એ જ આશિષ.

શય્યંભવ સૂ. મ. અમે પણ તમારા સધાર્મિક છીએ.

અમારો પણ હિતશિક્ષામાં વિભાગ કરો એ જ વિનંતિ.



## ૩૩. નિદ્દેસવત્તી પુણ જે ગુરૂણં

વિશ્વનો એક અદ્વિતીય ક્રમ છે. જેને જ્ઞાન પ્રાપ્ત કરવું છે, જેને મહાન બનવું છે, જેને સર્વોત્તમ બનવું છે, તેને ગુરુ જોઈએ, રાહબર જોઈએ. માર્ગદર્શક જોઈએ.

અફાટ સમુદ્રમાં મુસાફરી પ્રારંભી. નૌકા છે, અનુકૂળ પવન છે, મને નૌકા ચલાવતાં આવડે છે, પછી મારે કોની જરૂર? નાવિક ના જોઈએ...એ વાત કોઇ મૂર્ખની .એ વાત કોઇ બુદ્ધૂની. સાચે જેને સમુદ્રને પાર કરવો છે, તે નાવિકના—સુકાનીના પગ પકડીને કહેશે, તમે મારા કર્ણધાર બનો, આપ કશું નહિ બોલતા — હલેસા હું જ મારીશ — આપને તકલીફ નહિ આપું — કાર્ય હું કરીશ, પણ આપ માત્ર દિશા જ બતાવજો. દિશાનો જ નિર્દેશ કરજો.

મને કદાચ અનુભવ હશે — જ્ઞાન હશે, પણ તે શાંત સમુદ્રને પાર કરવાનું. પરંતુ પ્રલયકાળના તાંડવમાં જહાજનું સુકાન સંભાળવાની મારી તાકાત નહિ. નાવિક! તમે હો તો પ્રલયકાળનું તાંડવ નૃત્ય જ ન આવે. કદાચ દિશા ચુકાય, નાવ અટકી જાય તેવું થાય તે પહેલાં જ આપના ચક્ષુના દિવ્ય તાપ જોઉં અને મારી ભૂલ સમજાઈ જાય. કદાચ હું મૂર્ખ આપની આંખને ના સમજી શકું, પણ આપ મારી શરણાગતિ એળે ના જવા દો. મારા વ્હાણને ના ડૂબવા દો આપ મારા તારક અને રક્ષક બનો. આ એક જલપ્રવાસીનો એકરાર છે. દરિયાલાલ ક્યારે રૂઠે તે ન કહેવાય. ભરતી અને ઓટ ક્યારે પરિવર્તન પામે તે હું ન જાણી શકું, પવન કઈ દિશાનો છે તે મને ના ખબર

પડે, સઢનાં સુકાન ક્યારે ખેંચવા ને ક્યારે ઢીલા મૂકવા એ મને ના આવડે. ખારવાનું જોઈ બે હલેસાં મારું એટલે કપ્તાન ના થઈ જવાય.

મારી સમુદ્ર સફર ક્યારે સફળ થાય? સુકાની સુંદર હોય તો? કે હું સુકાનીના નિર્દેશ મુજબ આચરણ કરું તો?

ભૂલ...ભૂલ એકવાર નહિ લાખ વાર

આપમાં મઝધાર હોડીને કિનારે લાવવાની તાકાત હતી, ત્યારે તો સુકાની બન્યા. સુકાની એટલે જ સુંદરતા, સુકાનીના માર્ગદર્શન મુજબ ચાલું તો જ મારી નૈયા સાગરને પાર પહોંચે. સંસાર સમુદ્રને પાર પામવા ચાહતા મુસાફર મનક!

જલસમુદ્રને પાર પામવા મુસાફરને સુકાનીના માર્ગદર્શનની જરૂર પડે તો ભવસમુદ્રને પાર કરવા તને ગુરુની, ગુરુ આજ્ઞાની કેવી અને કેટલી જરૂર પડશે, તે તું વિચાર! ગુરુનિશ્રા અને ગુરુઆજ્ઞા વગર ક્રોધ — માયા — લોભ — ઈર્ષ્યા — અસૂયા — મત્સરની ભંવરીને તુ કેમ પાર કરીશ? ક્રોધ — માન — માયા લોભ બહુરૂપીની માયાજાળ છે.

ક્રોધ પરહિતનું એવું સોહામણું રૂપ લઈને આવશે કે હું ક્યાં ગુસ્સો કરું છું? હું તો સાચી વાત કહું છું. મારે શું છે! હું તો તેમના હિત માટે જ કહું છું. પણ વડીલના નાતે સત્તા જોર જમાવી જશે. મોહક રૂપ પણ દેખાડશે. જો લાલ આંખ કરીશ તો જ બધા સમજી જશે. તને સમજાશે નહિ અને ધીમે ધીમે ગુસ્સો તારામાં ઘર કરી જશે

ગુરુ વગર તારા દિલમાં શાંતિના સામ્રાજ્ય કોણ સ્થાપશે? માનની મેલી વિદ્યામાં ધુરંધરો પણ આવી ગયા. ઘર કરીને રહેલ અભિમાન એવું મનમોહક રૂપ લઈને આવશે કે આપણું માન — સન્માન નહિ, પણ સાધુનાનું અપમાન થવા દેવાય?

ત્રિલોક પૂજ્ય દેવાધિદેવની સાધુતા સદૈવ વંદનીય જ રહી છે. કોની તાકાત છે સાધુ સાધુતાની મસ્તીમાં હોય અને એનું અપમાન કરે?

જાતનાં માન — સન્માન ભૂલવા મથીશ — ત્યાં સમુદાય અને શાસનના સન્માનની વાત અને માન તારા કાનમાં કહેશે, ભાઈ! શાસન કાજે તો કાંઈક કર. તેના માટે કેમ સાંખી લે છે?

ત્રિકાલાબાધિત પ્રભુશાસન અને તેની આરાધના એ કોઈ વ્યક્તિનો દાવો નથી. આર્ય લોહગુપ્ત શાસનની ભાવના કાજે ગયા. ત્રિરાશી-મતની સ્થાપના કરી આવ્યા. લોકોની વાહ વાહ તેમને એવી સ્પર્શી ગઈ કે ગુરુએ કીધું ભાઈ! હવે ભૂલ સુધાર. ભૂલના સુધારી...ગુરુ તજ્યા, શું મેળવ્યું? ભવપતન, જન્મમરણના ચક્ર.

મનક!

સાધુતાની સાધના માટે ગુરુ આજ્ઞાનું અનુસરણ અનિવાર્ય. ત્યાં શા માટે? શું લાભ? શું નુકસાન? આ બધા પ્રશ્નો તારી શરણાગતિને લજવશે. લાલ ઝંડી જુએ. તરત રૂક જા...કેમ? જોવા દે. શું થાય છે? એ પ્રશ્નો કરવા રહે, એ મર્મને સંશોધન કરવામાં સમય બગાડે તો બસ ખેલ ખલાસ.

ગુરુની આજ્ઞા સદૈવ અલંઘનીયા. ત્યાં પ્રશ્ન જ કરવાનો નહિ. ગુરુના ઉપકાર માટે નહિ, પણ તારા ખુદના મોટા ઉપકાર કાજે. ગુરુ ગૌતમ પણ પ્રભુની આજ્ઞા શિરસાવંદ્ય કરે, તો પછી તું કયો શાસ્ત્ર-પારગામી?

શાસ્ત્રજ્ઞાન — વિદ્વતા — બુદ્ધિમત્તા સદૈવ વિનીત બનાવે, નમ્ર બનાવે, આજ્ઞાની શરણાગતિ શીખવાડે. ગુરુ આજ્ઞાનું જે અનુસરણ કરે તેને જ તેની તારકતાના રહસ્ય સમજાય.

લીલીઝંડી થઈ દોડવાનું, કેમ દોડવાનું એ પૂછવાનુ નહિ. રૂક જા માટે લાલઝંડી, આગે કદમ માટે લીલી ઝંડી કેમ? રંગ તો બધાના સમાન છે. મને આ રહસ્ય સમજાવો, પછી અનુસરું. આ પ્રશ્ન કોના? મૂર્ખના. બુદ્ધિમાન કહેશે વિશ્વના અકાટ્ય સિદ્ધાંત સામે

પ્રશ્ન ના હોય, તેને અનુસરવાનું હોય. તેવી રીતે તારક — ઉદ્ધારક ગુરુવચન સામે પ્રશ્ન ન હોય, પ્રશ્ન થાય તો આપણે ભારેકર્મી. ગુરુવચન મુજબ જીવન બને તો સમજવું ભવસમુદ્રના પાર પામવાના દિવસો ગણત્રીના છે.

અનંત ઉત્સર્પિણી, અનંત અવસર્પિણીમાં અનંત ભવ્યાત્મા મોક્ષ પામ્યા છે. પામી રહ્યા છે અને પામશે. પણ સૌનો મુખ્ય સૂર મુખ્ય આરાધના ગુર્વાજ્ઞાની આરાધના.

મનક !

ગુર્વાજ્ઞાનું સતત કવચ ધારણ કરીશ, તો રાગ દ્વેષના સમરાંગણમાં વિજયી બનીશ. મુક્તિ તારાં સન્માન કરવા આતુર છે.

બાલવીર ! ધીર બની ગુર્વાજ્ઞાના પાલન દ્વારા ધન્ય બન. આ છે પૂ. શય્યંભવસૂરિ મહારાજની સામસ્ત મુમુક્ષુને. હાર્દિક હિતશિક્ષા.



# ૩૪. જો ઇન્દ્ર મારાહયઇ સ પુજ્જો

રાજાનો બાળક જન્મ લે ત્યારથી રાજપુત્ર કહેવાય, છતાં તેને સાચા રાજા બનવા શસ્ત્ર, શામ, દામ, દંડ, ભેદ શીખવા જ રહ્યા. રાજનીતિમાં પારંગત બનવું જ જોઈએ.

પક્ષીના બચ્ચાના લોહીમાં આકાશમાં ઊડવાની શક્તિ છે, પણ તેને ઊડવાની ક્રિયા શીખવી જ જોઈએ. તેમ પ્રત્યેક સાધુ મહાવ્રત લીધા ત્યારથી પૂજ્ય છે, પણ સાચે પૂજ્ય બનવા તેને એક અનોખી આગવી અદ્વિતીય આરાધના કરવી જોઈએ.

પ્રયત્ન વગર કોઈ પૂર્ણ ના બની શકે !
આરાધના વગર કોઈ આરાધ્ય ના બની શકે !
ઉપાસના વગર કોઈ ઉપાસ્ય ના બની શકે !
પૂજ્યની પૂજા વગર કોઈ પૂજ્ય ના બની શકે !

જેને પૂજ્ય બનવું હોય તેને પૂજ્યની પૂજાની આરાધના કરવી જ રહી. શિક્ષક બનવું હોય તો અધૂરી શિક્ષા ન ચાલે. પૂર્ણ શિક્ષા લેવી જ રહી.

જેટલો વિષય મહાન હોય તેટલી તેની સાધના કઠિન હોય. આર્ટનો સ્ટુડન્ટ. ( કલાનો વિદ્યાર્થી ) ૫૦ ટકા માર્ક લાવે તો ચાલે. પણ સાયન્સનો સ્ટુડન્ટ ( વિજ્ઞાનનો વિદ્યાર્થી ) ૫૦ ટકા માર્કે પાસ ના ગણાય. હોમ સાયન્સ ( ગૃહવિજ્ઞાન ) નો વિષય લેનાર ૬૦ ટકા

માર્ક પાસ થઈ જાય પણ મેડીકલ અને એંજિનિયરીંગ માટે તેટલા પર્સન્ટ (માર્ક) યોગ્ય ન ગણાય.

વિશ્વની દરેક સત્તા — સ્થાન — મેળવવા કદાચ ૫૦—૬૦ ૭૦—૮૦ ટકા માર્ક ચાલે પણ. .પૂજ્ય બનવા.. આરાધ્ય બનવા કડકમાં કડક પરિણામ ( રીઝલ્ટ ) જોઈએ. આઈ સી. એસ. નો વિદ્યાર્થી એમ ના કહી શકે: તમે અમને જે વિષય કરાવ્યો છે, તેમાંથી પૂછો. આઈ. સી. એસ.ના વિદ્યાર્થીને જે પ્રશ્ન પૂછે તેનો તત્કાળ જવાબ આવડવો જોઈએ. તેમાં ઢીલ પણ ના ચાલે, ઢીલો જવાબ પણ ના ચાલે. તેમ જેને પૂજ્ય બનવું હોય તેનું શિક્ષણ અલગ, તેની તાલીમ અલગ, તેની પરીક્ષા પદ્ધત્તિ અલગ — કારણ પૂજ્યનું સ્થાન અલગ છે. જે સ્થાન પાસે વિશ્વના માધાતાઓ વામણા છે, જ્યાં સંપત્તિના કોઈ મૂલ્ય નથી. .જ્યાં શિક્ષણની કોઈ ગણતરી નથી, જ્યાં ભૌતિક વિદ્યાની કોઈ લાગવગ ચાલતી નથી, જ્યાં મર્મકારની ઉપાસના ચાલતી નથી, જ્યાં અહંકારની કયારેય આભડછેટ લાગતી નથી, ત્યાં પૂજ્યપદ છે. આવા પૂજ્યપદને તારે પ્રાપ્ત કરવું છે? આવા પૂજ્યપદની તને ચાહના છે?

પૂજ્ય બનવાની ચોહના કોને ન હોય ?

મહાન બનવાની અભિલાષા કોને ન હોય ?

સાચી અભિલાપા હશે તો સાચી આરાધના — કપરી સાધના,. કઠોર પરિશ્રમથી તું કંટાળીશ નહિ, ત્યાગીશ નહિ. અધૂરી આરાધનાએ બિસ્તરાપોટલાં બાંધીશ રવાના થઈશ નહિ. એકવાર નહિ, એક લાખવાર વિચાર કરી લે. નિર્ણય કરી લે પછી તને પૂજ્ય બનવાની પ્રક્રિયા સમજાવું.

હા .એ પણ તારી નિત્યનોંધમાં લખી લે. પૂજ્ય બનવાની આરાધના અવશ્ય કઠિન છે, પણ અશકય નથી. પ્રયત્ન સાધ્ય છે, પણ અલ્પ પ્રયત્નથી પ્રાપ્ત થાય તેવી નથી.

રાજમહેલના વિશાળ રાજભવનમાંથી રુદનનો અવાજ આવી રહ્યો છે. કોણ રડી રહ્યું હશે ? કોણ બિચારો ગુન્હેગાર હશે ? કોણ તેની ઉપર જુલ્મ ગુજારતું હશે ? દશ્ય આંખ સામે દેખાય છે, છતાં આંખ અને હૃદય માનવા તૈયાર નથી. રાજપુત્રનું રુદન, કડક સત્તાવાહી સ્વરે કઠોર અનુશાસન કરનાર રાજમાતાને પ્રેક્ષકો વિનંતિ કરી રહ્યા છે. માતા, આપ તો ફૂલથી પણ કોમળ છો અને આ શું ? આ ત્રણ વર્ષના માસૂમ બાલક ઉપર આ ભયંકર અત્યાચાર, ભયંકર તાડના, તર્જના ? તેનાં વસ્ત્ર ક્યાં ? પ્રજાજનો ! વચ્ચે ના આવો, તમે સામાન્ય છો. તમારાં શિક્ષણ, તમારી તાલીમ સામાન્ય હોય. આ મારો બાળક ભાવિનો સમ્રાટ છે. જેને સમ્રાટ બનવું હોય તેના માટે શિસ્ત — કડક અનુશાસનનું પાલન જરૂરી છે. જો કડક અનુશાસન દ્વારા ઘડતર નહિ થાય, તો સારા દેશની જવાબદારી તે કેવી રીતે ઉઠાવી શકશે ? તમને તેનું વર્તમાન દેખાય છે. મને ભાવિ દેખાય છે. તમારી દષ્ટિએ તે બાળક છે, મારી દૃષ્ટિએ સમ્રાટ છે, તેથી હું તેનું ઘડતર તે રીતે કરું છું. એક સમ્રાટની માતા કડક અનુશાસન કરી શકે અને જેને સમ્રાટ બનવું છે તે કડક અનુશાસન સહી શકે

**મહા મુનિ મનક !**

તારે પૂજ્ય બનવાનું છે, તો પૂજ્ય બનવાની તાલીમ લેવી પડશે. સમ્રાટની માતા કડક કાયદો કરી શકે તો પૂજ્યનો પિતા પ્રેરક પાઠ ના ભણાવી શકે ?

**મહાત્મા !**

મારે પૂજ્યની પૂજા કરવી છે. મને દર્શાવો પૂજ્યપૂજાની પદ્ધત્તિ.. જરૂર હું સ્વીકારીશ. અને પૂજ્યની કૃપાનો પાત્ર બનીશ. સાંભળ ! આજ્ઞાનું પાલન રાજ્યકુળમાં, પણ. મુનિકુળમાં તો ગુરુના અભિપ્રાયને,. ઈચ્છાને, અણસારને અનુસરવાનું જ નહિ, પણ તેની આરોધના કરવાની. આરાધના આરાધ્યની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી ચાલું રાખવાની. મુનિની આરાધના ક્યાં સુધી ચાલે ? દેહ બદલાય, ભવ બદલાય,

પાત્ર બદલાય, પણ કેવળજ્ઞાન ન મળે ત્યાં સુધી અખંડ આરાધના ચાલુ રાખવાની. આરાધના ફક્ત ગુરુના નામમંત્રની જ નહિ કરવાની, આરાધના ફક્ત ગુરુની મૂર્તિની જ નહિ કરવાની, આરાધના ફક્ત ગુરુના દેહની જ નહિ કરવાની, આરાધના ફક્ત ગુરુની આજ્ઞાની જ નહિ કરવાની, આવું તો ઘણા કરે. તારે પૂજ્ય બનવું છે. તારે પૂજ્યના અભિપ્રાયની આરાધના કરવાની ઇચ્છાની આરાધના કરવાની.

મને ખબર છે તારા મનના અટપટા પ્રશ્નની. તું શાસ્ત્રના ઓથે દલીલ કરવાનો. હું તો મારા ગુરુના અભિપ્રાયની આરાધના કરવા તત્પર છું, પણ શું કરું? છદ્મસ્થ છું. કેવળજ્ઞાની નથી. કેવી રીતે મનના ભાવને જાણું? ગુરુના ભાવને સમજું તો આરાધના કરું ને?

આ વક્તા છોડ. કોઈ તને કંઈ કહે છે ત્યારે તો સ્પષ્ટ બોલે છે. તમારી વાણી જુદી છે. તમારું મન જુદું છે. તમારું વચન ભલે સારું કહે, પણ તમારી આંખમાં પ્રેમ દેખાતો નથી. વચન મીઠું છે, પણ વચનમાં સંભ્રમ દેખાતો નથી. તમે મુખેથી મીઠું બોલો છો, પણ તમારા મુખ ઉપર હાસ્ય દેખાતું નથી. તમે મારી સાથે વાત કરો છો, પણ તમારી દૃષ્ટિ વારંવાર ભૂમિ ઉપર જાય છે. એટલે કંટાળો આવે છે. વચનોથી સ્વાગત કરો છો, મારા સન્માનમાં બધી યોગ્ય સામગ્રીનો ઉપયોગ કરો છો, પણ તમને બગાસાં આવે છે, તેથી તમને આનંદ નથી.

સમસ્ત સંસારને સમજવા માટે તુ માનસશાસ્ત્રનો વેત્તા છે. જ્યાં જાય છે, ત્યાં શબ્દથી ભોળવાતો નથી, પણ જાસૂસવૃત્તિ કરી સૌના મનનો તાગ મેળવે છે. તો ભલા સાધક! છદ્મસ્થ છું, અજ્ઞાની છું, હું શું જાણું આવી વક્રતા છોડી દે. તારી પાસે માનવના મનને જાણવાની શકિત છે.

કદાચ માનવભાષાદ્વારા પોતાનો અભિપ્રાય ગુપ્ત રાખી શકે છે, પણ આકાર – ઈંગિત – નેત્ર મુખ હાથ ભાવવડે તેનો અભિપ્રાય પ્રગટ થઈ જ જાય છે.

જો તારે ગુરુના અભિપ્રાયની આરાધના કરવી જ હોય, તો તેઓની છાયા બનીને રહેજે. તારા હૈયાની શુભ ભાવનાથી તું ગુરુના હાવ-ભાવ — આકાર — ચેષ્ટા સમજી શકીશ અને તે દ્વારા તું તારા હૃદયમાં રહેલ અભિપ્રાયને સમજીશ. અભિપ્રાયની આરાધનાથી જ ગુરુની સેવા-ભક્તિ કરી શકીશ.

કારણ...તું એક મહાત્માનો સેવક છે. જ્ઞાની અને ત્યાગીનો સેવક છે. મહાત્મા જ્ઞાન અને ધ્યાનમાં રત રહેશે. તેથી પાણીની જરૂર હશે, ભોજનની જરૂર હશે, તો પણ બોલશે. પુસ્તક લાવો, કમલ લાવો, આરામ કરવો હશે તો પણ બોલશે. પાઠ લેવો છે ને? પણ તારે આજ્ઞાનું નહિ. અભિપ્રાયનું આરાધન કરવાનું છે. એટલે સમજવાનું મુખ સુકાય છે, તેથી પાણીની જરૂર છે. પગ લાંબા થઈ ગયા છે એટલે આરામની જરૂર છે.

શબ્દના સેવક બન્યા વગર ગુરુના અભિપ્રાયનો જે આરાધક બને છે તે સાચે પૂજ્ય બને છે.

મનક!

મહાત્મા બન્યો, પરમાત્મા બનવા ગુરુના અભિપ્રાયની આરાધના કર અને સફળ બન.

ગુરુદેવ!

મનક તો છ મહિનામાં કલ્યાણ કરવા આપના અભિપ્રાયને સમજ્યા તો જ દીક્ષિત બન્યા. અને શિક્ષિત બન્યા. હવે આશિષ તો અમને આપો. અમે પૂજ્યોના અભિપ્રાયની આરાધના કરીએ. આપ તો કૃપાળુ છો. એક વરદાન આપો ને. પૂજ્યોના અભિપ્રાયના આરાધક બનવાનું!

સાચું કહું છું, પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. બીજું કંઈ પણ નહિ માગું.

બસ. આપના વરદાનની આશાએ વિરમું છું.

❋

# ૩૫. એકોઉહલ્લે સયા સ પુજ્જો

ખેડૂત વરસાદ પરથી ધાન્યની ઉત્પત્તિનો નિર્ણય કરી લે. ખેતરમાં પાક આવ્યા પછી તેને હાયવોય કે હર્ષ ના થાય, કારણ પાક કેવો આવશે તે તેણે જાણી લીધેલ. ઉદ્યમાત તો વેપારીને થાય, ખેડૂતને નહિ.

સંસ્કારી માતા બાલક ગર્ભમાં આવ્યો અને શું સ્વપ્ન આવ્યું તેના પરથી ભાવિનો નિર્ણય કરે. જન્મ બાદ મુખ જોઈને તો લોકો નિર્ણય કરે...મા નહિ. 'મા' તો સ્વપ્નની સાકારતા દેખે.

સાધક મનક ! તેં પ્રભુશાસનનું જ્ઞાન મેળવ્યું. જીવ અને અજીવના ભેદ જાણ્યા, પાપ અને પુણ્યના ઉદય સમજ્યો ? આશ્રવક્રિયાને સંવર-ક્રિયાથા સ્વરૂપને સમજ્યો ? કર્મબંધનનાં કારણો અને આત્માના મોક્ષનો ઉપાય સમજ્યો ? ક્રોધમાનના રૌદ્રરૂપો વિચાર્યા વિષય અને વાસનાના કારણે આત્માની થતી અધોગતિ જોઈ. સત્તા અને અધિકારનાં તોફાનો જોયાં...એકાન્તવાદ અને અનેકાંતવાદનાં રહસ્યો મેળવ્યાં .સુદેવ-સુગુરુ સુધર્મના સ્વરૂપને સમજ્યો. કુદેવ કુગુરુ-કુધર્મનના સ્વરૂપને વિચાર્યા. સત્ સમાગમ અને દુર્જનના પરિચયને સમજ્યો, દેહપિપાસુ અને જ્ઞાનપિપાસુના ભેદને સમજ્યો. પત્નીભક્ત અને પિતૃભક્તની-પ્રવૃત્તિને સમજ્યો. અહંવાદ અને આત્મવાદને સમજ્યો.

જિનેશ્વરભગવંતે ફરમાવેલ ચારે અનુયોગમાં નિષ્ણાત બન્યો. ચારે અનુયોગમાં દુનિયાનો એવો કયો પદાર્થ છે ? કયો એવો ભાવ છે, કયું એવું પાત્ર છે કે જેનાં વર્ણનો તને જાણવા ન મળ્યાં હોય. જગતની કોઈ વ્યક્તિ, કોઈ પદાર્થ, કોઈ ભાવ, કોઈ વિદ્યા. કોઈ મંત્ર, કોઈ ચમત્કાર એવો છે કે તને આકર્ષી શકે ? તારી આરાધના સાધના-માંથી તારા સ્વાધ્યાયમાંથી તને બહાર લઈ જઈ શકે ! નાટક તને ખુશ ના

કરી શકે ? કોઈ બુદ્ધિમાનને ખુદની મશ્કરી પસંદ આવે ? નાટક તારા જ જન્માંતરમાં મોહને આધીન બની કરેલાં ભાવોનું હૂબહૂ વર્ણન છે. નાટક જોતાં તું લાજી મરે ? તો સાધુ નાટક કરે એ સ્વપ્નમા પણ ક્યાંથી બને ? આંખ ચઢાવવી ..મુખ મચકોડવું. ચાળા પાડવા...નકલ કરવી...આ બધાં કુતૂહલવૃત્તિનાં તોફાન છે, તેથી તેવું કરવામા કોઈ ભલીવાર નથી, તેવું જોવામાં કશો લાભ નથી.

સાચા સાધુ અકુતૂહલી હોય છે. સાધુને કુતૂહલ આકર્ષે નહિ... સાધુ કુતૂહલ કરે નહિ.

કુતૂહલ જોવાની ઈચ્છા આત્માર્થીમાં થાય નહિ.

કુતૂહલ જોવાની ઈચ્છા જ્ઞાનાર્થીમાં થાય નહિ.

કુતૂહલ એટલે લોકોને ખેંચવાની એક પ્રક્રિયા સત્યને આકર્ષવા ના પડે. જૂઠને સૌને નિમંત્રવા પડે.

ફૂલે ક્યારે પણ કહ્યું છે, મારી સુગંધ લેવા આવો, મારું સૌંદર્ય જોવા આવો. ફૂલ તો કહે છે, આંખ છે તેને મારું સૌદર્ય દેખાઈ જશે. નાક છે તેને મારી સુવાસ બોલાવી લાવશે.

સાધનાનો કપરો માર્ગ સ્વીકાર્યા બાદ જગતતત્ત્વને સમજ્યા બાદ કુતૂહલ કેમ પેદા થાય ? કુતૂહલનું કરતૂત જાણ્યા બાદ તેના આકર્ષણ કેમ થાય ! જગતનો ક્યો એવો ભાવ છે જે ઉત્સુકતા પેદા કરી શકે કુતૂહલ અજ્ઞાની અને મોહીને થાય. જ્ઞાનીને જિજ્ઞાસા થાય, રહસ્ય મેળવવાની જિજ્ઞાસા થાય, તે પણ સ્વ અને પરની એકાંતે હિતકર હોય તેવી વાત માટે જ.

**મનક !** તું જ્ઞાનનો પિપાસુ, જાણે — અજાણે કંઈક જાણી લેવાની, કંઈક જોવાની — કંઈક ચમત્કાર સર્જવાની, કોઇક હાસ્ય પ્રયોગની, કોઈ જાદુ કરવાની કોઈ ખેલ કરવાની ઈચ્છા જાગી, તો સમજી લે જે. તારો આત્મસ્વભાવ પરાજયના પલ્લામાં બેસી રહ્યો છે. તારું જ્ઞાન

જોખમમાં છે. તારું અજ્ઞાન – તારા પર આકર્ષણ...મોહની વિદ્યા જમાવી રહ્યું છે. તેથી જ કહું છું. અકુતૂહલી બને છે તે જગત્ પૂજ્ય બને છે. તું તીર્થંકર પરમાત્માનો સેવક અને કુતૂહલવૃત્તિ તારામાં પેદા થાય ? ચારિત્રરાજના — મહેલમાં મોહની ગુંડાગીરી. સાવધ બની જા... મોહ તારા રાજ્યમાં પ્રવેશ કરી ખેદાન મેદાન કરે, તે પહેલાં તારા જ્ઞાનદુર્ગને મજબૂત કરી લે.

આજે પણ કેટલાય શાસ્ત્રીય સંગીતકારો કહે છે. અમારે ત્યાં ત્રણ ત્રણ પેઢીથી સંગીતની સાધના થઈ રહી છે અને તાલ – લય મૂર્છનામાં એવા લીન બની જઈએ છીએ, તેમાં અમે જાત અને દુનિયાને ભૂલી જઈએ છીએ...અમારાં બાળકો એમ. એ. બી. એ. ઈજનેર છે, પણ તેમણે ફિલ્મ જોઈ નથી. નોવેલ વાંચી નથી. એમ નહિ તેઓને મન થતું નથી. કહે છે સત્ય છોડીને અસત્યને ક્યાં જોઈએ !

આઈન્સ્ટાઈનને પૂછજો, તમે કેટલા ખેલ નાટક સર્કસ જોયેલાં ? જવાબ શું આવશે હા કે ના ? આઈન્સ્ટાઈન કહે કદાચ મને તમે ત્યાં લઈ ગયા હો તો મારું શરીર ત્યાં હોય, પણ મારું મન તો મારી વિચારણામાં જ હોય.

જે તત્ત્વજ્ઞાનનો વિદ્યાર્થી છે, કે જે જિનના ભક્ત છે, જે સુગુરુનો વિનીત શિષ્ય છે, જે સાધુ જિતેન્દ્રિય છે, તો તેનામાં કુતૂહલતા પેદા કેમ થાય ? કુતૂહલ એટલે ઉદ્દેશ્ય વિનાની ઉત્સુકતા સ્વને ભૂલાવે છે. સ્વ ભૂલાય છે, એટલે મોહને છૂટો દોર મળે છે, મોહનું તોફાન શરૂ થયું એટલે ઈન્દ્રિયો તેની અનુચરી દાસી બની જશે. બેકાબૂ ઇંદ્રિયો વિષયમાં વિવશ બનશે. વિષય કષાયને નોંતરશે ..અંતે સાધકનો વિજય હારમાં પલટાઈ જાય છે.

સાધકને જ્યાં વિષમભાવ દેખાય ત્યાં કરુણા પેદા થાય, સાધકને જ્યાં ઉન્નત ભાવ દેખાય ત્યાં પુણ્યનો પ્રભાવ ખ્યાલમાં આવે. સાધુને

તો ખુદને મળતાં સંયોગો કે વિયોગોમાં પણ હરખ — ઘેલાકે બેબાકળા બનવાનું નથી, તો વિશ્વના ભાવો જોઈને શું થાય? કંઈ જ નહિ.

मन्यते जगत् तत्त्वं इति मुनि પૂ. ઉપાધ્યાય યશોવિજય મહારાજે આ સૂત્ર દ્વારા સાધુ સ્વભાવનું મનોહર વર્ણન કરી દીધું છે. જગત તત્ત્વનું મનન ચિંતન કરે તે મુનિ .

જગતૂ તત્ત્વોને જોવા દોડ ભાગ કરે ..કૂદાકૂદ કરે — ઊંચો નીચો થઈ જાય તે મુનિ નહીં...

એક વિચારક કહે 'છે જે જોઈને સાચું માને તે પશુ .જે વિચારીને સાચું માને તે મનુષ્ય. પશુ પાસે ફકત જોવાની શકિત છે — માનવ પાસે વિચારવાની શકિત છે — વિચાર જેવી અદ્‌ભુત શક્તિના સ્વામિને આમ કુતૂહલ નાટક ખેલકૂદમાં સમય બગાડવો પાલવે !

પ્રભુના તત્ત્વ જ્ઞાન દ્વારા બધું સમજી ગયો છે — દેવ અને નારક નહિ, પણ ચૌદ રાજલોક મારી મનોસૃષ્ટિ સામે છે. છ દ્રવ્યના ગુણો અને અનંત અનંત પર્યાયો જાણ્યા છે. પ્રભુના શાસનમા ચેતન વિજ્ઞાન અને જડવિજ્ઞાનમાં મને એવી રસવૃત્તિ પેદા થઈ છે. આ દુનિયામાં કંઇ જોવા જેવું લાગતું નથી.

મનક ! અકુતૂહલી આરાધક બને છે. આરાધના 'દ્વારા સદા પૂજ્ય બને. હું તને અકુતૂહલી બનવા દ્વારા પૂર્ણતાની કેવલજ્ઞાની બનવાના આશિષ આપું છું આત્મસ્વભાવના પ્રગટીકરણના આશિષ આપું છું.

આ છે હિતસ્વી પૂ. શય્યંભવસૂરિ મહારાજની હાર્દિક ભાવના.

પ્રભો ? મોહ અમને સતાવી જાય છે. કોઈવાર મારી પણ જાય છે — અને કોઈવાર ..વિજયી પણ બની અમને કરાવી પાણ જાય છે. આગમના અભ્યાસની અદ્‌ભુત જિજ્ઞાસા પેદા થાય તેવા આશિષ આશિષ આપો. નહિતર અમારી કુતૂહલવૃત્તિ શાંત થશે નહિ — મનકને વિજયી બનાવ્યા ..અમને તેમના સદ્‌ભાગી બનાવો એજ વિનંતિ...



# ૩૬. ગેણ્હાહિ સાહૂ ગુણ મુંચ અસાહૂ

વ્યાખ્યાનકારોને પ્રવચનકારોને પૂછી આવજો. તમે સફળ વક્તા કેવી રીતે બની શકયા છો ? લેખકોને ગ્રંથકારોને પૂછી આવજો. તમે સફળ સાહિત્યકાર કેવી રીતે બની શકયા છો ?

બધાનો એક જ જવાબ "અલ્પ અક્ષરોમાં સારગ્રાહી કહેતાં લખતાં આવડ્યું તો."

કલાકો સુધી સાંભળવાની કોઈને ફુરસદ નથી. અને કદાચ શરમના માર્યા સાંભળે તો સમય ક્યાંથી લાવે? short and sweet નો જમાનો છે. જમાનાની વાત દૂર રાખો. આયુષ્ય અલ્પ, સત્સમાગમ અલ્પ, બુદ્ધિ અલ્પ, સ્મૃતિ અલ્પ, વધુ સાંભળે વધુ વાચે તો પરિણામે કશું યાદ ન રહે. અવસર્પિણી કાળના માનવની આ વ્યથા છે.

પૂ. શય્યભવસૂરિ મહારાજ જાણના હતા. બાલમુનિ મનકનું ફક્ત છ મહિનાનું આયુષ્ય છે. છ મહિનામાં અનાદિ કર્મના સંસ્કાર ભૂસવાના. છ મહિનામાં સાદિ અનંત ભાવોના સોણલાં પેદાં કરવાનાં. સાધુપુત્ર, પણ શરીર તો બાલકનું. એની કોમળ બુદ્ધિમા સમજાય અને પ્રતિક્ષણ જિનવચનનો ઘંટ રણક્યા કરે તેવું જ્ઞાન આપવું જોઈએ.

પૂ. શય્યંભવસૂરિ મહારાજના હૈયામાં એકાંત હિતભાવના છે, તેથી તો આગમશાસ્ત્રનાં દોહન દશવૈકાલિક સૂત્રમાં ઉતાર્યાં. દશવૈકાલિકનું દોહન નવમું અધ્યયન છે. નવમા અધ્યયનનું દોહન અગિયારમી ગાથા છે. અને અગીયારમી ગાથાનું દોહન અગિયાર અક્ષરોમાં છે. બે વાક્યો છે કેવાં મનોહર ! શબ્દો વાંચતાં હૈયામાં સોંસરા ઊતરી જાય તેવાં.

બેટા !

તને સર્વશાસ્ત્ર ભણાવું? સૂત્ર અર્થનો પારગામી બનાવું, પણ આગમ અપાર છે અને તારું આયુષ્ય અલ્પ છે. થોડામાં ઘણું કહી દઉં.

જો ઓઘા મુહપત્તિ લેવા માત્રથી સાધુતા આવતી, તો પરમાત્માએ ના ફરમાવ્યું હોત કે મહાનુભાવ! મેરૂપર્વત જેટલા ઓઘા મુહપત્તિ લીધા, પણ તેના દ્વારા તારા દેહ સાધુ બન્યો. હવે મનને સાધુ બનાવ. આત્માને તારી સામે સારું દશવૈકાલિક સૂત્ર રાખી દીધું. હવે ફક્ત એટલું જ કહું છું.

ગેણ્હાહિ સાહૂ ગુણ મુંચ અસાહૂ.

સાધુ યોગ્ય ગુણ ગ્રહણ કર. અસાધુ યોગ્ય દુર્ગુણ છોડ. છોડવાની અને લેવાની બે ક્રિયા સાથે જ કરવી પડશે.

ગંદું પાણી ઘડામાંથી ફેંકે નહિ તે જુદી વાત, પણ તેમાં જ ચોખ્ખા પાણીને સાથે રાખવાથી શું ફાયદો...ગંદું પાણી ફેંકી દે અને ખાલી ઘડો રાખે તો પણ શું ફાયદો ?

રાજા બને અને અન્યાયીને દેશપાર ન કરે તો ચાલે ?

રાજા બને અને પ્રમાણિકને પ્રોત્સાહન ના આપે તો ચાલે ?

મનક! તું તારા આત્મસ્વભાવનો રાજા બન્યો છે. આધ્યાત્મિક ભાવ તારો મંત્રી છે. છજ્ઞલોક તારો દેશ છે. નિત્ય ક્રિયા — તપ — જપ સ્વાધ્યાય તારી ચતુરંગી સેના છે. ચિત્ત પ્રસન્નતા તારી નગરી છે. હવે તારે કોને તારું નાગરિકપદ આપવું છે? ક્યા અડ્ડો જમાવી બેઠેલા દેશદ્રોહીના નાગરિકત્વના પરવાના રદ કરવાના છે? વિચાર.. કોઈના કહે ના ચાલતો, કોઈની સલાહ ના સ્વીકારતો...

દુનિયામાં કરોડો દવા હોય અને કરોડો મંત્ર હોય, પણ પોતાને યોગ્ય શું? એ તો ખુદે જ વિચારવું રહ્યું. હું તો તને પુનઃ પુન. બે જ વાક્ય કહું છું.

સાધુ યોગ્ય ગુણ તને જે જે લાગે તે ગ્રહણ કર.

અસાધુ યોગ્ય અવગુણ તને જે જે લાગે તે છોડી દે. શેકની સલાહ 'પણ ઝાંપા સુધી સ્વીકારવાની. પછી ખુદે વિચારવાનું.'

ગુરુ તો અજ્ઞાનનાશક — મહાઔષધિ તુલ્ય જ્ઞાન આપશે — પણ જો તને જ્ઞાનથી પણ અભિમાન આવતું હોય તો છોડ. અને ભલે જેને દુનિયા કામ કહે છે, તે કરતાં તને એમ લાગતું હોય કે હું તરી રહ્યો છું તો તું ભક્તિ સ્વીકાર...

ધોમ ધખતા તડકામાં ગૌચરી જતાં વિચાર આવે. શાલિભદ્રજીએ તપ્તશિલાપર અણસણ કરેલ. હું ક્યાં તેવું અણસણ કરવાનો સૌભાગી? પણ તેઓના ભાવનો સ્પર્શ થાય તે માટે આનંદથી ગૌચરી જાઉં અને પરિષહની મોજ ઉડાઉં !

જ્યોતિષ વગેરે રહસ્યમય શાસ્ત્રો પચાવી શકે તો જ સ્વીકાર અને તેના રહસ્ય ન પચાવી શકે. આગાહી કરવાનું દિલ થાય, ભક્તોનું ટોળું ભેગું કરવાનું મન થાય, તો એ શાસ્ત્રો તારા માટે પાપશાસ્ત્ર સમજી દૂરથી નવગજના નમસ્કાર કરી દેજે.

પ્રભુ શાસનના તપત્યાગ દ્વારા તારા આત્મામાં અપૂર્વ લબ્ધિઓ — અચિંત્ય શક્તિ પેદા થશે, પણ દિલના એક ખૂણામાંથી પણ જવાબ આવે મારામાં સ્વાર્થ છે. વાહવાહની ભાવના છે. ક્રોધ પર કાબૂ નથી આવ્યો તો શાસનદેવ પાસે શાપ અને વરદાન સાથે જ માંગજે. શાસનદેવ, તમે પ્રસન્ન હો તો મારા વચનમાં નિષ્ફળતા આપો. તમે પ્રસન્ન બનો અને આંતરિક આરાધનાનું વરદાન આપો.

પ્રભુનો ત્યાગધર્મ, તેની વ્યવસ્થા, તેના નીતિનિયમો કોઈ અલગ છે. રાજા મહારાજાઓ ચક્રવર્તીને જે માન — સન્માન ન મળે તે તને મળશે, પણ જો વિચાર આવે તો મને નમે છે, મને પૂજે છે. મારા કેટકેટલાં સન્માન થઈ રહ્યાં છે. આ વિચાર આવે તે પહેલાં પવિત્ર

ભાવોના પવિત્ર આશયની ક્રિયાથી તું દૂર જતો રહેજે ..કહી દેજે...ઘી આરોગ્ય આપે, પણ હું ભયંકર બીમાર છું. મને ઘી વિષ બને. તેમ વંદન સુખશાતાની ક્રિયા ભાવ સાધુતામાં પ્રેરક, પણ મને પાપીને અહં પેદા કરે છે. મને જવા દો.

જે વિચારથી ..જે આશયથી — જે વચનથી, જે વાતથી, જે પ્રવૃત્તિથી — જે આચરણથી — તારું ભાવ સાધુ જીવન મલિન થતું હોય. તે સર્વ દૂરથી જ છોડી દે, છોડતાં ક્ષણનો પણ વિલંબ કરતો નહિ.

ભાઈ !

શરીર ગમે તેટલું સુંદર હોય. પંચેન્દ્રિય પૂર્ણ હોય તો પણ સંસારી લોકો તેને જેમ આભૂષણથી શણગારે છે, તેમ હે મહાત્મા ! તારા મહાવ્રત નવકોટિ શુદ્ધિ, અખંડ, અપૂર્વ અધ્યવસાય યુક્ત હોય તો પણ ઉત્તર ગુણો રૂપ આભૂષણથી સંયમદેહની શોભા વધારજે. પ્રભુનું ચારિત્ર સ્વીકાર્યું તે જિનરાગે રંગાઈને જિન ભક્તિથી પ્રેરાઈને પણ પ્રતિદિન ખ્યાલ કરજે. મારા સમકિતને શોભાવનારા લિંગલક્ષણ કેવા છે? પાંચભૂષણથી હું શોભું છું. ? શ્રદ્ધા નિર્મળ કરનાર તીર્થ સ્થળોની ચરણરજ શિરપર ચઢાવજે શ્રદ્ધાપૂત મહાત્માનો સદૈવ સંગ કરજે. સ્વમતના સ્થિરીકરણ પરમતના પરિહરણ કાજે સમ્મતિ — તર્ક જેવા અલૌકિક ગ્રંથને આત્મસાત કરજે તારી શ્રદ્ધા મેરુપર્વત શી અડોલ થશે.

સાધુ છું, પંચ પ્રતિક્રમણ આવશ્યક ક્રિયા વ્યાખ્યાન વગેરે આવડે છે, પણ તેટલાથી આત્મગુણ ના પ્રગટે. આત્મગુણ પ્રાપ્ત કરવા જ્ઞાનના આઠ આચારના પાલન પૂર્વક પ્રતિદિન પાંચ પ્રકારનો સ્વાધ્યાય સતત દ્રવ્યાનુયોગનું ચિંતન જોઈએ. દ્રવ્યાનુયોગના ચિંતનમાં સમસ્ત વિશ્વના વૈષયિક ભાવોને ફક્ત પદાર્થ વિજ્ઞાન રૂપે જોવાની શક્તિ મળશે દુનિયાનો કોઈ ભાવ તારી સાધનામાં વિક્ષેપ નહિ પાડે. પુદ્ગલ સ્વરૂપનું પૂર્ણ જ્ઞાન આત્મ સ્વરૂપમાં અભિરુચિ પ્રગટાવશે.

અભિનવ જ્ઞાનની આરાધના જોઈએ. શાસ્ત્રનો અભ્યાસ પૂર્વાચાર્યોની તીક્ષ્ણ બુદ્ધિ કુશળતા જોઈ તેમનો ચરણોપાસક બની જઈશ. નમ્રતાથી તારું જીવન મઘમઘી ઊઠશે. મુનિ છે. ચરણસિત્તરી, કરણ સિત્તરીનું પાલન કરીશ, પણ પ્રભુના ચરણકરણાનુયોગ વિશુદ્ધ વીતરાગ ચારિત્ર તરફ ખેંચશે. સરણ ચારિત્રમાં છીએ, પણ ચાહક વીતરાગ ચારિત્રના છીએ, જેમાં કષાય મોહનીય કે નોકષાય મોહનીયના જરા પણ તોફાન ન હોય. ધર્મધ્યાનમાં છે, પણ શુકલ ધ્યાન માટે આતુર બની જા.

અલ્પ કષાય હોય, પણ જીવનમાં ભાવ રાખ. હું અનંત ચારિત્રનો માલિક, સ્વભાવમાં રમણતા એ મારો ગુણ. તે પ્રાપ્ત કરવા તત્પર બનું...વધું શું કહું ?

જે વિચાર...જે આશય...જે વચન...જે શાસ્ત્ર...જે પ્રવૃત્તિ...જે વર્તનથી તારા ગુણો વિકસે તે મેળવ.

**મુમુક્ષુ !**

મારે તો એટલું જ કહેવું છે. ગુણથી સાધુ, અવગુણથી અસાધુ, તો સાધુ યોગ્ય ગુણ ગ્રહણ કર. અસાધુ યોગ્ય દુર્ગુણ દૂર છોડ. પૂ. શય્યંભવસૂરિ મહારાજ આપના હિતોપદેશે મહાત્મા મનકને સાધુ નહિ, મહાસાધુ યોગ્ય બનાવ્યા: હવે અમે છીએ આપના ચરણોપાસક, બનાવો આપના કૃપાના પાત્ર, આપ સાધુ ગુણના જાદુગર છો. અમારા પર પણ ગુણનાં જાદુ કરો, અમે પણ આપના જ છીએ. સ્વીકારો આપના ચરણે.



# ૩૭. પેહેઈ હિયાણુસાસણં



મોક્ષાભિલાષી ?

મોક્ષની અભિલાષા પૂર્ણ કરવા જિનોપદેશિત માર્ગે નક્કર પ્રગતિ કરવી પડશે. આ શાસનમાં શિષ્ય થયા વગર ક્યારે પણ પ્રવેશ મળતો નથી. જે શિષ્ય બને છે તે જ જિન — શાસનના રાજમહેલમાં પ્રવેશ કરી શકે છે. કદાચ કોઈ પાછલા બારણેથી — એટલે પુણ્યના જોરે શિષ્ય બન્યા વગર ઘુસી જાય છે, તો તેની તરત ધરપકડ થાય છે. શાસ્ત્રના પરવાના તેને મલી શકતા નથી.

શિષ્ય એટલે શું? માત્ર હાથ જોડીને બેસે તે? નીચે બેસે તે માથું નમાવીને બેસે તે? મુખથી હાજી હાજી બોલે તો? ..ના ..ના. એ તો બધા નોકરનાં પણ લક્ષણો હોય. શિષ્યત્વ આટલું સહેલું નથી, આટલું હલકું નથી ..

"હિતશિક્ષાને ઈચ્છે તે શિષ્ય..." પેહેઈ હિયાણુસાસણં "

ટોળા માટે કોઈ નિયમ, કોઈ સિદ્ધાંત, કોઈ આચાર કે પ્રણાલી ના હોય, પણ શિષ્ય માટે, સમુદાય માટે તો સુયોગ્ય નિયમો, અનુપમ સિદ્ધિઓ. અદ્વિતીય આચાર પ્રણાલી હોય.

"આપણાથી કડક નિયમો ના પળાય, આપણાથી બંધન સહન ના થાય" આ વિચારો જેના હોય તેને કહી દેવું ભાઈ, સાધુ બનવાની આ જન્મમાં વાત કરતો નહિ, પણ હજી તો સર્કસ કે મ્યુઝીયમમાં રહી શકે તેવો પશુ પણ નથી. જંગલમાં જીવી શકે તેવો રાની

પશુ છે. મ્યુઝિયમમાં કે સર્કસમાં રહેવા માટે પશુને પણ કડક શિક્ષા સહવી જરૂરી છે, તો શિષ્ય બનવા અનુશાસન કેટલું જરૂરી હોય તે તું વિચાર.

"ગુરુ તેનું નામ જે શિષ્યને ઊર્ધ્વીકરણની અનુપમ પ્રક્રિયા દર્શાવે."

શિષ્ય તેનું નામ જે હિતના અનુશાસનને ઈચ્છે, ચાહે, અભિલાષા કરે, પ્રાર્થના કરે.

હિતની ઈચ્છા એટલે ગુરુએ પોતાને સારી વાત કીધી હોય તે સ્વીકારી લેવી.

હિતની ચાહના એટલે ગુરુએ કોઈને પણ હિતથી વાત સમજાવી હોય, તે સાંભળીને સ્વીકારી લેવી.

હિતની અભિલાષા એટલે જાગતાં, બેસતાં, ઊઠતાં ક્યાંય કોઈની પાસે કોઈને પણ ગુરુએ જે હિતની વાત કરી હોય, તે સાંભળવાની સતત ઈચ્છા રહે અને મને જ હુકમ કર્યો છે, તેમ માની શિરસાવંદ્ય કરે. હિતની પ્રાર્થના એટલે ગુરુદેવ તથા સહવર્તીઓને વારંવાર લળી લળીને કરગરીને કહે, "હું અજ્ઞાની છું. હું મૂર્ખ છું. હિતશિક્ષાનો ઈચ્છુક છું, મને વારંવાર કહેજો, મારી જરા પણ ઉપેક્ષા ન કરતા. મારી ગેરહાજરીમાં તમને પણ ગુરુ મહારાજે જે હિતશિક્ષા કહી તે સંભળાવજો. ગુરુની આજ્ઞાને, હિતભાવનાને હું પણ સાભળી, સ્વીકારી, આચરીને ધન્ય બનીશ.

મારા ગુરુના પ્રત્યેક આદેશો મારા સંપૂર્ણ હિત કરનાર — ગુરુની વાણીમાં ગુસ્સો આવે — ગુરુની આંખ લાલ બને, પણ તેમના હૈયામાંથી મારા હિત માટે સતત અમૃતસ્રોત વહેતા જ હોય.

ગુરુનો પ્રત્યેક આદેશ — ચાહે એ કડકથી કહેલ હોય કે ઠંડકથી કહેલ હોય, પણ મારું હિત કરનાર જ.

ગુરુએ આંખમાં આંસુ સાથે વાંસો પંપાળતાં કહેલ વચન પણ

હિત કરનાર અને સત્તાનો વીંઝણો વીંઝતા અમલદારની જેમ આંખમાંથી આગ વરસાવતા, બરાડો પાડીને પીઠ ઉપર કોરડો મારીને કહેલ કઠોર આજ્ઞા પણ મારું એકાંત હિત કરનારી.

આમ હિતના અનુશાસનને સ્વીકારું તો જ મારું શિષ્યત્વ સોળે કળાએ ખીલી ઊઠે. ગુરુના અનુકૂળ અનુશાસનમાં પ્રસન્ન રહું અને ગુરુના પ્રતિકૂળ અનુશાસનમાં ઉદ્વિગ્ન બનું, તો મારું શિષ્યત્વ લાજી ઊઠે.

વિનય સમાધિના ચાર ભેદમાં પહેલો ભેદ હિતશિક્ષાની ઇચ્છા, ચાહના, અભિલાષાની પ્રાર્થના કરે.

માંગ્યા વગર મળેલ ચીજના મૂલ્ય ન હોય. કરગરીને વિનવીને જે ચીજ મળે તેનું આપમેળે જ રક્ષણ થઈ જાય.

પ્રાર્થનાથી જે મળે તેની પાછળ દિલ દેવાય.

દિલથી જે વસ્તુનાં જતન થાય, તેનાથી આત્માની જ્યોતિ પ્રગટે.

પુનઃ પુનઃ વિચાર કરી લેજે ..ગુરુને બોલવામાં મજા નથી આવતી. ગુરુને રકઝક કરવાનો કોઈ રસ નથી, ગુરુ કોઈ હુકમ કરવાના એદી નથી. ગુરુને અખંડ ઐશ્વર્યના સ્વામી કહેવરાવવાની કોઈ ભાવના નથી, પણ મારા ચરણે, મારા શરણે આવેલો ધન્યાત્મા પ્રભુ શાસન-દ્વારા મહાત્મા બની જાય એવી ભાવકરુણતા — ભાવદયા છે

ઝવેરી શાકભાજીની સાભાળ રાખે ? ઝવેરી તો રત્નોની પરીક્ષા કરે અને રત્નના મૂલ્ય કરે. ગુરુ દેહની કાળજી ના કરે તેમનું કર્તવ્ય દેહનાં લાલન — પાલનમાં સીમિત નથી. ગુરુ કે શેઠ પાસે પહેરેગીરનું કામ ન કરવાય. ગુરુ પાસે દેહની કાળજીની જ માત્ર વાત ના ઉચ્ચારાય.

ગુરુ આત્માની પરીક્ષા કરે, આત્મગુણોનું મૂલ્યાંકન કરે અને આત્મગુણોની અભિવૃદ્ધિ થાય તેવાં શિક્ષણ આપે. યુનિવર્સિટીમાં એક

બે — ત્રણ — ચાર શીખવા ન જવાય. ત્યાં પ્રોફેસરને ન કહેવાય મને વાંચતાં શિખવાડો...ત્યાં સ્નાતક થવા જવાય. શોધન કરવા જવાય. અને પી. એચ. ડી થવા થીસિસ લખવા જવાય. તેમ ગુરુ પાસે દેહની કોમળતા, દેહના લાલન — પાલનની વાત કરવી તે પણ અધ્યાત્મભાવોથી નિરપેક્ષ હોય તો ન જ શોભે.

ગુરુ પાસે તો એક જ પ્રાર્થના થાય જગતમાં દેહના વૈદ્યો ઘણા હતા. ધનના કીમિયાગરો ઘણા હતા, પણ એ બધાને છોડી દુનિયામાં જે ન મળે તે હિતનું અનુશાસન, હિતની શિક્ષા, હિતની ભાવના લેવા આપની પાસે આવ્યો છું.

હું મોહનો દાસ, કદાચ કોઈવાર આપના હિતના અનુશાસનની ઉદ્ધતાઈ, ઉપેક્ષા કરી દઉં — પણ તારક ! આપના ચરણમાં મારી એક જ પ્રાર્થના છે, મારા હિતની ક્યારે પણ ઉપેક્ષા નહિ કરશો. મને સારા ગુરુ નથી જોઈતા, સાચા ગુરુ જોઈએ છે. આલોકનું — આદેહનું હિત કરનારા માતાપિતા છોડ્યા છે. પરલોકનું આત્માનું હિત કરનારા આપ જ છો, તેથી આપના ચરણમાં આવ્યો છું. મારી ભૂલ થાય તો સુધારજો. આપ કહો 'અને સુધરું નહિ તો ઠપકો આપજો, ઠપકો સાંભળું નહિ તો મારી નિર્ભર્ત્સના તિરસ્કાર કરજો. તિરસ્કારથી રીઢો બનું તો તાડના કરજો, પણ મને આપના તારક ચરણોથી ક્યારે ય દૂર ના કરશો. દુનિયામાં મને સારા કહેનારા ઘણા મળવાના, પણ સાચો રાહ બતાવનાર કોઈ નહિ મળે. આપ જ મને શિલામાંથી મૂર્તિ રૂપે કંડારી શકો. હું આપની કલાનું એક શિલ્પ બનું તો પણ ધન્ય બનું.

પ્રભુ ! મને સારણ — વારણ — ચોયણા — પડિચોયણાથી ધન્ય બનાવજો. આપના પવિત્ર સમ્રાજ્યમાં આપનાં તપ, ત્યાગ, જ્ઞાનની દિવ્ય જ્યોતિ મારા અંધકાર ભર્યા અંતરમાં જ્ઞાનના પ્રકાશ પાથરશે.

ગુરુદેવ ! હું દેહ કામી નથી -- સુખ ઈચ્છુક નથી. શાતા ઈચ્છુક નથી, માન ચાહક નથી, સત્તાનો અભિલાપક નથી, પદને પ્રાર્થતો નથી.

તારક ! આપના ચરણમાં આપના અદના સેવકની હૈયાની આરજુ સાથે એક જ વિનવણી, કાકલૂદી, પ્રાર્થના છે. હું હિતના અનુશાસનની આપની પાસે પુનઃ પુનઃ પ્રાર્થના કરું છું. મારી પ્રાર્થના સાભળજો, સ્વીકારજો અને આપના શિષ્યનું સમર્પણ સંભાળજો. સાધક બનાવી સિદ્ધ સમો બનાવજો.



# ૩૮. વિચાણિઆ અપ્પગમપ્પગેણં

દુનિયામાં બની શકે કે સમાનવર્ણ, સમાન ઊંચાઈ, સમાનવય જોઈ કોઇ કોઈનામાં સમાનગુણ કલ્પી લે, પણ પ્રત્યેક વ્યક્તિએ પોતાના મૂલ્ય પોતાની રીતે જ વિચારવા જોઈએ.

દુનિયાના પ્રમાણપત્રો કોઈ દિવસ સાચા નથી હોતા. મોટાભાગે સમાજમાં સ્થાન મેળવવા પોતાનો પરિચય આપવા પ્રમાણપત્રો અપાય છે.

દુનિયા આજે જેને સર્વશ્રેષ્ઠ કહે છે, તેને જ આવતી કાલે કહેશે કે આના જેવો કોઈ અયોગ્ય મેં જોયો નથી.

સ્વાર્થી વ્યક્તિઓ સાચા દિલથી કોઈની પ્રશંસા — અનુમોદના કરતા હોતા નથી. જો આપણે કોઇનું ખરાબ બોલીએ તો આપણું પણ કોઈ ખરાબ બોલે; અને આપણે જો કોઈની પ્રશંસા કરીએ તો તે આપણી પ્રશંસા કરે. સ્વાર્થ જગતમાં ગુણ જોઈને ગુણી જોઇને કોઈ પ્રશંસા કરે છે, તેવું માની લેવાની અજાણે પણ ભૂલ ના કરી લેવી.

શિયાળ કાગડાભાઈના સ્વરની પણ સુંદર પ્રશંસા કરે છે. બિચારો ભોળો કાગડો સમજે છે, આ ભાઇ મારા સ્વરનો રસિયો છે, લાવ મારું સંગીન સંભળાવું, પણ જ્યાં કાગડો મુખ ખોલે છે...ત્યાં શિયાળ ક્યાંક દોડી જાય છે, કાગડો વિચારે છે, શિયાળ ક્યાં ગયું ?

તરત ભાન આવ્યું, શિયાળ તારું સંગીત સાંભળવા ખરેખર ઈચ્છતું ન હતું. આતો મારા મુખમાંથી સહેલાઈથી પૂરી મેળવવાની તરકીબ.

સંસારી, દુનિયાદારી સ્વાર્થી માણસ આપણી પાછળ આંટાફેરા કરે......આપણને જ કહે : તું સર્વશ્રેષ્ઠ .....શું તારી શક્તિ, ત્યારે ખરેખર સાવધ બની જવું. પ્રશંસાના અનુપમ સુંવાળા બંધનમાં બાંધી તમને તેના કાર્યનો ક્યાંક એવો હાથો બનાવી દેશે કે તમને ખબર પણ નહિ પડે. બંધાયો, ફસાયો અને હવે આ પ્રશંસકનો શરણાશ્રિત બની ગયો...હવે બુદ્ધિ–શક્તિ સામર્થ્ય તારાં, પણ તું તેની દોરી સંચારથી ચાલતાં એક કઠપૂતલી સમો. પ્રશંસાની ઝંખનાએ તારા હિતસ્વી આપ્તજનોને દૂર કર્યા. નિઃસ્વાર્થી ક્યારે પણ પ્રશંસા નથી કરતાં, પરંતુ પ્રોત્સાહન આપે છે. આપણી ભૂલ સુધારે છે. પ્રશંસાની ભૂખ આપણને આપણાથી ઉચ્ચવાતાવરણમાં ઉચ્ચ વર્તુળમાં જવા દેતી નથી. પ્રશંસાની ખેવના આપણને ઉચ્ચ આદર્શો, મહાનધ્યેયથી દૂર રાખે છે.

પ્રશંસાની ચાહના આપણને તુચ્છ વાતાવરણ, તુચ્છ વર્તુળ, તુચ્છ આદર્શો અને તુચ્છ મનુષ્યોની સમીપમાં લઈ જાય છે. કોઈની પ્રશંસાનો ફટકો વાગે અને આપણે રબ્બરના દડાની જેમ ઊંચે ઊછળીએ છીએ, હિતસ્વીને અવગણીએ છીએ.

ખુશામત દ્વારા નવા સાધકની પ્રગતિ રોકાય છે. નવા સાધકને નિંદા તિરસ્કાર હતાશામાં નાખી દે છે. કોમળ બુદ્ધિવાળો બિનઅનુભવી ક્યાંથી ખુશામત અને નિંદાના વિશ્લેપણું કરી શકે ? વિવેક શક્તિ વિકાસ પામી નથી, એટલે બે મીઠા શબ્દો દ્વારા ફુલાઈ જાય છે. બે કડવા શબ્દો દ્વારા તેની ભાવનાઓ કરમાઈ જાય છે.

અલ્પજ્ઞાની પ્રશંસા અને ખુશામતનું પૃથક્કરણ કેવી રીતે કરી.

શકે ? અલ્પજ્ઞાની કડક અનુશાસન અને તિરસ્કાર, નિંદાનું પૃથક્કરણ કેવી રીતે કરી શકે ? મને સારો કહે તે મારા. મને ખરાબ કહે તે પરાયા.

ભલા ! પ્રશંસા તો સ્વરૂપની આત્મ પ્રગતિ માટે કરાય છે. ખુશામત સ્વની સ્વાર્થની સિદ્ધિ માટે કરાય છે. નિંદા સારાને પણ હલકો પાડવા કરાય છે. ભૂલનું સંશોધન સુધારવા માટે થાય છે. તારી પાસે આ દિવ્યદૃષ્ટિ ક્યાંથી આવે ? તેથી તને થોડામાંજ ઘણું સમજાવવું પડશે.

મનક ! તું પોતે જ તારા આત્મા વડે તારા આત્માને ઓળખ, સ્વદ્વારા સ્વનું સંશોધન.

વિદ્યાર્થી પણ તું અને શિક્ષક પણ તું. પરીક્ષાપત્ર પણ તારે જ કાઢવાનું, અને ઉત્તરપત્રમાં ગુણ પણ તારે જ મૂકવાના. તારા ગુણની પ્રશંસા પણ તારે કરવાની. તારા અવગુણની નિંદા પણ તારે જ કરવાની.

જેમ ખાનપાનમાં તારી પસંદગીને મુખ્ય રાખે છે, તેમ જીવન-પ્રગતિમાં પણ તું જ ગુણદોષનાં મૂલ્યાંકન અવમૂલ્યાંકન કર. તારો શિક્ષક કોઈ નહિ, પણ તારો ગુણપ્રેમી આત્મા જ, તારી નિંદા કર-નાર કોઈ નહિ, તારો જ તટસ્થ મધ્યસ્થ આત્મા.

જગતના પ્રમાણપત્રો ગમે તેટલા હશે, પણ તેમાં સ્વની સાક્ષી સંમતિ ન મળતી હોય, તો એ બધા તો સુગંધ વગરના પુષ્પ, ફક્ત જોવાનાં અને ખુશ થવાનું, મેળવવાનું કંઈ નહિ.

જગતે ગમે તેટલો કાદવ ઉછાળ્યો, ધૂળ ઉડાડી, પણ સૂર્યને શું નુકસાન ? જેને ધૂળ ઉડાડી તેના ઉપર જ પડી. ભલા ! તું શુદ્ધ—

નિર્દોષ પવિત્ર છે, પણ જગત ક્યાંથી ચીંથરે વીંટેલા રત્નનું મૂલ્ય સમજે ?

જગતના બહુધા જીવો કસ્તૂરી અને માટીના અંતર ક્યાંથી જાણે ? એ તો કાળી એટલી માટી અને કાળી એટલી કસ્તૂરી આવું જ માનનારા.

જગતમાં મુખ્યતયા એ ગુણ—દોષનાં પરીક્ષણ હોતાં નથી. બહુધા અનુકરણ હોય છે. ટોળાના નાયકે સારું કહ્યું તો સૌ સારું કહેશે. ટોળાના નાયકે ટીખળ કરી તો સૌ ટીખળ કરશે.

જગત એટલે મુખ્યતયા મૂર્ખ લોકનું ટોળું. તેમની કલ્પના, ભાવના, જ્ઞાન, બુદ્ધિ મુજબ લાગે તે સર્વશ્રેષ્ઠ. તેનાથી વિરુદ્ધ તેમની કલ્પના, ભાવના, જ્ઞાન અને બુદ્ધિમાં ન આવ્યું તે ખરાબ. ખુદનો ન્યાય ખુદની પાસે જ કરાવવો તે સાધનું પરમ કર્તવ્ય છે. જરાપણ ભોળો ન થઈશ. જરાપણ કોમળ ન થઈશ. જેમ જગતના પ્રમાણપત્ર વડે આત્માને જાણવાનો નથી, તેમ એકલા તારા જ્ઞાન—ધ્યાન— તપ ત્યાગથી તારે તારા આત્માના સત્કાર સન્માન કરવાના નથી, પણ કઠોર શિક્ષકની અદાથી આત્માને ઓળખવાનો છે. બેચાર પ્રશ્ન પૂછીએ એટલે જેમ ખોટો માણસ પકડાઈ જાય તેમ આપણો આત્મા પણ પકડાઈ જાય.

દરેક પ્રશ્નને અંતે પૂછજે, રાગ તને સતાવી નથી ગયો ને ? દ્વેષ તને રુદ્ર બનાવી નથી ગયો ને ? બધું જ કર્યું, પણ તારો આત્મા આ પ્રશ્નના જવાબમાં ગલ્લાં મારે, હા—ના કરી આમ ગડબડિયો જવાબ આપે, તો સમજજે—તારા આત્માના ચોપડાનાં પાનાંને પાનાં ભરેલાં છે. ક્યાંય જગા નથી, પણ એકજ ભૂલ છે. ક્યાંય એકડો નથી, એકડા વગરનાં મીંડાં છે. એક મીંડું નહિ, એક લાખ મીંડાં છે,

પણ એ બધાં મીંડાં કહે છે, અમને કેમ નિષ્ફળ બનાવો છો? અમારું શા માટે અવમૂલ્યાંકન કરો છો? અમે ખોટાં શા માટે? ભૂલ તમારી છે, તમે એકડો ન કર્યો. જો એકડો કર્યા બાદ મીંડાં મૂક્યાં હોત, તો એક એક મીંડાંની — શૂન્યની કિંમત દશ ગણી થાત.

તારું મન જ તારી પ્રગતિ જાણે. બહારના લોકો બહારની વાત જાણે, તેઓ તેના વડે પ્રમાણપત્ર આપે એટલે જ શાસ્ત્રનો સાર છે "વિયાણિયા અપ્પગ મપ્પગેણં" આત્મા સાક્ષી આપશે— હું તો નિત્ય સાક્ષી છું, તેથી તારી પ્રત્યેક પ્રવૃત્તિને જાણું. આત્મા કહેશે, હું તો તારી સાથે નિત્ય રહેનાર છું, અંતરનો અધિષ્ઠાતા છું એટલે પ્રવૃત્તિનો પડદો ચીરી વૃત્તિને નિહાળું. જગત પ્રવૃત્તિના સત્કાર કરે. તેને તે દેખાય અને આપણને આપણું બધું જ દેખાય. એટલે આપણે આપણને કહીએ : મારે તો વૃત્તિને જાણવાની છે—મને ક્યાંય રાગદ્વેષ ન સ્પર્શવા જોઈએ. રાગદ્વેષના એરુ આભડયા તો મારી બધી અમૃતસમી ધર્મક્રિયા વિષમય બની જાય.

પૂ. શય્યંભવસૂરિ મહારાજ કહે છે : જે આત્માને આત્માથી જાણી રાગદ્વેષમાં સમાન રહે છે, તે પૂજ્ય બને છે, પણ પવિત્રતા વગર પૂજ્યતાને કોશોનું અંતર છે. તેથી મારા મનક! તું પવિત્ર બન. આત્મસાક્ષીથી પવિત્ર બને, તેના જીવનમાં રાગદ્વેષના પ્રસંગ આવે, પણ સમુદ્રની રેતી જેવા. સમુદ્રની રેતી શરીરને સ્પર્શે પણ ચોંટે નહિ, ઊભા થાય એટલે ત્યાં જ ખરી જાય.

આ કળા સિદ્ધ કરી પૃથ્વીચંદ્ર ગુણસાગરે દેહના મિલનમાં પણ આત્મા વડે આત્માને જાણ્યો. રાગના ભયંકર પ્રસંગમાં પણ હાથને હાથ મળે ત્યાં વિચાર થાય. આ સ્ત્રીનો હાથ નહિ, આ પુરુષનો હાથ નહિ, ચૈતન્ય સાથે ચૈતન્યનું મિલન, બસ રાગદ્વેષની ઉપેક્ષા ચૈતન્યનું ઉર્ધ્વીકરણ થયું.

મનક ! બસ એક જ કહું છું : જે આત્માવડે આત્માને સમજી ચૈતન્યનું ઉર્ધ્વીકરણ કરે છે, તે પૂજ્ય બને જ છે. તું બુદ્ધ બન, સિદ્ધ બન. એ જ આશિષ.

આચાર્ય ભગવંત......

મહાત્મા મનકને આત્મનિરીક્ષણ શીખવ્યું. શું આપ અમારા જેવા વિદ્યાર્થીના શિક્ષક ના બનો ? અમ સમા અજ્ઞાની શિષ્યના જ્ઞાન દીપક ના બનો, શીખવો અમને પણ આત્મ—નિરીક્ષણની કલા.

જ્યારે આત્મા દ્વારા આત્મનિરીક્ષણ કરતાં શીખીશું, ત્યારે લોક સંજ્ઞા, કીર્તિ દૂર સુદૂર ચાલી જશે અને જિનેશ્વરની આજ્ઞાપાલન દ્વારા ના ઈચ્છવા છતાંય પુણ્ય પ્રબલ થશે. કરજો કરુણા કૃપાનાથ !



# ૩૯. નન્નત્થ નિજ્જરટ્ઠયાએ તવ મહિટ્ઠિજ્જા



જે ચંદનકાષ્ઠ દ્વારા દેવમૂર્તિનાં નિર્માણ થાય તે જ ચંદનકાષ્ઠનો કોઈક મૂર્ખ રસોઈ બનાવવા બળતણ તરીકે ઉપયોગ કરે અને કહે શું મેં ચંદનકાષ્ઠનો ઉપયોગ કર્યો નથી?

જે પુસ્તકો દ્વારા હજારો વ્યક્તિ જ્ઞાન મેળવી શકે, તે જ પુસ્તકનાં પાનાંને ફાડી ફાડી કોઈ અજ્ઞાની પડીકાં બાંધવા ઉપયોગ કરે, તો તે ઉપયોગ કર્યો કહેવાય કે દુરુપયોગ કર્યો કહેવાય?

પદાર્થમાત્રનાં મૂલ્યાંકન પદાર્થની દૃષ્ટિએ થાય અને તે યોગ્ય સ્થળે, યોગ્ય હેતુથી, યોગ્ય વ્યક્તિ કાજે વપરાય તો ઉપયોગ નહીં પણ સદુપયોગ. બાકી બધાં દુરુપયોગ જ.

મનક! તું સમજે અહિંસા, સંયમ અને તપ વગર ઉત્કૃષ્ટ ધર્મની આરાધના ન થાય. તારી ભાવના સતત સર્વોત્તમ ધર્મની સાધનાની હોય. સર્વથા—પ્રાણાતિપાત વિરમણ મહાવ્રતના સ્વીકાર કરવા દ્વારા તું અહિંસક બન્યો. જાવજ્જીવની કરેમિભંતે સ્વીકારી સંયમી બન્યો. હવે તારા મનોરથ તપના. તું જ્ઞાની. તું વિદ્વાન. તું વિવેચક. ભોજનના ત્યાગરૂપ એક જ તપનો તું આરાધક ના બન. પ્રભુએ ફરમાવેલાં છ પ્રકારનાં બાહ્ય તપ અને છ પ્રકારનાં અભ્યંતર તપ દ્વારા સંયમી જીવનને સુશોભિત કરે.

પ્રભુની દૃષ્ટિએ આહારનો ત્યાગ પણ તપ અને ઓછું ખાવું એ પણ તપ. ભોજનમાં સરસતાનો ત્યાગ એ પણ તપ... ભોજનમાં ચીજ

ઓછી ખાવી એ પણ તપ... એક જગ્યાએ અંગોપાંગ સંકોચીને બેસવું એ પણ તપ... લોચ કરવા અને વિહાર કરવો એ પણ તપ... બહાર દેખાય તેવા તપની જેમ તારે મન તો અંતરની સાક્ષીએ થતાં એ પણ તપ. હૃદયની શુદ્ધિ, શાસ્ત્રની ચર્ચા... શાસ્ત્રનું પુનરાવર્તન, શાસ્ત્ર-અર્થનું ચિંતન અને શાસ્ત્ર સમજાવતાં પણ તપ...ધ્યાન અને કાઉસ્સગ્ગ પણ તપ.

શાસનની દૃષ્ટિએ બાર પ્રકારના તપમાંથી એક પણ તપનો આરાધક તે તપસ્વી. શાસન સમજેલ બારે પ્રકારના તપની આરાધનામાં ઉદ્યત રહે અને બારે પ્રકારના તપસ્વીને નમે, વંદે, પૂજે અને બહુમાન કરે.

પણ જગત તો તપસ્વી આકારના ત્યાગીને જ કહેશે. બીજાં બધાં તપ એવાં છે, સાધક ગુપ્ત રીતે કરી શકે, પણ અણસણ એટલે ઉપવાસ એવું તપ છે કે દેહ તુરત ચાડી ખાઈ જાય. શરીરમાં અન્ન ન જાય એટલે એકબે છેવટે ત્રીજે દિવસે તો સુકાવા લાગી જાય. વરસે વરસે તપમાં આગળ વધતા જાય. આત્મગુણોની અભિવૃદ્ધિ થાય, પણ શરીર તો ઘસાતું જાય. લોહી અને માંસ સુકાય એટલે હાંડકાં ગળવાં લાગે. તપ દ્વારા પુણ્ય પ્રબળ થાય. હજારો લોકો દર્શનાર્થે આવે. જગત બીજા તપસ્વીને જોઈ ના શકે, પણ ભૂખનું દુઃખ એવુ છે કે ગાંડા અને ડાહ્યા સૌને ખબર પડે.. બેભાન અવસ્થામાં પણ આહાર પચાવી જાય.

આહાર સંજ્ઞાને વશ થયેલ જગતના જીવો ઉપવાસી તપસ્વીને જુએ અને તેમના શિર ઝૂકી જાય એક કલાકમાં એક હજારવાર ભોજનની યાદ આવે. એક દિવસમાં સો વાર ખાઈએ તો પણ બીજે દિવસે પાછા ભૂખારવા ! ધન્ય છે આ મહાત્માને. સંયમ સાથે તપ... ધન્ના અણગારના ભાઈબેન જેવાં... તપસ્વીના વંદન કરે, પૂજન કરે,

સત્કાર કરે, સન્માન કરે, તેમની સ્તુતિ કરે, તેમની કીર્તિના ગુણ-ગાય. જગત જ્યારે તપસ્વી દ્વારા ધન્ય બની રહ્યું છે, ત્યારે તપસ્વીએ સાવધ બની જવાનું... બીજા કોઈને કોઈક વાર પરિષહ ઉપસર્ગ આવે ત્યારે તપસ્વીને સદૈવ સતત પરિષહ ઉપસર્ગ આવે.

સારી દુનિયા શિર ઝૂકાવતી હોય, ગુરુ સુખશાતા પૂછતા હોય, ત્યારે તપસ્વી પોતાના આત્માને પ્રશ્ન પૂછી રહ્યા હોય, સાધુ! તેં તપ શા માટે કર્યું? આલોકના માન સન્માનની ભૂખે? સૌ શાતા પૂછે માટે? સૌ ગૌરવ કરે માટે?

પુણ્ય વધે તો સૌભાગ્ય નામકર્મ ઉદયમાં આવે માટે? શરીર સૂકવવા માટે? શરીર નીરોગી બનાવવા? તપ દ્વારા લબ્ધિઓ પ્રાપ્ત થાય અને પ્રભાવક થવાય માટે? તપ દ્વારા વચન સિદ્ધિ થાય માટે? દુશ્મન પણ ચરણમાં ઝૂકે માટે? બિરુદ મળે માટે? ઉત્સવ મહોત્સવ થાય, કંકોત્રીમાં નામ આવે માટે? બધાં ગૌણ બની તારી મુખ્યના થાય તે માટે? આ લોકનો કયો હેતુ સિદ્ધ કરવા તપ કર્યું? તું આસ્તિક છે? જન્મ અને મરણ સ્વીકારે છે? પાપ અને પુણ્યને સ્વી-કારે છે, તેથી પરલોકની ઋદ્ધિ અર્થે તપ કર્યું? આ જન્મમાં તપ કરીએ તો બીજા જન્મમાં રાજા, ચક્રવર્તી, ઈન્દ્ર બનાય માટે? બીજા જન્મમાં સૌંદર્ય મળે, સૌભાગ્ય મળે કાંતિયુક્ત દેહ મળે માટે તપ કર્યું? યશઃ કીર્તિની કામનાથી તપ કર્યું?

રસ્તો એક હોય છે, પણ સૌના ધ્યેય અલગ હોય છે. બોલ આત્મન્! આજ મારી સાથે વાત કર. હાંડકાં ઓગળી નાખે એવું દુષ્કર તપ છે. ઘણી વાર તો મને જ પ્રશ્ન થાય છે. આ શરીરે તપધર્મ આચરવામાં આટલી મદદ કરી. કલ્પનામાં નથી આવતું કે આહાર કેમ છૂટયો? શું પારણામાં સુંદર આહાર મળે માટે? ગૌચરી જવાની માથાકૂટ ના કરવી પડે માટે? જો આ બધા તારા ઉદ્દેશ હોય તો

કહેવું પડે કે તેં માનવજન્મનો સદુપયોગ નહિ, દુરુપયોગ કર્યો. લડત લડી રહ્યો છે, પણ ઉદ્દેશ ભૂલીને!

ભલા સાધક! ઓ મહાતપસ્વી! તું તો યુદ્ધની ભેરી જેવો રણકાર કરે? ચુપ થા. મારી પાસે આવી હલકી વાત ના કર. પ્રભુએ ફરમાવ્યું છે... નન્નત્થ નિજ્જરઠ્ઠયાએ તવ મહિઠ્ઠિજ્જા" કર્મ નિર્જરાના એક પવિત્ર ધ્યેય સિવાય બીજા કોઈ પણ ધ્યેયથી તપ કરવાનું નહિ.

જગતમાં નામ, કીર્તિ, વંદન, પૂજન મેળવવાના અનેક રસ્તા છે. શરીરને સૂકવવાની અનેક પ્રક્રિયા છે. પરલોકમાં સુખ મેળવવાના અનેક ઉપાય છે. આ બધાં તુચ્છ સાધનો માટે તુચ્છ વાસનાની પૂર્તિ માટે તપધર્મનો ઉપયોગ ન થાય... તપતો આત્માની શુદ્ધિ માટે, વિચારોની પવિત્રતા માટે, આહારની આસક્તિ દૂર કરવા, અણહારી સિદ્ધ પરમાત્માના મિલન માટે કરવાનું, કર્મરજને હટાવી પરમાત્મપદની પ્રાપ્તિ માટે કરવાનો.

પરમાત્મા મહાવીર ભગવંત મારા આરાધ્ય દેવ છે. તેમનું જીવન ચરિત્ર મારે સદા આદરણીય છે. તદ્ભવ મોક્ષગામી પરમાત્માએ નિકાચિત કર્મો સામે જંગ ખેલવા સાડા બાર વર્ષ તપ કર્યું, તો મારા તો અનંત અનંત જન્મનાં કર્મો બાકી છે. મારી મુક્તિ આ ભવમાં નથી, એ નિશ્ચિત છે; એટલે મારે તો ભગવાનનું શરણ લઈ કર્મ ક્ષય માટે અવશ્ય તપમાં અધિષ્ઠિત બનવાનું. તપ—ધર્મમાં સ્થિર બનવાનું.

હું કંઈ તાપસ નથી, શરીર સુકાવવા તપ કરું. હું તો સંયમી છું. નિર્જરાનો ઈચ્છુક છું. તેથી कर्मणा तपनात् મારા કર્મોને તપાવવા તપ કરું.

હું આહારનો ત્યાગ આહારના ભયંકર તોફાન સમજીને કરું,

ઉપવાસ કરું, તેથી ગુણો સાથે વાસ થાય, દોષોનો નાશ થાય. આ ભાવનાથી તપ કરું.

જિનશાસનમાં સાધુ તપસમાધિમાં અધિષ્ઠિત બને. મારી તપ-સમાધિ એટલે મને તપ દ્વારા મંગલની પ્રાપ્તિ થાય. તપ દ્વારા આત્મિક સ્વાસ્થ્યની પ્રાપ્તિ માટે હું તપમાં સ્થિર બનું છું.

મનક ! મોક્ષે જવા શુક્લધ્યાન નામનું સર્વશ્રેષ્ઠ તપ જોઈએ એટલે બાહ્યતપ દ્વારા અભ્યંતર તપનો આરાધક બન. તારો તપધર્મ તારી તપસમાધિ બનો.

ગુરુદેવ ! આધિ, વ્યાધિ અને ઉપાધિ છોડયા.. પણ મનમર્કટે સાધુજીવનમાં પણ એક નવી દુનિયા ઊભી કરી દીધી છે. આપના આશિર્વાદ સમ્યગ્ આધિ સુયોગ્ય વિચારમાં સ્થિર બનાવે.

જગતના કોઈ પણ ભૌતિક હેતુથી નહિ, પણ કર્મ નિર્જરાના પ્રધાન હેતુ દ્વારા તપના આરાધક બનીએ તેવી કૃપા કરો. અનુગ્રહ કરો. આપની મહેરબાનીએ અમારા મનોરથ પૂર્ણ થાય.



## ૪૦. ધ્રુવજોગી



પીળું એટલું સોનું નહિ. કાળી એટલી કસ્તૂરી નહિ. કાળા તો મરી પણ હોય. પુસ્તક પાસે હોવા માત્રથી વિદ્યાર્થી નહિ. એ તો અભણ ફેરિયો પણ હોય.

પુસ્તકોનો ગંજ કોઈ ગ્રંથપાલ ( લાઈબ્રેરિયન ) પાસે પણ હોય અને કોઇ પુસ્તકવિક્રેતા પાસે પણ હોય.

માથું મૂંડેલું કોઈ બ્રાહ્મણનું પણ હોય અને શ્રમણનું પણ હોય.

ભિક્ષુ મનક !

તું નિગ્રંથ શ્રમણ પરમાત્મા મહાવીરનો સાધુ છે. તારે સામાન્ય જોગી, યતિ, લિંગિયાની જિંદગી જીવવાની નથી. તારે તો આત્મામાંથી પરમાત્માપદે જવાનું છે. તારી જિંદગીનાં મૂલ્ય કદાચ તું ના સમજે, પણ હું તો સમજું છું. માનવીની જિંદગીના એક અંતર્મુહૂર્તનું તને મૂલ્ય સમજાય છે. ? બેટા ! એક અંતર્મુહૂર્તમાં તું ક્ષપકશ્રેણી પ્રાપ્ત કરી શકે છે. એક સમયમાં સાત રજ્જુ ઊંચે જઈ શકે છે. શાશ્વત નિવાસી બની શકે છે. તારી શક્તિ નિહાળી છે. તેથી જ એ શક્તિ એળે ના જાય. એ શક્તિ કેંદ્રિત થાય તે પહેલાં તેની અંદર અનંતનાં બીજ રોપી લઉં.

કેરીનો ગોટલો ઉકરડામાં નાખે, તો પડયો પડયો સુકાય જાય છે. કેરીના ગોટલાને ખેતરમાં નાખે તો એકમાંથી અનેકને પેદા કરે, યાત્રા-

ળુના તાપ હરે, ભૂખ્યાની ક્ષુધા હરે, રોગીના રોગ હરે અને સહુને સ્વાસ્થ્ય આપે. આ શક્તિ યોગ્ય સંસ્કારને અભાવે વિનાશ પામે.

ઓ મનક! તારામાં પણ સંસારીના સંતાપ હરવાની શક્તિ છે. તારામાં પણ અનેક જ્ઞાનપિપાસુઓની જ્ઞાનપિપાસા પૂર્ણ કરવાની શક્તિ છે. તારામાં પણ ભવરોગ હરવાની શક્તિ છે. તારામાં પણ આત્મિક સ્વાસ્થ્ય પામવાની પમાડવાની શક્તિ છે.

પણ એ શક્તિ સહજમાં વિકસતી નથી. જેમ સો વાર ફીણ્યા વગર ઘી વિષમારક ના બને, ઘીને વિષમારક ઔષધ બનાવવું હોય તો સો વાર ફીણવું જ પડે, તેમ સાધુ તારે તારા લક્ષ્યને શ્વાસોચ્છ્વાસમાં ઘૂંટવું જ રહ્યું!

બળદગાડીનો ચલાવનારો નીંદ લેતો જાય અને ગાડું ચલાવે, તો ચાલે, પણ મોટરનો ડ્રાયવર ગાડી ચલાવતાં નીંદ લે તો શું થાય? આગળ વિચાર. મોટરની ડ્રાયવર ગાડી ચલાવતાં આગળ પાછળ જતાં આવતાં લોકોને જોઈને તો ચલાવે, પણ વિમાનનો ચાલક જરા અસાવધાન બને તો શું થાય? વિચારતાં જ ભયંકર હોનારત થાય.

સાધુ એટલે ચૌદરાજલોકના જીવનો અભયદાતા. તારા મનમાં, તારા વચનમાં, તારી કાયામાં કંઈક ઉથલપાથલ થાય, તું જિનાજ્ઞા ભૂલે તો? શું થાય? આંખ મીંચી તારા અંદરનો અવાજ સાંભળ. તું ગભરાઈ ઊઠીશ. સહન નહિ કરે, તેથી જ સાધુ મનક! તને કહું છું, "જે ધ્રુવજોગી છે તે ભિક્ષુ"

યમ, નિયમ, પ્રાણાયામ, આસન કરી દીધાં એટલે કદાચ તને કોઈ યોગી કહી દેશે, પણ તું એવા સસ્તા હલકા પદનો માલિક બને, એ મને ના ગમે, ધ્રુવયોગી બનવાનું છે.

તું કહીશ ધ્રુવયોગી એટલે નિશ્ચયયોગી કરીશ. ના ભાઈલા ના. ધ્રુવયોગીનો માર્ગ એટલો સહેલો નથી. મહાવ્રત તો તેં સ્વીકાર્યા છે.

સાધુ જીવનમાં તું વ્યવસ્થિત થઈ ગયો છે એટલે તું સ્વીકારની પૂર્ણાહુતિ કરીશ એમાં કોઈ મોટી વાત નથી.

ધ્રુવયોગી એટલે તેનાં મન, વચન, કાયાની પ્રત્યેક પ્રવૃત્તિ તીર્થંકરને સમર્પિત તીર્થંકરની આજ્ઞા મુજબ જ તેનાં મન, વચન, કાયા પ્રવર્તે. તીર્થંકરની જ્યાં આજ્ઞા ન હોય ત્યાં સાધુનું મન સંમુચ્છિંમ.

તીર્થંકરની જ્યાં આજ્ઞા ન હોય ત્યાં તેની વાણીને મૌનનું શરણ. તીર્થંકરની આજ્ઞા ન હોય ત્યાં શરીરને લકવા હોય તેવી દશા.

ધ્રુવયોગી પડિલેહણ કરે ત્યારે કપડાં ફેરવી ન જાય.

ધ્રુવયોગી પડિલેહણ કરે ત્યારે કપડાંના ડાઘ ન જુવે.

ધ્રુવયોગી પડિલેહણ મન ફાવે ત્યારે ના કરે. જેમ તેમ ના કરે, ગામનાં ગપ્પાં મારતાં ના કરે.

ધ્રુવયોગી પડિલેહણ નિયમિત સમયે કરે. જીવદયાના ઉપયોગપૂર્વક કરે. દોષ વર્જીને કરે, સાવધાન બનીને કરે, મૌનપૂર્વક કરે. નાના મોટાના વિવેકપૂર્વક કરે, શાસ્ત્રના આદેશ અનુસાર પડિલેહણ કરતાં પહેલાં પ્રતિલેખના કરે, પછી પ્રમાર્જના કરે. કાજો લેતા કોમળ દશીના ભાગથી લે. વધુ શું કહું. ધ્રુવયોગી એટલે વિધિ નિષેધના ઉપયોગ પૂર્વક પ્રત્યેક વિધિ કરે.

ધ્રુવયોગી એટલે પોતાનું નામ ભૂલી જાય, પોતાનું ગામ ભૂલી જાય. અરે દેહને પણ ભૂલી જાય. દ્વાદશાંગીમય બની જાય. પાકેલું ફળ જુએ તો તેને દ્વાદશાંગીમાં પ્રરૂપેલ પુદ્ગલના ધર્મો યાદ આવે.

કોઈ રૂપલાવણ્ય યુક્ત સુંદરી દેખાય, તો તેને લાગે જિનજન્માભિષેકમાં ભક્તિઘેલી બનેલી દિગ્કુમારિકા હશે અથવા વિચાર આવે, કેટલો ધન્યાત્મા છે! ગતજન્મમાં સરળતા અને નિરભિમાન દશા કરી છે, તેનાં કેવા સુંદર ફળ ભોગવે છે?

ધ્રુવયોગી એટલે તેના શ્વાસોચ્છ્વાસમાં આગમ રમે. સ્વપ્નમાં પણ આગમનો અભ્યાસ કરે. આશ્રવ અને સંવરના જ વિચારમાં. ક્યાં આગમમાં આત્માનું વર્ણન, ક્યાં આગમમાં તત્ત્વોનું વર્ણન, ક્યાં ક્ષેત્રનું વર્ણન, ક્યાં આગમમાં આચારનું વર્ણન.

ધ્રુવયોગી એટલે તેના આગમ પુસ્તકમાં નહિ, કબાટમાં નહિ, નોટમાં નહિ, ગુરુ જાણે તેમ પણ નહિ, આગમમય તેનાં મન, કાયા પણ આગમની અનુસાર જ પ્રવૃત્તિ કરે.

ધ્રુવયોગી એટલે સાધુજીવનની એક-એકે ક્ષણનું મૂલ્યાંકન કરનાર. ધ્રુવયોગી પાસે ઢીલી દાળ જેવી વાત ન હોય. દીક્ષા લીવે તો વર્ષો થયાં, પણ શું કરું ? તબીયત સારી ન હતી, ખાસ બુદ્ધિ નહિ, અનુકૂળ સંયોગ નહિ, ભણવાનું મન થાય ત્યારે ભણાવનાર નહિ, ભણાવનાર હોય ત્યારે પુસ્તક નહિ, પુસ્તક આવે ત્યારે વિહારનો સમય, ભક્તિનો સમય, આવી વેવલી વાત ન કરે.

ધ્રુવયોગી એટલે કહે : દેહ છે એટલે દેહના ધર્મો રહેવાના. પુણ્ય પ્રબલ નથી એટલે અનુકૂળ સંયોગ ન પણ મળે, પણ પ્રભુશાસન અને સંયમ મળ્યું, પછી બીજું શું જોઈએ? પ્રભુશાસન અને સંયમમાં તાકાત છે. દરેક પરિસ્થિતિ ઉપર વિજય મેળવી પ્રતિપળનો ઉપયોગ કરવાની.

ધ્રુવયોગી કહે : જિનશાસનનો દરેક યોગ એવો અનુપમ છે, જો મને સાધતાં આવડે, મેળવતાં આવડે, તો મોક્ષ મળે. મારે માટે રોગ પણ કર્મ નર્જરાકારક, મારે માટે પ્રતિકૂલતા, સહનશીલતાદાયક, મારે માટે પુસ્તકનો અભાવ ગુરુ સાનિધ્યનો દાયક.

બેટા મનક !

કેવો પુણ્યશાળી છે. ચોસઠ ઈંદ્રો, અસંખ્ય દેવો તારા ભાગ્યની ઈર્ષા કરે છે. મારા જેવા પ્રૌઢને પણ થાય. અમે બીજા નંબરનો એક

ધંધો કરીને આવ્યા, દેવાળું કાઢ્યું, હવે બીજે ધંધે લાગ્યા. તું આવી બાલ્ય ઉંમરમાં મનમાં આશાઓ ઉર્મિઓ જાગે તે પહેલાં સાધુ બન્યો. બસ. ધ્રુવયોગી બન, તારી પ્રત્યેક ક્ષણને, તારી પ્રત્યેક પ્રવૃત્તિને જિનાજ્ઞાથી શોભાવી દે, અમારા જેવા પ્રૌઢોને પ્રેરણાપાત્ર બન.

મહાત્મા મનક તો છ મહિનાના અલ્પસમયમાં ધ્રુવયોગી બની જિંદગીને જીતી ગયા. હવે આશિષ અમને આપો સંયમજંગમાં શૂરા બનવાના !



# ૪૧. અવિહેડએ જે સ ભિકખુ 

સત્તાધીશ બલવાન સામે ઝૂકી જવું અને કીડી સમા નિર્બલ સામે કટક લાવવું એ દુનિયાદારીની રીત છે. જ્યાં જવાબ ન આપી શકે, ત્યાં મૌન રહે એ સંસારી.

ભૂખ હતી નહિ એટલે ખાધું નહિ, તો ઉપવાસી કહેવાય ? શરીર રોગિષ્ઠ હતું એટલે સ્ત્રી છોડી, તો ત્યાગી કહેવાય ? પાપ કરીને આવ્યો છે. પૈસો હાથમાં આવતો નથી તો નિષ્પરિગ્રહી કહેવાય ?

ક્ષુધા સમયે ઉપવાસનો લહાવો લૂંટવામાં મજા, યૌવનમાં ભોગો છોડવામાં શૂરવીરતા, ચારે બાજુ સમૃદ્ધિની છોળો ઊછળતી હોય ત્યારે સંસારને લાત મારવામાં સમર્થતા.

**શૂરાના હાથમાં સમશેર શોભે, સમજુને સાધુતા વ્રત શોભે.**

મનક ! વ્રત નહિ, મહાવ્રત લીધાં છે. એક નહિ, પાંચ લીધાં છે, પણ એકલા ઝાડથી ઉદ્યાન ના શોભે. ઉદ્યાનમાં વૃક્ષો પણ હોય, છોડ પણ હોય, લતા પણ હોય, હરિયાળી ભૂમિ પણ હોય; તેમ તારા સાધુજીવનના ઉદ્યાનને શોભાવનારાં મહાવ્રતો રૂપી વૃક્ષો તો હોવાં જ જોઈએ, પણ રાત્રિભોજનનો ત્યાગ, ખુલ્લા માથે અને અડવાણે પગે વિહાર, લોચ રૂપ અનેક સુંદર છોડ અનિવાર્ય ગણાય. શાન્તિ સરળતા, ઉદારતા, મૌન વૃત્તિ રૂપ લતાઓ ફૂલી ફાલવી જોઈએ. ભિક્ષુ બનવા અનેક મુખ્ય નિયમો, અને પેટા નિયમોનું પાલન ખૂબ જરૂરી છે, પણ આ બધામાં તારે એક મુખ્ય ગુણ પ્રાપ્ત કરવાનો છે. અવિહેડક બનવાનું છે.

'સાધુ થયો એટલે ત્યાગી થયો, જ્ઞાની થઈશ, વિદ્વાન બનીશ, હજારો જિજ્ઞાસુ આવશે, કેટલાયે ગામ ગપ્પાં મારનારા આવશે, તારે સૌને સતપથપર દોરવાના છે, તારે નેતા બનવાનું છે, ઉન્માર્ગથી દૂર કરવા જેહાદ જગાવવી પડશે. અસત્યનો પ્રતિકાર કરવો પડશે, પણ ક્યાંય ક્યારેય કોઈનો તિરસ્કાર કરવાનો નહિ. ભૂલતો નહિ. તું સાધક છે, તારામાં ધૈર્ય જોઈએ, ગાભીર્ય જોઈએ, અજ્ઞાની સામે પણ રોષ નહિ કરવાનો, જ્ઞાનીનો પણ દોષ નહિ કાઢવાનો, પાપીનો તિરસ્કાર નહિ કરવાનો, સમયનો દુર્વ્યય કરનાર સામે પણ અપમાનથી નહિ વર્તવાનું. રાજકથા, ભકતકથા, દેશકથા, સ્રીકથાના આસકતને તું જવાબ આપવામાં સમર્થ હોય, બધાંનાં મુખ બંધ કરવાની તારામાં શકિત હોય, પણ તિરસ્કાર ના કરાય.

વીતરાગની ક્ષમા કાયરનું હથિયાર નથી. વીતરાગની ક્ષમા શૂર-વીરનું શસ્ત્ર છે. તારું દિલ કદાચ અધીરું થઈ જાય તો વિકથા કરનારને જોઈને એક ખૂણામાં જઈ પ્રેમથી સમજાવજે. શાસનદેવોને પ્રાર્થના કરજે, તેઓની આદત સુધરે તેવો પ્રયત્ન કરજે, પણ તિરસ્કાર કરતો નહિ.

તું સાધુ છે. ચોરાશીલાખ જીવયોનિના અનંત અનંત પ્રાણીનો, જીવગણોનો તું ગુરુ છે. ભૂલ કાઢે તે ગુરુ કે ભૂલ સુધારે તે ગુરુ? રસ્તામાં પથ્થર છે એવી બૂમ બીમાર અશકત મારે, સમર્થ બલવાન તો પથ્થર ઊઠાવે, પોતે પડયો ન હોય તોય બીજાને પતનમાંથી બચાવે. તું જિનાજ્ઞાભંજકનો પણ તિરસ્કાર ના કરે. તું જ્યારે જ્યારે તિરસ્કાર કરે, ત્યારે ત્યારે કરજે તિરસ્કાર પેલા અધમ અધ્યવસાયોનો, અધમ-કર્મોનો જેણે આ સિદ્ધસદૃશ આત્માઓને આજે એક રાજ્ય, એક સ્રી અને પારકી પંચાતમાં લપેટી દીધાં છે,

અગાધ જ્ઞાનના માલિક ચૌદ પૂર્વને એક અંતર્મુહૂર્તમાં

પૂર્વાનુપૂર્વી અને પશ્ચાતનુવીર્થી સ્વાધ્યાય કરી શકે તેવાં પાંચદશ સાલની નકામી હુંસાતુંસીથી મેળવેલી રાજકીય ખટપટોમાં સંડોવાય ખરા ? જિનઆગમનાં નિર્મળનીર પીવાનાં છોડી વિકથા રૂપ ગટરનાં પાણી પીવે ?

પ્રભો ! ભક્તિ આપો, સન્માર્ગે દોરવાની બુદ્ધિ આપો, બળ આપો ધર્મતીર્થ પ્રવર્તાવવાનું, મારાથી આ સહન થતું નથી. તિરસ્કાર તો પોતાની આસક્તિનો બીજા કોઈનો ય નહિ.

મનક !

સિંહ ભૂખ્યો રહે, પણ ઘાસ ન ખાય; તેમ શક્તિ હોય, સામર્થ્ય હોય, જ્ઞાન હોય, જવાબ દેવાની તાકાત હોય, વાદવિવાદ કરી કોઈને પરાસ્ત કરવાની તાકાત હોય, છતાંય કોઈનોય તિરસ્કાર નહિ કરવાનો, કોઈને દુઃખ લાગે તેમ નહિ વર્તવાનુ. કોઈના દિલની કૂણી લાગણી દુભાય તેમ નહિ કરવાનું.

તારા હૈયામાં જીવમાત્ર પ્રત્યે શુભભાવ છે. જિનાજ્ઞાને તું સમર્પિત છે. તારી પાસે શબ્દોનો તોટો ના હોય, આચાર્ય ભગવંત સાથે ચર્ચા વિચારણા કરતાં બોલીશ : શું કહો છો ? કેમ કહો છો ? એ બધું ના સમજાય......આવું બોલીશ તો યોગ્ય કહેવાશે ? તારી વાત કોઈ દાદરામાંથી સાંભળે અને નિર્ણય કરી શકે ખરું કે તું વડીલ સાથે વાત કરે છે કે સમવયસ્ક સાથે વાત કરે છે. આપ ફરમાવો, મારી બુદ્ધિ અલ્પ છે, મને 'સમજાતુ' નથી. આપ આસન ઉપર બિરાજો, મને લાભ આપો, મને તારો, મારા ઉપર ઉપકાર કરો, આવા શબ્દો સંભળાય અને આગંતુક કહી દે : અહીં જ્ઞાની ગુરુ છે, વિનયી શિષ્ય છે.

યોગ્ય વ્યક્તિનો ઉચિત આદર નહિ, તો વિનય ક્યાં ? વિનય વગર સાધુતા શોભે ક્યાંથી ?

જેમ અયોગ્યનો અનાદર નહિ કરવાનો, તેમ યોગ્યના સન્માન પણ અવશ્ય કરવાના. પૂ. હરિભદ્રસૂરિ મહારાજ કહે છે : બીજા મહાપુરુષો અવિહેડનો અર્થ ક્રોધ નિષ્ફળ કરવો તેમ કહે છે.

મનક !

યાદ રાખી લે. સાધુતાની મજા તેના ભવ્ય પાલનમાં છે. સાધુનું મુખ સોહામણું હોય છે, એટલે દુનિયા તેની પાસે નથી આવતી. દુનિયા તેની સાચી આરાધના જોઈને ચરણરજ લેવા પડાપડી કરે છે, તેથી તારે ખૂબ સાવધાનીથી જીવવાનું છે. શક્તિ છતાં અયોગ્ય વિકથા કરનારાઓના અપમાન નહિ કરવાના, શક્તિ સમજ મેળવીને યોગ્યના ઉચિત સન્માન દિલનાં અદકેરાં ભાવથી કરવાનાં.

વિપરીત—અયોગ્ય દેખતાં ક્રોધ આવી જાય, ત્યારે પણ તેને અંદર સમાવી લેવાનો, નિષ્ફળ કરી દેવાનો તો તું અવિહેડક થઈશ. અને તે દ્વારા તારી સાધુતા પૂર્ણ કલાથી શોભતા ચંદ્રની જેમ સુશોભિત લાગશે.

આઠવર્ષના બાલમુનિને તે સમયના શાસનના ગચ્છધોરી પૂ. શય્યંભવસૂરિ મહારાજના એકના એક પનોતા પુત્રને પણ સંયમજીવનમાં આટલી સૂક્ષ્મ સાવધાની રાખવાની પિતા બાલક જાણીને માફ કરતાં નથી. આઠ વર્ષના બાળકને પણ કડક નિયમ પાળવાના વિકથામાં, પાપમાં, ગપ્પામાં. આસક્તનો પણ તિરસ્કાર નહિ કરવાનો. આપણે શું કરવાનું ? સાધુ સાધુતાનો તિરસ્કાર કરે......અપમાન કરે. પોતાનો સહવર્તી સાધક હીણો દેખાય, ઊણો દેખાય, તેવું સ્વપ્નમાં પણ કરે ?

આ જિનશાસનમાં લઘુસાધુનો પણ તિરસ્કાર વર્જ્ય છે, તો વડીલ સાધુની અવહેલના તો ક્યાંથી થાય ? સમુદાયની શોભાની વૃદ્ધિ કરનાર શાસનની પ્રભાવના કરનાર જ્ઞાની તપસ્વીનો તિરસ્કાર

તો શું તેમને અરુચિ થાય તેવું પણ ન કરે. પ્રભુ શાસન ફરમાવે છે, સમજાવે છે કે તું નાના સાધુનું પણ અપમાન કરીશ, તિરસ્કાર કરીશ તો તેં પરમેષ્ઠિ પદનું અપમાન કર્યુ કહેવાશે. આચાર્ય, ઉપાધ્યાય, વ્યાખ્યાનકાર આ બધા ક્યાં કર્મના ઉદયથી થાય ? તને ખબર છે ? તીર્થંકર નામ કર્મ જેવા પુણ્ય કર્મના આછા પાતળા ઉદયના સહારાથી વડીલના, શાસન પ્રભાવકના અપમાન કરીશ, તો તું તીર્થંકર નામ—કર્મ સદશ જેવા પુણ્યકર્મના ધારક પુણ્યશાળી આત્માની આશાતનાનો ભાગી બનીશ.

પૂ. હરિભદ્રસૂરિ મહારાજ તો દશવૈકાલિકની ટીકામાં ફરમાવે છે : અવિહેડ એનો એક અર્થ "કોઈનો તિરસ્કાર નહિ કરવો" એ છે અને બીજો અર્થ એ છે "યોગ્ય ઉચિત આદર આપવો." જો તું યોગ્યને ઉચિત આદર આપીશ તો તારી સાધુતા શોભશે.

જે વ્યક્તિ જે સન્માનને યોગ્ય હોય તેનું તે રીતે સન્માન કરીશ તો જ સાચો સાધુ બની શકીશ.



# ૪૨. પુદવી સમે મુણી હવિજ્જા

માતાપિતા વાત્સલ્ય સાગર હોય છે, ખુદના સંતાન માટે અનેક આશા અને અરમાન હોય છે. બિચારી 'મા' તો ગર્ભમાંથી પુત્રના મહાન સ્વપ્ન સેવતી હોય છે અને બાલકને જન્મબાદ પારણામાં પોઢાડતાં પણ પોતાના લાલની ભાવિની યશગાથા ગાતી હોય છે.

જગતના કોઈ પણ મહાપુરુષને પૂછી આવો : તમે મહાન કેમ બની શક્યા? જવાબ એક જ આવશે, અજ્ઞાત માનસમાં માતાપિતાએ મહાનતાનાં બીજ રોપ્યાં હતાં.

મહાત્મા પૂ શય્યંભવસૂરિ મહારાજ એક એવા પિતા છે. પત્નીને ગર્ભ રહ્યો એવી સંપૂર્ણ જાણ થતાં પહેલાં પોતે સંયમના માર્ગે વિહરણ પ્રારંભી દીધેલ. બાળક મનક માતાના રાજ્યમાં જન્મ્યો, પોષણ પામ્યો, અને પિતાની ખોજ માટે એકલો અટૂલો નીકળી પડયો. પિતા પુત્રનું મિલન થયું. પિતા જાણે છે, આજ મારો લાડલો છે, પણ પુત્ર હજી જાણતો નથી. મારા પિતા ક્યાં છે? કોણ છે?

પિતા શય્યંભવસૂરિ મહારાજ સંયમના જાદુગર છે. તેમના ઉપદેશના જાદુએ અનેકના મોહ દૂર કર્યા છે અને પરમાત્માના તારક ચરણોમાં કંઈક ભવ્યાત્માને સ્થાપ્યા છે.

પિતાપુત્રનું મિલન અને પૂ. શય્યંભવસૂરિ મહારાજની ક્રોસ એક્ઝામીનેશન શરૂ થઈ. ડોકટર વૈદ્ય બની ઘણાની વાઢકાપ કરી

હોય, પણ પોતાની કે પોતાનાની વાત આવી, ત્યારે મહારથીઓ પણ ધ્રુજી ઊઠયાં ..ન્યાયના આસન પર બેસી મધ્યસ્થના નિષ્પક્ષતા પર આરૂઢ થઇ ઘણાના સાચા ખોટાના ન્યાય તોળ્યા, પણ જ્યારે પોતાના પુત્રનો ન્યાય તોળવાનો અવસર આવ્યો, ત્યારે કંઈક સત્પથથી ચલિત થઈ ગયા. કોઈ વિરલ જ ન્યાયાસનને ન્યાયી રાખી શક્યા.

આજે પૂ. શય્યંભવસૂરિ મહારાજ સમક્ષ એક વિકટ સમસ્યા ઊભી થઇ છે. મારો આઠ વર્ષનો માસૂમ બાળક 'મા' ને છોડી એકલો અટૂલો પિતાજી પિતાજી કરીને ઝૂરતો મારી સમક્ષ આવીને ઊભો છે. એક જન્મના એક દેહના પિતાનાં દર્શન કરાવું કે અનંત—જ્ઞાનના દાતા અનંત આત્માના જતન કરનાર પરમાત્માના શાસનનાં દર્શન કરાવું ? પિતા તરીકે મારી ઓળખાણમાં તેના મોહની પણ અભિવૃદ્ધિ, મારા મોહની પણ અભિવૃદ્ધિ ..પૂર્વકથાનું સંસ્મરણ...ના જોઇએ વીતી ગયેલી વાતોની યાદ...સંગામી પિતાની શોધમાં આવેલ આ ધન્યાત્માને સમસ્ત સંયમીઓના પિતા જિનેશ્વરનાં દર્શન કરાવું...જિનશાસનનાં રહસ્ય આપું. પિતાનું કર્તવ્ય બજાવું અને આખરે પિતાનો વૈરાગ્ય વિજયી બન્યો...બાળક મનક બાલ મુનિ બન્યા ..પિતા આગમશાસ્ત્રના મંથન કરી વૈરાગ્યામૃતનાં રસાયણ બાલમુનિને પાઈ રહ્યાં છે.

રાજકુલમાં જેમ રાજમાતા રાજામહારાજાઓને ભોજનમાં દરરોજ થોડું થોડું ઝેર આપે છે. રોજ ઝેર ખાતાં ઝેર પચાવવાની શક્તિ આવે છે. તેમ પૂ. શય્યંભવસૂરિમહારાજ પ્રતિદિન બાલમુનિને સહનશીલતાના પાઠ ભણાવે છે, છતાં વાત્સલ્યમૂર્તિ પિતાને લાગે છે કે કદાચ બાળક સમજ્યે નહિ, ક્યારેક ભૂલ કરી દેશે, તો મારે તેને જેવો બનાવવો છે ને ભાવ રજૂ કરવા દે...

ભાગ્યવાન સાધક !

વધું શું કહું ! બસ "પુઢવી સમે મુણી હવિજ્જા" પૃથ્વીસમાન સહનશીલ બનજો.

શા માટે પૃથ્વી સમાન ? બીજા કોઈના જેવો નહિ અને પૃથ્વી જેવો...સમજાતું નથી? એમ સમજાશે નહિ...ચિંતન કરીશ તો જ સમજાશે ! મનન કરીશ તો જ મારી વાતનું રહસ્ય સમજાશે.

પૃથ્વી પોતાના પર જે નાખો તે સ્વીકારી લે. કોઈને ફેંકી ના દે, કોઈનો પણ નિરસ્કાર નહિ, જે આવો તે મારા, જેવા હોય તેવા પણ મારા. પૃથ્વી પર વિષ્ટા નાખો તો માટી સાથે મળી ખાતર થઈ ધાન્યોત્પત્તિમાં સહાયક થાય. પૃથ્વી પર મડદું નાખો તો ખુદના ગર્ભમાં લઈ તેની બદબૂ ટાળી ખુદનું સ્વરૂપ આપે. પૃથ્વી પર ફૂલ નાખો તો તેની સુવાસથી મઘમઘી અનેક નવા છોડોને પેદા કરે. પૃથ્વી પર ગોટલો નાખો તો આંબારૂપે નવસર્જિત કરે, એકમાંથી અનેકને પેદા કરે. પૃથ્વી પર ગમે તેટલો ભાર નાખો, તો પણ મૌનપૂર્વક સહન કરી સદા સૌને ધારણ કરવામાં મસ્ત રહે.

પૃથ્વી અશુદ્ધને શુદ્ધ કરે, અશુદ્ધને ગાળી નવપલ્લિત કરે. પૃથ્વી બીજરૂપે રહેલી શકિતને વિકસિત કરે. પૃથ્વી કયારે પણ કર્તવ્ય ભ્રષ્ટ થાય નહિ. પૃથ્વી કયારે પણ બડબડાટ ન કરે — પૃથ્વી કયારે પણ બડાઈ ના કરે. પૃથ્વી કયારે પણ માન — અપમાનની વાત ના કરે.

મનક ! તારે પણ પૃથ્વી જેવા બનવાનું છે. સહવર્તીઓમાં કોઈ ક્રોધી, કોઈ માની હોય તો તું તારી સહનશીલતા દ્વારા તેમના અવ-ગુણની અશુદ્ધિ દૂર કરજે. સહવર્તીઓમાં કોઈ મોહી હોય તો શાસ્ત્રના વૈરાગ્યામૃત વડે તેમના જીવનને નવપલ્લવિત કરજે. સહવર્તીઓમાં કોઈ બુદ્ધિમાન — પ્રતિભાવાન બાળ સાધુ હોય તો તેના યોગક્ષેમ કરી તેનો આધાર બનજે. બાલ વૃદ્ધ ગ્લાનની સેવા કરતાં કયારે પણ મિજાજ ગુમાવતો નહિ, કયારે પણ તેમની ઉપેક્ષા કરતો નહિ. જિનાજ્ઞાને વિચારી હાર્દિકભાવોથી તેમની સેવા દ્વારા સહાય કરે તે સાધુ આ કર્તવ્યધર્મમાં આગળ વધજે.

વૈરાગી મહાત્માઓ પાસે પણ કોઈવાર ક્રોધ વિજયી બની જાય છે. કોઈવાર સમુદાયના સાધુ ગુસ્સો કરે ત્યારે તું મૌનની મસ્તીમાં મ્હાલજે. સવાલજવાબ પ્રતિકાર, તર્કવિતર્ક ના કરતો. સાંભળવાની શકિત મેળવજે. સમુદાય છે. અવશ્ય ગુણી મહાત્માઓ રહેવાના. ગુણાનુરાગીના દ્વારા તે તારા ગુણ ગાશે. તને ધન્યાત્મા...પુણ્યાત્મા.. તમારા જેવા જ્ઞાની સેવાભાવી સંયમી દુર્લભ. તમારા દર્શને ધન્ય બન્યો...ત્યારે કહેજે અને માનજે પ્રભુના શાસનનું સાધુજીવન મહાન છે. સાધુપદમાં આ ગુણ હોય છે, આપના આશીર્વાદ અમોધ છે. આપની કૃપા મને આ ગુણોનો માલિક બનાવે, બાકી આપ જે કહો છો, તે આપના ગુણાનુરાગી સ્વભાવને કારણે છે. આપની દષ્ટિ ગુણ દષ્ટિ હોવાથી ગુણ દેખાય છે. બાકી મારી વાત તો જાહેરમાં કરવા જેવી નથી.

સમુદાયના કોઈ વાચાળ સાધુ તારી મશ્કરી કરી દે, પણ ભૂલે ચૂકે એ વાત દિલ પર લાવતો નહિ, બોલતો નહિ, બસ બહુ થાય તો એમ વિચારજે: જગતમાં કેવી વિચિત્રતા છે! ગુલાબ સાથે કાંટા! મહાત્મા સાથે હાસ્ય ક્રિયા ..આનાથી આગળ વધારે કયારે પણ વિચારતો નહિ, નહિતર તુ કર્મશાસ્ત્રનો નિષ્ણાત છે તે નહિ માની શકાય. ...અપમાન સમયે પાપના ઉદયને વિચારવાનું છે — પણ માન સન્માનમાં આપણો પુરુષાર્થ બુદ્ધિ પ્રતિભાને આગળ કરવાનો નથી. ત્યાં પણ રોજ વિચારવાનું...કર્મ પરમાણુ તો તેના તેજ મેં જેવા અધ્યવસાયે તે પરમાણુ ગ્રહણ કર્યાં, તે રૂપે પરિણમ્યાં. મારા શુભ અધ્યવસાય કયારે પરિણમે કર્મપરમાણુને તીર્થંકર નામ કર્મરૂપે પરિણમાવું, મારામાં કયારે એવી તાકાત આવે, સર્વ સંવરભાવને સાધું.

મુનિ! તારી સહનશીલતા જયારે પૃથ્વી સમાન થશે, ત્યારે દેવેન્દ્રો તારા ચરણે આળોટતા હશે. મોહનીય કર્મનો ઉપશમ નહિ, ક્ષય થઈ જશે. પૃથ્વીસમાન સહનશીલ બનીશ ત્યારે અઠ્ઠાવીશ અઠ્ઠાવીશ

પ્રકૃતિ તને છોડી દૂર દૂર ભાગી જશે. પછી બીજાં કર્મોને હઠાવવા તારે પ્રયત્ન નહિ કરવો પડે. મોહ તેની સેનાને કહેશે...ભાગો, સહનશીલતા વિજયી બની છે. મૂઠીવાળીને દોડો, કર્મ તારાથી દૂર દૂર ભાગી જશે. ક્ષાયિકભાવનું શુદ્ધ ચારિત્ર તારા આત્મમંદિરના દરવાજે દર્શન દેશે.

મનક! મહાત્મા પૃથ્વી સમા સહનશીલ બન્યા પણ... અમે... સાધુ બન્યા છીએ. સાચા સાધુ બનવાની ભાવના છે, પણ આ ક્રોધનો લાવારસ એટલો ઊકળે છે કે અમારી સહનશીલતા રૂપ પૃથ્વી પર હરઘડીએ ધરતીકંપ થાય છે. ગુરુદેવ! અમને સહનશીલ બનાવો. અમે પણ આપના મનક, અમારું પણ કલ્યાણ કરો. એ જ તારક ચરણમાં વિનંતિ.



# ૪૩. અત્તાણં ન સમુક્કસે જે 'સ' ભિક્ખૂ

માનની ઝંખના જાગે છે, ત્યારે માનવમન સંતપ્ત બની જાય છે. માનની કીર્તિની લાલસા અજાણે બે ભયંકર દોષ આપણામાં પેદા કરી દે છે.

પર નિંદા —સ્વ પ્રશંસા

આ બે એવા ભયંકર દુર્ગુણ છે, જેમાં જ્ઞાની પણ ભૂલ ખાઈ જાય છે. તપસ્વી પણ ચક્કર ખાઈ જાય છે, સાધક પણ ભૂલ કરી બેસે છે, આરાધક પણ ભૂલ કરી બેસે છે.

ઘણી વખત તો એવુ બને છે કે માનવ સમજી પણ શકતો નથી કે હું ભયંકર દુર્ગુણને આધીન બની જાઉં છું.

પરનિંદા અને સ્વપ્રશંસા માનવમાં એટલી સહજતાથી પ્રવેશી ગઈ છે કે કોઈ ભલો સજ્જન તેને જરા સાવધાન કરે ભાઈ ! શા માટે તું બીજાની પંચાત કરે છે ?

"શું હું પંચાત કરું છું ? હું કોઈ દિવસ પારકી પંચાત ના કરું, પણ મારો સ્વભાવ સ્પષ્ટ વક્તા જેવો છે. જે જોઉં તે સાચું કહી દેવાય...ના ભાઈ ના...હું પંચાત કરતો નથી."

પેલો સજ્જન વિચાર કરતાં જરા હસી પડયો, પેલા ભાઈ કહે, "કેમ મારી વાત તમને હસવા જેવી લાગે છે? મારી બુદ્ધિ તીક્ષ્ણ છે, સ્મૃતિ શક્તિ તીવ્ર છે, સરસ્વતી જિહ્‌વાગ્રે છે એટલે કોઈ પણ પ્રસંગ જોયો, તેની સ્પષ્ટ વિવેચના થઈ જાય છે. ભાઈ, આ શું પંચાત કહેવાય ? પંચાત તો મને જરાય ના ગમે, પણ હા મારો સ્વભાવ સ્પષ્ટ કહેવાનો એટલે કોઈવાર સામાને ના ગમે, માઠું લાગી જાય.

હું તો સાચું કહું છું, મને ગોળ ગોળ ના આવડે, આપણે એ શીખ્યા જ નથી.

સજ્જન ગંભીર બનીને કહે છે : ભાઈ ! સ્પષ્ટ બોલતાં જ શીખ્યા છો કે પછી સ્પષ્ટ સાંભળતાં પણ ? મીઠું બોલવું ગમતું નથી કે મીઠું સાંભળવું ? શાન્ત સ્વસ્થ થઈને જવાબ આપો.

આ પ્રશ્નોત્તરી કદાચ કોઈ વ્યકિતની હશે. રૂપ, રંગ, ભાષા—સ્થળ—સમય અલગ હશે, પણ સમસ્ત માનવી માનવી વચ્ચે થતી કજિયાની હોળીની પ્રશ્નોત્તરીનું મૂળ આમાં છે. તેમજ વિશ્વની સમસ્ત શાંતિનાં બીજ પણ આમાં છે. માનવીની ભાષાનો જેટલો જૂનો ઈનિહાસ છે, પરનિંદા અને સ્વપ્રશંસાનો એટલો જ જૂનો ઈતિહાસ છે પરનિંદાનું પાપ જેમ ભયંકર છે, તેમ સ્વપ્રશંસાનું પાપ તેનાથી ય અધિક ભયંકર છે.

**સ્વપ્રશંસાનાં સ્વભાવમાંથી જ પરનિંદા પ્રગટ થાય છે.**

જેને સ્વપ્રશંસા ના ખપે, તેને પરનિંદાની ખટપટમાં કયારે ય પડવું પડતું નથી. સ્વપ્રશંસાની ભૂખ એટલી બધી જબરી છે, કે એક ચિંતકે કહેલું કે જીભ મીઠો રસ ખાઈને થાકે છે, પછી ખાટું, ખારું માગે છે, પણ કાન કયારે ય મીઠાશથી ધરાતા નથી, તેને કડવું સાંભળવાની ટેવ જ નથી. હજાર દિવસ મીઠાશથી કહ્યું, પણ એક દિવસ કડવું બોલાઈ ગયું. તો ખેલ ખતમ.

સ્વપ્રશંસાનો રસ લાવારસની જેમ સદૈવ સળગતો રહે છે. લાવારસમાંથી ધરતીકંપ થાય તેમ સ્વપ્રશંસામાંથી પરનિંદા પેદા થાય. દુનિયામાં કોઈ ધન્યાત્મા હશે જેણે કયારેય પરનિંદા નહિ કરી હોય, પણ કોણ મહાત્મા હશે જેણે સ્વપ્રશંસા સાંભળી પણ નહિ હોય ? કોણ સંત હશે જેને સ્વપ્રશંસાએ એકવાર હચમચાવી ના મૂકયા હોય ? સ્વપ્રશંસાએ ઉન્નત જીવનને પતનાભિમુખ લઈ જનાર લપસણિયું પગથિયું છે.

જીવનમાર્ગના સાચા રાહબર જીવનની બધી આંટીઘૂંટી સમજાવે—જીવનમાર્ગમાં સફળતાની કેડીઓ બતાવે. સાથે જીવનની ભૂલભૂલામણીના પાઠ પહેલાં જ ગોખાવી દે.

પૂ. શય્યંભવસૂરિ મહારાજ "માનવી મન" પાસે એક સિદ્ધિની ગુટિકા મૂકે છે. "માન – વમન" પ્રગતિ પથનો મુસાફર થતાં પહેલાં આ ગુટિકા સદૈવ મુખમાં રાખજે. ઉન્નતિ તારા ચરણમાં આવશે. જેમ માતા બાળકને જેવો બનાવવો હોય તેવા સંસ્કાર ગળથૂંથીમાંથી આપે, તેમ.

ગુરુદેવ પૂ. શય્યંભવસૂરિ મહારાજ સિદ્ધિસાધક છે. હજારો શિષ્યના પ્રગતિપથના માર્ગદર્શક, ખુદના બાલપુત્ર સાધુ મનકના સાચા રાહબર ના બને એ? બને.

બાલક મનકને ગુરુ કહે છે: "અત્તાણં ન સમુક્કસે જે સ ભિક્ખૂ" ખુદની બડાઈ ના કરે, તે સાધુ, પણ અનાદિ કાળનો આ રોગ દૂર કરવા પ્રભુમાર્ગનો અભ્યાસ કરવો પડશે. બધું ભણીશ, પણ કર્મનું તત્ત્વજ્ઞાન નહિ લે તો તારો રોગ નહીં જાય. સ્વપ્રશંસાનો રોગ હટાવવા કર્મની પ્રકૃતિ કે એકલા બંધહેતુ ગણીશ, તે નહીં ચાલે. જેમ પ્રત્યેક આત્મા પૃથક છે, તેમ પ્રત્યેક આત્માનાં પાપ અને પુણ્ય જુદાં છે. પાપ અને પુણ્યના ઉદયને આધીન સૌની પ્રવૃત્તિ છે. કર્મનો ઉદય મિથ્યા કરવાની તાકાત કોની છે?

નંદિષેણ જેવા મહાત્મા દીક્ષા લે ચારિત્રમોહનીયકર્મના ક્ષયોપશમના કારણે. નંદિષેણ જેવા મહાત્મા દીક્ષા છોડે ચારિત્રમોહનીય કર્મના ઉદયના કારણે. નંદિષેણ જેવા મહાત્મા વેશ્યાના ઘરમાં રહ્યા. પ્રતિદિન દશ આત્માને તારી શકે. કયા કર્મના કારણે?

ઉપદેશલબ્ધિના પ્રતાપે. એક જ વ્યક્તિમાં એક સાથે પાપ પુણ્યના કેવા વિવિધ — વિચિત્ર ઉદય છે?

પ્રભુશાસનના પ્રતાપે તું જ્ઞાની થઈશ, તપસ્વી થઈશ. સાધક થઈશ, પણ સાધુ તો ત્યારે જ થઈશ, જ્યારે આત્મોત્કર્ષ નહિ કરે. આત્મોત્કર્ષની—બડાઈની ભાવનાને અને સાધુતાને પૂર્વ—પશ્ચિમનું અંતર છે.

મનક...

તાચી હૈયાની નોધપોથીમાં નોંધી લે.

મારે સાધુના જોઈએ છીએ, માટે મારી વાહ—વાહનાં ગીતો કયારે ય નહિ ગાઉ. આ એક એટલી સુંદર રીત છે કે એક કાકરે બે પંખી ઊડશે. આત્મોત્કર્ષ કરવાની ટેવ જશે એટલે પરનિંદા જશે. પરનિંદા જશે એટલે તારે દુર્ગુણ અને દુર્ગુણીને સ્વપ્નમાં પણ જોવાના નહિ.

ગુણ અને ગુણીના દર્શન દ્વારા તારું સાધુજીવન પ્રશંસાથી મઘમઘી ઊઠશે.

સાધુ બનવા માટે જેમ રજોહરણ, મુહપત્તિ, ગુરુનિશ્રા જરૂરી, તેમ સાધુ બનવા માટે સ્વપ્રશંસાનો ત્યાગ પણ એટલો જ જરૂરી છે.

બેટા ! કોતરી નાંખ તારી દિલની દીવાલ પર, દિલની દીવાલ પર લખાયેલ લેખ કયારે ય ભૂંસાશે નહિ.

**પોતાની પ્રશંસા ન કરે તે સાધુ...**

મનક, બસ એક જ વિચાર, તું સાધુ બન. સાધુ બનવા જે છોડવું પડે તે કાચી સેંકડમાં છોડ. એ જ તારા પિતાની હિતશિક્ષા.



# ૪૪. નિરુવકકેસે પરિયાએ



જેની પાસે મન છે, તેવો કોઈ પણ માનવ ઝગડા, ટંટા, ફિસાદ, લડાઈ, વેર, ઈર્ષા, અદેખાઈ પસંદ કરે? જે માનવ થઈને પણ આવી આસુરી વૃત્તિમાં રમે છે, તે દેહનો માનવ, પણ દિલનો અસુર છે.

અભિલાષા અને પ્રવૃત્તિ વચ્ચે ક્યારેક આકાશ અને પાતાળનું અંતર રહે છે. ત્યારે થાય શું : માનવ ! તું આટલો વામન ! અભિલાષા પ્રમાણે પ્રવૃત્તિ ના કરી શકે? જવાબ એક જ મળશે... મજબૂર છું... સંસારના ચક્કરમાં ફસાયો છું.

મનક !

તેં સંસાર છોડયો. મુનિવ્રત ગ્રહણ કર્યાં.

સાચે સંસાર છોડવાના બહાને તેં સમસ્ત દુઃખના કારણરૂપ ક્લેશને છોડયો છે. ગૃહસ્થનું જીવન એટલે ત્યાં ક્લેશપ્રધાન બને. સાધુનું જીવન એટલે સમતાપ્રધાન બને. બિચારો ગૃહસ્થ ઝંખે : મારે ઝઘડો ગુસ્સો નથી કરવો, રાગદ્વેષ નથી કરવા, પણ ગૃહસ્થ વૃત્તિ જ ક્લેશથી સભર છે.

ગૃહસ્થજીવન એટલે ચિંતિનજીવન,

મુનિજીવન એટલે નિશ્ચિંત જીવન.

ગૃહસ્થને છ શત્રુઓ તો સંસારમાં રહેવા માત્રથી વ્યાકુળ કરી દે છે. નિવાસ, વસ્ત્ર, આહાર, સંપત્તિ, સંતતિ અને સ્વજન.

સંસારમાં રહેવા પ્રથમ ઘર જોઈએ. ઘર પોતાનું કરવા આકાશ પાતાળ એક કર્યાં. હવે એ ઘરમાં કોઈ પેસી ના જાય, બગાડી ના જાય, ખરાબ ન કરે, તે માટે સતત સંઘર્ષ કર્યા કરવાનો. ઘરની ચિંતા કંઈક ઓછી થાય, ત્યાં સમાજમાં જીવવા મોભાદાર વસ્ત્રો જોઈએ. વસ્ત્રની એક મહિનામાં એકવીશ જાત બદલાય. દરરોજ નવી નવી પદ્ધતિ બહાર પડે, કદાચ મનમાન્યાં વસ્ત્રદ્વારા વેશભૂશા કરી, પણ દેહનું સૌંદર્ય કયારેય બદલાઈ જાય? વસ્ત્રો પાછળ સમય સંપત્તિ બગાડયાં, પણ ચિંતા તો પાછી તેની તે. કોઈ પ્રશ્ન વરસમાં એક વાર આવે. કોઈ પ્રશ્ન મહિનામાં એક વાર, કોઈ પ્રશ્ન દિવસમાં એક વાર પણ પણ આહારનો પ્રશ્ન સ્વાદ લોલુપીને ચોવીશ કલાક સતાવે. કેમે કરી ભોજન પ્રાપ્તિની સમસ્યા હલ કરે, ત્યાં જીભ અને પેટ બે યુદ્ધ જમાવી દે. જીભ મનપસંદ ખોરાક ઝંખે. જીભને ગમતો ખોરાક લીધો એટલે પેટ બળવો પોકારે. ઝાડા, ઉલટી, રોગ. બિચારો મૂંઝાઈ જાય. શું કરવું? જીભનો સ્વાદ સચવાય, તો શરીર રોગી બને. શરીરનું ધ્યાન રાખે, તો જીભ બળવો પોકારે, મોઢામાં જ કાંઈ ના જવા દે. આહારની ચિંતા ઘણી મોટી. આહાર માટે આહારનો પ્રશ્ન હલ થાય, ત્યાં આરોગ્યનો પ્રશ્ન ઊભો થાય આરોગ્યનો પ્રશ્ન એવો ઉધમાત મચાવી દે કે ડાહ્યો પણ ગાંડો બની જાય અને તેમાં આજની ચિકિત્સા એટલે પૈસાનો ધુમાડો! આમ ચિંતાનું જ ચક્ર!

કેટલું ચિંતાયુક્ત ગૃહસ્થ જીવન! અન્નવસ્ત્ર અને નિવાસ જેવી પ્રાથમિક સમસ્યા જરા હલ કરી, ત્યાં તો મોટી સમસ્યાની વણઝાર આવી. સંસારમાં જીવવા તો પૈસા જોઈએ. સ્વાર્થી લોકો સંપત્તિ સિવાય કોઈને સ્થાન આપતા નથી. તમારા જીવનનું મૂલ્યાંકન ન કરો. નાસો, દોડો, ભાગો, ચોરી કરો, જૂઠ બોલો, અન્યાય કરો, પણ સંપત્તિ મેળવો. સમાજ તમારા ગુણનો પૂજક નહિ, સંપત્તિનો પૂજક છે. સંપત્તિ

માટે આકાશ—પાતાળ એક કર્યાં. કંઈક પુણ્યે સાથ આપ્યો. સંપત્તિ મળી પણ સંતતિ વગરની સંપત્તિને શું કરવાની? હાય! આ તો વરદાન છે કે શાપ? સંતતિની ઝંખનામાં ઘેલો બન્યો. કેટલું ય કર્યું, સંતતિ ન મળી. હાય દુઃખી હાય ચિંતા, કોણ સેવા કરશે? સંતતિવાળા માતાપિતા રુદન કરતા આવ્યાં: પ્રભુ! પ્રભુ! અમને નિર્વંશને વરદાન આપો. અમે તો માનવનાં માતાપિતા છીએ કે વાનરનાં? સમજાતું નથી. સંતતિ શાંતિ નથી આપતી, આહ આપે છે. સંતતિની ચિંતા જિંદગીની અર્ધી શક્તિ બરબાદ કરે છે. ત્યાં સ્વજનોના મોટા પ્રશ્ન...ન બોલાવીએ તો અભિમાન, બોલાવીએ તો કહેશે મોટાઈ દેખાડવા ડોળ કરે છે. એક સ્નેહી ખુશ, ત્યાં બીજા સ્નેહી નારાજ થઈ જાય.

દિવસનો મંગલ પ્રારંભ સુપ્રભાતથી નહિ, હજારો સમસ્યા સાથે. જાગતાં પણ ચિંતા, નીંદમાં પણ ચિંતા. ચિંતા ચીડિયો, એકલવાયો, અતડો, ગુસ્સાબાજ બનાવે, સંઘર્ષો હલ થતા નથી એટલે શાગર્દ પના ભયંકર અભાવસાગમાં આવી જવાય છે. પહેલાં જે પાણથી ધ્રૂજતો, તે હવે નિશ્ચિંત બનીને કરું છું, પણ અંતે જ્યારે અસહાય અવસ્થા આવે છે, ત્યારે રુદન કરું છું, પણ કોઈ આંસુ લૂછનાર નથી. જન્મ્યા રુદન સાથે, જીવન પણ રુદન સાથે અને મૃત્યુ પણ રુદન સાથે. આવું ક્લેશમય ગૃહસ્થ જીવન છે, ત્યાં સુખ, શાંતિ, સ્નેહ, સંપ, સમતાના દર્શન ક્યાંથી થાય? ચિત્તની પ્રસન્નતા ક્યાંથી પ્રગટે? સહજ આત્મભાવના દર્શન પણ દુર્લભ.

મનક! તું કેવો પુણ્યાત્મા! કોઈ પણ ચિંતા તારી શક્તિનો હ્રાસ કરે? તારા મનને ક્લેશયુક્ત બનાવે તે પહેલાં પ્રભુમાર્ગને તું પામી શક્યો. તારો દેહ પવિત્ર, તારું વચન પવિત્ર, તારું મન પવિત્ર, તારી ઈન્દ્રિયો પવિત્ર અને તારી બુદ્ધિ પવિત્ર. તે સમયે પવિત્રાતિપવિત્ર

પ્રભુના ચારિત્રને પામ્યો. તારા પુણ્યની શું અનુમોદના કરવી ! તારો પવિત્ર નાદ વિશ્વમાં ગુંજીત બનશે. નિરૂવકકેસે પરિયાએ.

**મુનિજીવન ક્લેશ રહિત છે, નિશ્ચિંત છે.**

મુનિ જીવનમાં ચિતત્તપ્રસન્નતારૂપ સમુદ્ર આનંદે લ્હેરાય છે. તું અણગાર બન્યો એટલે ઘરની ચિંતાથી મુક્ત બન્યો. તું બ્રહ્મચારી બન્યો એટલે વસ્ત્રની પંચાતથી બચ્યો. શાંતિપ્રેરક તારા હૈયાના શુભ-ભાવ સમા શુભવસ્ત્ર તારા પરિધાન. તું જિતેન્દ્રિય અને પરિષહજયી ભિક્ષુ બન્યો એટલે આહાર અને સ્વાદ બંનેની સમસ્યા દૂર ભાગી. માધુકરીવૃત્તિ, તારાં અણમોલ વ્રત જીભના માટે નહિ, સયમની સાધના માટે આહાર ગ્રહણ કર્યા, રોગ અને સ્વાદ બંને દૂર ભાગ્યા. તું નિષ્પરિગ્રહી બન્યો એટલે સંપત્તિને તેં તુચ્છ ગણી પ્રભુના શાસ-નની સાધુતા એટલી જ ઉત્તમ કે જ્યાં ધનની કોઈ જરૂર જ ના પડે, તું નિર્મમ બન્યો એટલે દેહની મમતા છોડી. જેને દેહનાં મમત્વ નહિ. ઇંદ્રિયોનાં તોફાન નહિ, કોઈ ઈચ્છા નહિ. આશા નહિ તો તને સંતતિનો પ્રશ્ન જ ક્યાં ?

તું નિસંગ બન્યો. સમસ્ત સંસાર તને અસાર લાગ્યો. સંતતિની જેણે ઝંખના છોડી, તેને સ્નેહી સ્વજનનાં બંધન શાનાં લાગે. સ્નેહી, સ્વજન, ગ્રામ, નગર, દેશ, જાતિ, કુટુંબ બધાથી તું દૂર ગયો. હવે સ્નેહી સ્વજનનાં દુ:ખ તને શાનાં ?

**મનક !**

પ્રભુની સાધુતાએ તને સંપૂર્ણ નિશ્ચિંત બનાવ્યો. ગુરુદેવ તથા સમુદાયના પ્રત્યેક સાધુ જ્ઞાની અને ચારિત્રી એટલે નિ:સ્વાર્થી અને પરોપકારી. જ્ઞાની, નિ:સ્વાર્થી અને પરોપકારી સાધુકુળમાં તારા સંસ્કાર અભિવૃદ્ધિ પામ્યા. ગુરુદેવનાં જ્ઞાન મળ્યાં. તારા જીવનમાં સમતા, શાંતિ, પ્રસન્નતા, ઉદારતા ગુણો શોભવા લાગ્યા. કષાય મોહનીયનો

ક્ષય તો બારમા ગુણસ્થાનકની પ્રાપ્તિ પૂર્વે થાય, પણ અપ્રમત્ત આરાધના દ્વારા તેં કષાયની અવસ્થામાં કષાયોને ક્ષીણ બળવાળા કરી દીધા. કષાય મોહનીયનો ઉદય હોવા છતાં તેં શાંતિનું સામ્રાજ્ય જમાવ્યું. મૌન અને ભાષા સમિતિ દ્વારા ક્રોધનું મોઢું બંધ કરી દીધું. ક્લેશવૃત્તિ તારાથી દૂર ભાગી ગઈ. ક્લેશ રહિત વૃત્તિનાં દર્શન તારા દ્વારા થાય છે.

મનક !

તારી જીવનવૃત્તિ શા માટે તને સમજાવું છું ખબર છે? મન મર્કટ છે. ઘડીમાં રાજસિંહાસન પર પહોંચી જાય છે, તો ઘડીમાં નરકની ગોદમાં પહોંચી જાય છે. ચારિત્ર ગ્રહણ કર્યું, પણ અધ્યવસાયો વિચિત્ર છે, કયારેક મન સંસારની દિશા તરફ પણ જુએ, તો તું એમને હુકમ કરજે : રૂક જા...સોવકકેસે. ગિહવાસે. ગૃહવાસ ભયપ્રદ છે. નિરૂવકકેસે પરિયાએ. સાધુજીવન અભયપ્રદ છે. તારી વિચારણા, તારું ચિંતન તારા જીવનમાં મંગળ કરશે. સંયમના અનુપમ લાભ સમજાશે. સંસારની દુઃખદાયકતા સમજાશે. તું શાંતિનો ચાહક? અશાંતે સંસારના માર્ગે ગમન નહિ કરે. તું સમતાનો ઉપાસક! મહાશાંત સંયમનો સાધક બનીશ.

જીવનમાં આરોહઅવરોહ આવવાના, પતન અને ઉત્થાનના સમયો આવવાના.

તને જ્ઞાન આપ્યું છે. પતનના નિમિત્તો આવે તેને પ્રગતિનાં નિમિત્તો બનાવ. અવનતિને ઓળંગી જા.

જા...બેટા...જા!

સિદ્ધોની સાથે નિવાસ કર! તારું પ્રસ્થાન મંગલમય બનો. અભય બનો. ભયસ્થાન તને નિરાશ કરવા, નિરુત્સાહી કરવા નથી બતાવ્યાં, પણ સાવધ રહેવા બતાવ્યાં છે. અભયસ્થાન તને આશાવાદી બનવા દેખાડયાં છે.

તારા જેવા લઘુકર્મીને તો ફક્ત દિશાસૂચન કરવાનું. અનેક જન્મોની આરાધના, સાધનાએ બાલ્ય ઉંમરમાં દીક્ષા મળી. સફળ થાઓ...તમારું પ્રસ્થાન...પ્રયાણ એજ હિતભાવના.

ગુરુદેવ !

મહાત્મા મનક તો સાચે મહાન આત્મા છે. એમના જીવનમાં વિજયની વરમાળા હોય, પણ અમે દેહના મોટા પણ સંયમભાવમાં બાલ થયા. અમને સંયમમાં મહાન બનાવો.

એ જ હાર્દિક પ્રાર્થના.



# ૪૫. ચએજજ દેહ ન હુ ધમ્મસાસણં

શૂરવીરોને કોઈ મારી શકતા નથી, તેઓ મરતા નથી, પણ દેહનાં બલિદાન દ્વારા ધ્યેયની—નિષ્ઠાની જ્યોત વણબૂઝી પ્રજ્વલિત રાખે છે. જ્યારે સ્વતંત્રતાનો પવન ફૂંકાઈ રહ્યો હતો, ત્યારે સ્વતંત્રતાની વાત કરનાર ભારતીય સ્વતંત્રવીરને બ્રિટિશ સરકાર ફાંસીની સજા કરતી હતી. ફાંસીના માંચડા પર તેઓ મુક્ત હાસ્ય કરતા હતા. બ્રિટિશ અમલદાર પૂછતા કે તમને મરણની વેદના સતાવતી નથી ?

"મરણ કોનું ? દેહનું કે આત્માનું ? હું ભારતીય છું. આત્માના પુનર્જન્મમાં માનું છું. આ જન્મમાં તો સ્વતંત્રતાનો રંગ મોડો જામ્યો આવતા જન્મમાં માતાના ગર્ભમાંથી સ્વતંત્રતા માટે લડવાનો ભેખ લઈશ. વળી જીવતો હતો, ત્યારે એક જગાએ ભાષણ કરી શકતો હતો, એક સ્થળે રહી શકતો હતો, હવે સ્વતંત્રતાની ભાવના વાળી મારા દેહની રાખ—ભસ્મ સારા દેશમાં ફેલાશે અને દેશવ્યાપી સ્વતંત્રતાની જેહાદ જગાવશે. મારું બલિદાન નિષ્ફળ નહિ જાય તમારી સત્તાને ધરાશાયી બનાવશે. ચાલો ... ચાલો, વાત ન કરો, મારે મોડું થાય છે. શૂરવીરોનું મૃત્યુ ન હોય, બલિદાન હોય."

મનક !

તું વ્રતધારી નહિ, મહાવ્રત ધારી છે.
તું ઋષિ નહિ, મહર્ષિ છે.

તારી પ્રતિજ્ઞા સામાન્ય નથી, સંયમ લીધું તો હવે ઉજ્જવલ બનાવ. તારો લલકાર......તારો પડકાર સૌધર્મેન્દ્રને પણ હચમચાવી

નાખનારો હોય. કોઈ બકાલ પૂછશે : તેં દીક્ષા લીધી પણ, વિહાર નહિ
થાય તો ?' 'લોચ નહિ થાય તો ?' જીવનમાં મુશ્કેલી આવશે તો ?"

પ્રથમ તો જિનશાસનમાં સાધુને મુશ્કેલી આવે શાની ? મુશ્કેલી
આવે પુદ્ગલ પ્રેમીને......! સાધુએ તો પુદ્ગલ સાથે સગાઈ તોડી
નાખી, સંબંધ તોડયા. તેની સામે શાનું જોવાનું ? સાધુ એ તો આત્મ
પ્રેમી, આત્મ રમણતા સાથે તેને ઘેલું લાગ્યું. આત્મદેવને ચિત્ત પ્રસન્ન-
તાની મસ્તી ચઢી. હવે પુદ્ગલ પ્રીતિ ક્યાંથી થાય ? જિનાજ્ઞા દ્વારા
આત્માની શક્તિ જાણી ન હતી. ત્યાં સુધી દેહનાં જતન કર્યાં. દેહની
પ્રીતિમાં વ્રતને વિસાર્યાં...ગઈ કાલે પુદ્ગલના ધર્મો મને સતાવતા હતા,
પણ આજે તો આતમ રાજની ચિદાનંદની મસ્તી મને આકર્ષી રહી
છે. પહેલાની વાત કરું.

ગુરુ મને હિતશિક્ષા આપે તે ચોક્કસ ગમતું, પણ મારું અભિમાન
મારી આગળ પાછળ આંટા મારી મને કહેતું : જો જો જાતનાં અપમાન
ન થવા દેવાય, ગુરુની સેવા કરવાની, પણ તિરસ્કાર નહિ સહેવાનો.

પણ જ્યારથી મોક્ષની ઉત્કટ અભિલાષા જાગી છે, ત્યારથી મારું
અભિમાન બિચારું મૂંગું થઈ ગયું છે. નમ્રતા મને કહે છે. ભલા
ભાઈ ? સહનશીલતમાં ધર્મ છે. કેળા કેવી રીતે ખાય છે ? છાલ ફેંકી
દઉં છું અને અંદરનો ગલ ખાઈ જઉં છું. ગલ કેવો લાગે છે ?
બહુ મીઠો, આરોગ્ય દાયક. બસ ગુરુનાં વચન સાંભળ, ત્યારે પણ એમ
કર. કડવાશ કઠોરતા રૂપ છાલ એ તો શબ્દ જન્ય છે, તે ફેંકી દે.
હયાની હિતભાવના સ્વીકારી લે. આત્મ સ્વાસ્થ્ય અવશ્ય પ્રાપ્ત થશે.

આજકાલ માયા તો સંતાઈ ગઈ છે. સરળતા સમગ્ર જીવનમાં
છવાઈ ગઈ છે. સરળતા દ્વારા મારા જીવનમાં ક્યાંય કોઈ પ્રશ્ન રહ્યો
નથી. મારી વાત સરળતાથી સમજાવું છું. સરળતાથી સૌની વાત
સ્વીકારું છું. હવે તર્ક, અનુમાન, ખટપટની જરૂર પડતી નથી એટલે

માયા બિચારી ખિસાઈ ગઈ છે. લોભનું ગજું શું? મારા નિષ્કામ રૂપી રાજમહેલમાં પ્રવેશી શકે ખરો? મેં સ્ત્રી—પુત્ર, ધન, ઘર, કીર્તિ બધું છોડી દીધું છે. જ્યાં કોઈ ઈચ્છા નથી, આશા નથી, જે મળે...જેવું મળે તેને સંયમનું સાધન બનાવી લઉં છું, પછી લોભ જાદુગર ક્યાં પ્રવેશ કરે ?

ગુરુકૃપાએ ધર્મશાસ્ત્રના અભ્યાસે—સધાર્મિક મુનિઓના સમાગમે હું સુખી, શાંત વિચારક બની ગયો છું. આવેશમાં આવીને દુઃખથી કંટાળીને કે સુખની ઈચ્છાથી નહિ, પણ આત્મસ્થ બનીને કહું છું. કદાચ કોઈક કાળ એવો આવશે...ભયંકર કર્મોનો ઉદય થશે, તો કર્મની સામે જંગ જમાવીને રહીશ...કર્મની સામે વનરાજ ચાવડાના પિતા જયશિખરી જેવો રંગ જમાવીશ. હારીને, ઘાયલ થઈને પણ પુદ્ગલ સાથે, સંસાર સાથે લડાઈ ચાલુ રાખીશ. સ્વતંત્ર વીરો સ્વતંત્રતાનો હક્ક લોહીના અક્ષરોથી લખીને માંગે છે. હું મારા સાડા ત્રણ કરોડ રુવાંટાંમાં આનંદની ઉર્મિથી અનંતા સિદ્ધોને સાક્ષી રાખી કહું છું: કદાચ પ્રસંગ આવશે તો 'ચઈજજ દેહં ન હુ ધમ્મ સાસણં', દેહને છોડવામાં પળની ય વાર નહિ કરું, દેહના મોહમાં નહિ ફસાઉં, પણ ધર્મશાસન—જિનાજ્ઞા તો નહિ છોડું. પહેલાં સમજ ન હતી, હવે સમજાયું છે.

દેહ વિનશ્વર છે .....ધર્મ શાશ્વત છે.

દેહની ભેટ દરેક ભવમાં મળે છે, ધર્મની કમાણી, ધર્મનું શાસન ભાગ્યશાળી માનવને જ મળે છે.

દેહ અહીં જ છૂટી જનારો માંસનો લોચો છે, ધર્મનું શાસન સંસ્કાર રૂપે આત્માની સાથે વિહરે છે.

શું દેહ ખાતર ધર્મને ગૌણ કરું? પણ પરિણામે દેહ તો છૂટવાનો. એ તો પાંચપચાસ વર્ષમાં પાણીચું આપી દે અને ધર્મનું સામ્રાજ્ય છોડી દીધું, પછી હું કોઈનો નહિ, તેથી સમજી વિચારી અક્ષા-

શ્વતની પ્રીતિ વિચારી છે. શાશ્વત, તારક, ઉદ્ધારક ધર્મશાસન—જિનાજ્ઞાની સત્તા સ્વીકારી છે. શૂરા સૈનિકની જેમ કહું છું કે દેહ જશે, તો જવા દઈશ, પણ મારા ભાવ પ્રાણો મહાવ્રતોને કયારે પણ નહીં છોડું. મારી આંતરિક ભાવનાનું બ્યૂગલ ફૂંકાયું, ત્યાં તો કાન, આંખ, નાક, જીભ, ચામડી કહે : અરે સાધક ! બધાને છોડયાં...અમને નહીં છોડતા...અમે જરા પણ તોફાન નહીં કરીએ, તમારી આજ્ઞામાં રહીશું, અમને ન છોડો. આત્માની હાલત સામે ઇંદ્રિયોએ ચપળતાનાં નખરાનાં શસ્ત્રો છોડી દીધાં...હવે બિચારી ઈંદ્રિયો તો વફાદાર સૈનિક જેવી થઈ ગઈ છે. વફાદાર સેના રાજા ખાતર શસ્ત્રના ઘા સહે, તેમ ઈંદ્રિયો મારી આજ્ઞા ખાતર સંયમનો ભાર વહે છે.

મહાત્મા મનક ! તમો ધન્ય છો ! કૃત પુણ્ય છો !

આપે તો પિતાની વાણી સ્વીકારી, રાગત્યાગના દ્વંદ્વ—યુદ્ધ સામે ધર્મ શાસન સ્વીકારનો શંખદાન ફૂંકી દીધો. આપનો શંખનાદ અમને પણ સંભળાય અને પુદ્દગલ પ્રીતિ ત્યજવા અમે પણ સમર્થ બનીએ. આપો આશિષ.



# ૪૬. પરિસોય લદ્ધ લકૂખેણં



હિમાલયના એવરેસ્ટ શિખર પર આરોહણ કરવા તો ઘણા નીકળ્યા, પણ તેનસિંગ હીલરી જેવા કોઈક જ શિખર સર કરી શકયા.

જે નિષ્ફળ ગયા તેને પૂછજો ભાઈ ! કેમ નિષ્ફળ ગયા ? અરે ! શું કરીએ ? ભયંકર બરફ, કઠિન ચઢાણ, પ્રકાશનો પણ અભાવ, સહાયક સાધનોનો અભાવ, અમારી મુશ્કેલી અમે જાણીએ.

કોઈ પણ ક્ષેત્રની, કોઈ પણ સફળ વ્યકિતને પૂછજો : તું સફળ કેમ છે ? જવાબ એક જ આવશે. હું સફળતાનો સાચો ચાહક હતો.

ભાઈ ! તમને કયારેય કોઈ અગવડ, વિઘ્ન, પ્રતિકૂળતા ન આવી ? સફળ વ્યક્તિ હસીને કહે છે : સફળતા ત્યારે જ મળી જ્યારે અમે પ્રતિકૂળતા સાથે લડી લીધું.

મનક !

સાધુજીવન એટલે અનુકૂળતાનો ત્યાગ.
સાધુજીવન એટલે પ્રતિકૂળતાનો સ્વીકાર.

તારું ધ્યેય કોઈ તુચ્છ ચીજ માટે હોત, તારા મનોરથ સામાન્ય હોત, તો તું હજી પણ જેમ ચાહે તેમ કરી શકત ! પણ તારા મનોરથો મહાન છે. દીક્ષાને દિવસે કરેમિ ભંતે ઉચ્ચારતાં તું બોલ્યો છે : અપ્પાણં વોસિરામિ. આજ સુધીના મારા પાપમય—આશ્રાવમય આત્માને ત્યાગું છું. હવે મારા આત્માને સંવરમય બનાવું છું. આત્માને સંવરમાં સ્થાપવો એટલે શું સમજે છે ?

જમીન ઉપર રહ્યા રહ્યા ટેકરી પર રહેલ વૃક્ષનાં ફળ તોડવાં તે માટે કેટલી બુદ્ધિ ? કેટલો પ્રયત્ન ? કેટલા એકાગ્ર બનવું પડે. કેટલી વાર ઊંચાનીચા થવું પડે, તેનાથી ય અધિક તારે તારા જીવનમાં સાહસ અને સતત જીવંત જાગૃતિ સાથે વિચરવાનું છે, વિહરવાનું છે.

સમસ્ત દુનિયા જેમાં મહાલે છે, જેને સારું માને છે, તે તારે ક્ષણના વિચાર વગર ત્યાગવું પડશે. દુનિયા જેનાથી ભાગે છે, તેને સહર્ષ તારે સ્વીકારવુ પડશે.

નદીના પ્રવાહની દિશામાં તો સૌ હોડી હંકારે, નદીના અનુકૂળ પ્રવાહમાં તો સૌ નદી પાર કરે, પણ સનસનાટીપૂર્વક વાતા પવન સામે તો કોઈ વિરલ જ નદી પાર કરી શકે.

સાધુના શબ્દકોશમાં સુખ, સગવડ, અનુકૂળતા, મનપસંદ, ફાવે-તેવું, સહેલું પડે એવું આ બધા શબ્દો રદ થઈ જવા જોઈએ. શબ્દ રદ કરવા માત્રથી નથી ચાલવાનુ. શબ્દને જમાવનારી ભાવનાઓ જ ભસ્મીભૂત કરવી પડશે.

જગત જેને દુ:ખ કહે તેને સાહર્ષ ભેટવા તૈયાર થા.
જગત જેને સુખ કહે તેને ત્યાગવા હરદમ તૈયાર રહે.

જગત જેને પ્રતિકૂળ સંયોગ કહે તેમાં જ તારે સાધના કરવાની.
જગત જેને અનુકૂળ સંયોગ કહે તેનાથી દૂર ભાગીને સાધના કરવાની.

મનક !

જલ્દી કહે, તારે મોક્ષ ગમે ત્યારે જોઈએ છે કે જેટલો જલ્દી મળે તેટલો જલ્દી જોઈએ છે ? જો જલ્દી મોક્ષ જોઈએ તો પ્રતિ-કૂળતાને સ્વીકાર. પ્રતિકૂળતામાં આત્મા સંજાગ રહે છે અને ભયંકર દુષ્કૃત્યનો, નિકાચિત પાપોનો ક્ષય થશે. અનુકૂળતામાં શાતા પેદા થશે અને તે શાતા મોહના ચકકરમાં ખેંચી જશે.

સાધુ બન્યા બાદ અનુકૂળતાનો વિચાર કે સ્વીકાર કરીશ, તો

તારી દશા ઘાંચીના બળદ જેવી. ખૂબ ચાલ્યો, પણ હતો ત્યાં ને ત્યાં. તેમ ત્યાગ કર્યા છતાં શાતાની ચાહના એટલે સંસારી.

તું નાનો બાળક છે. પ્રાતઃકાળમાં તું વહેલો ઊઠીશ કે કોઈ વહેલા તને ઉઠાડશે, ત્યારે ઊંઘ તુરત ફરિયાદ નોંધાવશે. મારે મહાવ્રતો પાળવાનાં છે, ઊંઘને કયાં છોડવાની છે. જરા સૂવા દો. જો...સૂઈ ગયો તો...અનુકૂળતાએ તારા સ્વાધ્યાયને, તારી નમ્રતાને, તારા અપ્રમત્ત ભાવને કચડી નાખ્યો. તને લાગે છે, જરા સૂઈ જઉં એમાં શું ? હું કયાં હિંસા કરું છું ? જૂઠું બોલું છું તે પાપ લાગે. સૂવાની તો ભગવાનની પણ આજ્ઞા જ છે ને ?

**ભલા સાધક !**

સાધુને સંથારો કરવાનો પણ નિયમિત સમયે અને ઊઠવાનું પણ નિયમિત સમયે. જિનેશ્વર પ્રભુની સંથારા માટેની આજ્ઞા યાદ રહે છે અને રાત્રિના છેલ્લા પ્રહરમાં સ્વાધ્યાયની આજ્ઞા છે તે કેમ ભૂલી જાય છે ? સાચે અનુકૂળતાનો પ્રેમ તારા જ્ઞાનગુણને દૂષિત કરે છે.

નીંદ આવતી હોય, શરીર તૂટતું હોય, તો પણ ભગવાનની આજ્ઞા યાદ કરી પગના અંગૂઠા પકડી સ્વાધ્યાયમાં લીન બન. જો કેટલી કર્મનિર્જરા થાય છે. તારું જ્ઞાન કેટલું મજબૂત બને છે. થોડા દિવસ અવિરત પુરુષાર્થ કરીશ એટલે નિંદા તારા સ્વાધ્યાયના સમયે ભાગી જશે.

ગોખી લે પહેલું સૂત્ર :—

નીંદ આવે ને સૂવે તે સંસારી.

નીંદ આંખમા ઘેરાતી હોય છતાં સ્વાધ્યાયમાં તત્પર બને તે સાધુ.

ભૂખ લાગે એટલે મનપસંદ ખાય તે સંસારી.

ભૂખ લાગે છતાં કલ્પ્ય અને રૂક્ષવૃત્તિમાં મજા માણે તે સાધુ.

સાધુ જીભ માટે આહાર ન લે. સાધુ સાધના માટે આહાર લે, તેથી ઠંડું, ગરમ, સુસ્વાદ્ય, અસ્વાદ્ય, પૌષ્ટિક, અપૌષ્ટિક, સરસ, નીરસના

ભેદ તેને ના સતાવે. બસ. બેંતાલીશ દોષ ગૌચરી લેવામાં ન લાગવા જોઈએ, એ જેટલું જરૂરી, તેનાંથી પણ અધિક જરૂરી માંડલીના પાંચ દોષના લાગવા જોઈએ. માંડલીના પાંચ દોષનું આસેવન થઈ જાય, તો બેંતાલીશ દોષથી રહિત નિર્દોષ ગૌચરી પણ એક મિનિટમાં સદોષ બની જાય.

ભોજનની કળા તો મહાત્મા કુરગડુ જાણતા હતા. થૂંકયુક્ત, તિરસ્કારયુક્ત આહાર ગ્રહણ કરતાં તેમને કેવળજ્ઞાન મેળવ્યું.

શીઘ્ર કર્મક્ષયનો કીમિયો તો ખંધકજી જાણતા હતા. ચામડી દેહથી અલગ થાય અને તે માને મારા કર્મક્ષય થઈ રહ્યા છે અને તેમ થતાંની સાથે કેવળજ્ઞાન.

મનક !

અનુકૂળતા તારી શત્રુતા કરશે. પ્રતિકૂળતા મિત્રતા કરશે. દેહનાં જતન, મનગમતા આહાર, કોમળ શય્યા, મૂલાયમ વસ્ત્રો, મીઠા શબ્દો કદાચ તને આકર્ષી લેશે, પણ એ તારા શત્રુ છે. તેમાં રાગદ્વેષના મૂળ છે; અને જયાં રાગદ્વેષ છે, તે સંસાર જ છે. રાગદ્વેષથી અલગ કોઈ જ સંસાર નથી. વિષય સુખના સાધનમાં નથી, પણ મમત્વમા, ઈચ્છામાં, આશામાં, ચાહનામાં છે. એટલે જ ફરી ફરી તને અનુકૂળતાને દૂર કરવાની સલાહ આપું છું.

પ્રતિકૂળતા એ શબ્દ સાંભળતાં પણ માણસ ડરી જાય છે. વિચાર આવતાં આંખ સામે ભયાનકતા ખડી થાય છે, તો સાચે પ્રતિકૂળતા સ્વીકારતા શું થાય ?

તને ખબર નથી. જગતના એક સર્વશ્રેષ્ઠ પ્રસિદ્ધિ લેખકને પૂછ્યું ' તમારી સફળતા શાને આભારી ? મારી જીભ તોતડાય છે, તેથી જો બોલતા આવડતું હોત, તો નાહકની પંચાત કરી મારો સમય અને શક્તિ વેડફાઈ જાત. તોતડો છું એટલે બોલવાનું બંધ કરી સાહિત્ય સર્જનમાં વધ્યો.

સાધક !

તું પણ વિચાર. મનગમતાં ભોજન મળ્યાં હોત, તો ઉણોદરી વ્રતનું પાલન થાત, સ્વાધ્યાય થાત...કેટલો પુણ્યશાળી ? નીરસ આહાર મળ્યો, એટલે પ્રમાણાતિરિક્તતાનો દોષ ના લાગ્યો. પ્રમાદ ન આવ્યો. અપ્રમત્તભાવે સંયમની સાધના થઈ.

પ્રતિકૂળ આહાર જેમ સંયમની સાધનામાં સહાયક છે. તેમ પ્રતિકૂળ વાતાવરણ પણ સંયમમાં સહાયક છે.

વિનીત આજ્ઞાપાલક શિષ્ય મળે, તો કદાચ રાગ થઈ જાય, મમત્વનું બંધન લાગી જાય.

શાંત—સુકોમળ ગુરુ મળી જાય, તો કદાચ તારી સાધના શિથિલ થઈ જાય. જો ગુરુ ઉગ્રસ્વભાવી, કડક મળે, તો તારી સાધના સર્વ-શ્રેષ્ઠ બનશે.

ગુરુ જેવા ઉપકારક પણ તને અનુકૂળ મળશે, તો તું તેમને સાલસતા દ્વારા હૃદયના અહોભાવે નમીશ નહીં, પણ તારા દુર્ગુણોને જ પોષીશ.

હા...પ્રતિકૂળતા એકલી જ કાર્ય સાધિકા નથી, પણ પ્રતિકૂળ વાતાવરણમાં જીવવાની કળા આવડવી જોઈએ. જો એ કળા હસ્તગત ન થાય, તો ક્ષણે ક્ષણે કર્મબંધ. અરે ! સાધુ થયો તો આ પ્રતિકૂળ-તાએ ? ના...ભાઈ...ના, સાધુ થયો એટલે નહિ, કર્મનો વિચિત્ર ઉદય છે, તેથી પ્રતિકૂળતા ગતજન્મમાં સુસાધનનો દુરુપયોગ કરેલો એટલે પ્રતિકૂળતા. સાધુ થયો એટલે પ્રતિકૂળતા તને કર્મબંધનું કારણ નહિ બને. પ્રતિકૂળતા કર્મ નિર્જરામાં સહાયક બનશે; પણ હજી એ વાત યાદ રાખવાની છે. સ્વાર્થ માટે, સત્તા માટે, કોણ પ્રતિકૂળતા સહન નથી કરતું ?

સાધુ પ્રતિકૂળતામાં જીવવાની શક્તિ મેળવે, પણ મોક્ષના લક્ષ્યની પ્રાપ્તિ માટે, તેથી તેને પ્રત્યેક પ્રસંગમાં એક જ દેખાય. એક જ

અનુભવ થાય અને મોક્ષમાં જે સહાયક થાય, તે જ મારાં જીવનબળો, પછી ભલેને એ પ્રતિકૂળ હોય. મારું ધ્યેય જાગૃત છે, તેથી પ્રતિકૂળતા મને કર્મનિર્જરાનો હેતુ બનશે. આમ.

પ્રતિકૂળ વાતાવરણમાં લક્ષ્યની પ્રાપ્તિ કરે તે સાધુ. જે લક્ષ્યથી ક્યારે પણ ચલિત ન થાય. વાતાવરણ જેને ક્ષુબ્ધ ન કરે તે સાધુ.

મનક !

પ્રતિકૂળતા રૂપ પ્રતિસ્રોતમાં, ઉલ્ટા પ્રવાહમાં મોક્ષના લબ્ધ લક્ષ્ય-વાળો તરી જાય છે, તેથી અનુકૂળતા છોડી સાધુની જીવનચર્યા જ્ઞાન તેના આચાર વિહાર વગેરે સમજ અને ધન્ય બન—સાચું કહું છું.

ગુરુદેવ !

અમે તો પ્રતિકૂળતાના નામથી ડરીએ છીએ, પણ કર્મક્ષયમાં પ્રતિકૂળતા કેવી રીતે સહાયક બને? પ્રત્યેક સંયોગમાં અમે જે મોક્ષનું લક્ષ્ય કર્યું છે, તે, લક્ષ્ય પ્રતિ સતત સાવધ રહી પ્રતિકૂળતાને પણ આરાધનામાં સહાયક બનાવવાની ભાવના થાય તેવા આશિષ.

આવો ભાવ ક્યારેક તો સફળ બનશે ને ? હજી તો ભાવ જ નથી થતા. આ છે અમારી લાચારી !...



# ૪૭. મમત્તભાવં ન કહિંપિ કુજ્જા

સરોવરના કાંઠે લીલાછમ વૃક્ષના જૂથના જૂથ હોય છે, પ્રાતઃ કાળનો સોહામણો સમય હોય છે. સૂર્યના રક્ત કિરણોથી પૃથ્વી નવ-પલ્લવિત ના બની હોય એ પહેલાં વૃક્ષો પરથી હજારોની સંખ્યામાં પક્ષીગણો મુક્ત ગીત ગાતાં અનંત આકાશના પ્રવાસી બની જાય છે. જ્યાં રાત્રિના વિશ્રામ કરેલ થાકને દુઃખ દૂર કરેલ...નવીસ્ફુર્તિ—નવી તાજગી જે વૃક્ષની શીતળ છાયામાં મેળવેલ તે વૃક્ષ સામે પુનઃ એકવાર દૃષ્ટિ નિક્ષેપ પણ કરતાં નથી. બસ એ પક્ષીઓનો એક જ પોકાર છે, વૃક્ષ બંધન છે...સીમિત છે. અમે તો અનંત આકાશના પ્રવાસી—આકાશનો પથ જ્યા સુધી ન મલ્યો હતો, ત્યાં સુધી માળાના—વૃક્ષના પાંજરામાં રહ્યા હતાં અમને અમારું મળવાથી અલૌકિક આનંદ છે. ભૂખનાં દુઃખ ના સતાવે, થાક ન લાગે, બસ ઊડયા જ કરીશું, ઊડયા જ કરીશું.

મનક !

તું સિદ્ધોની દુનિયાનો પ્રવાસી, તારી મસ્તી કોઈ અનોખી, પુદ્ગલની માયા તને ના લાગે, રાગના રાજમહેલ સામે પણ તુ એક ઉપેક્ષાની દૃષ્ટિએ જુએ. છ ખંડનો માલિક ચક્રવર્તી તેના ૧૪ રત્ન, નવનિધિ અને બત્રીસ હજાર મુકુટબંધ રાજાનું ઐશ્વર્ય, ચોસઠ હજાર રમણીઓના લાલિત્યનું વર્ણન કરતાં સાહિત્યની એક નવી દુનિયા સર્જી દે, પણ સાધુના મુખ ઉપરનું નિર્મળ સ્મિત જોતાં તે શરમાઈ જાય. તેનું મન કાબૂમાં ન રહે.

સાધુને વિનવણી કરે : મહારાજ ! આ પ્રસન્નવદનતા કયા રસાયણ દ્વારા મલે ? આ હાસ્ય કયા સ્ત્રીરત્નના વિનોદમાંથી મલે ? બતાવો...સમજાવો. હું તો આવી પ્રસન્નતા માટે આકાશપાતાળ એક કરી ચૂક્યો, તમને પ્રાપ્તિ કઈ રીતે ?

ચક્રવર્તી ! તારું ચક્રરત્ન કે તારું સામ્રાજ્ય જેના ચરણોમાં આળોટે છે, એવા મારા ધર્મચક્રવર્તી વીતરાગના વચનમાં આ પવિત્ર હાસ્ય સર્જવાની તાકાત છે. એ વચન છે.

### "મમત્તભાવં ન કહિંપિ કુજ્જા"

ચક્રવર્તી ! હું પણ તારા જેવો જ દુઃખી હતો. મારાં અને તારાં દુઃખ સમાન હતાં. સમજી લેજે કે તારા નોકરનાં અને તારાં સુખની ઝંખના અલગ નથી...દુઃખનાં કારણો દૂર કરવાની વૃત્તિ અલગ નથી. માત્ર સ્થળ અને સમયનો ફેરફાર હોય છે. બાકી રાગીદ્વેષીનાં તોફાન ધાંધલ ઉત્પાતમાં કોઈ ફરક નથી. મારી પણ આજ હાલત. આજ પરિસ્થિતિ હતી. કોઈ શાંત સુભાગી પળ આવીને વીતરાગદેવની ત્યાગની બંસરીનાં ગીત મારા હૃદયને દ્વારે પહોંચી ગયાં. કાને શબ્દો સાંભળ્યા, હૃદયમાં વીતરાગ સ્થાપિત થયા. કાયા બિચારી કહ્યાગરી કામિની જેવી છે. એ ક્યારે પણ મનનો હુકમ અનુસર્યા વગર રહેતી નથી.

પ્રભુના એક વાક્યને મેં મહા—આગમ માન્યું; પુનઃ પુનઃ તેનું ચિંતન, મનન, નિદિધ્યાસન કર્યું. મારા દેવનું વાક્ય "મમત્તભાવં ન કહિંપિ કુજ્જા' એ વાક્ય મને કંઈક વિચારવાને પ્રેરે છે.

પ્રભુએ પદાર્થનો ત્યાગ કેમ ના કહ્યો ?

શું દાન, માલ, મિલ્કત, ઘર, મહેલ, પત્ની, પુત્ર, સગાં—સ્નેહી એ બધા પરિગ્રહ ? આ બધું છોડવાથી જ ત્યાગી થવાય ? જિનાગમ મારા મમત્વભાવને ઢંઢોળે છે જવાબ આપ.

અલ્યા બેવકૂફ !

રસ્તા ઉપર ફરનાં ભિખારીને રાજમહેલમાં બેસાડી દો એટલે રાજા થઇ જાય ? શું કપડાં બદલ્યાં, નામ બદલ્યું એટલે સાધુ થઇ જવાય ? ત્યાગી થઈ જવાય ?

છોડવા માત્રથી ત્યાગી કહેવાય, તો સારી દુનિયા ત્યાગી જ કહેવાય ને ? કારણ મરણ સમયે સહુ છોડે જ છે ને ? ત્યાગી જ છે ને ? કયાં કંઇ વસ્તુ અંગે મારું એમ બોલે છે. કયાં કઈ વસ્તુનો ઉપયોગ કરે છે ?

ભાઈ ! છોડવું અને ત્યાગવું ફરક છે. સાધુ તો થયો, પણ આજ સુધી સાધુતા સ્વીકારી મેં સાધનો અલ્પ કરેલાં. મેં મારાં પાત્ર બદલ્યાં પણ મારા મોહને મેં પોપેલો, તેથી સાધુતા સ્વીકાર્યા બાદ પણ કોઈ-વાર પરિગ્રહ મને સતાવી જતો. છેવટે કોઈવાર પરિગ્રહથી તંગ થઈ ઉપવાસ પર ઊતરી જતો. મને થતું હવે આહારની ઝંઝટ તો જશે. ખાઉં તો પંચાતને. આ જોઈએ ને તે જોઈએ, આવું જોઈએ ને તેવું જોઈએ. લાખો સમસ્યા હલ થાય, ત્યારે મનપસંદ ખોરાક મલે. તેમાં યે પેટમાં ભૂખ ન હોય તો ભોજન એ પણ સજા. પેટમાં ભૂખ અને મનગમતો ખોરાક મળ્યો. બસ, પછી તો આહાર ઉપર માર્શલ લો કર્યો. હાશ.. બોલું એ પહેલાં પેટે યુદ્ધની જાહેરાત કરી. અન્ન પારકું, પણ પેટ તારુંને ? અલ્યા મૂરખ ! જાતનાં જોખમ વ્હોરી આ શું ગાંડપણ આદર્યું ? ભોજનની ભયંકરતાથી કંટાળી ઉપવાસમાં જોડાયો. હું કંઈ પણ છોડતો પણ ભયથી કંટાળીને, કરતો. તેથી સમજીને કંઈ ન કરતો. જે કંઈ ના મલ્યું તે પકડયું.

ઉપવાસ તો શરૂ કર્યા, પણ દેહ સુકાવા લાગ્યો. ગભરાયો. બધા વગર ચાલે પણ દેહ વગર ચાલે ? શાસ્ત્રનું પણ ઓથું લીધું, દેહ હોય તો ધર્મ આરાધના થાય. દેહ વગર શું ? બધું મારાથી અલગ. એ કદાચ છોડું પણ શરીર કેવી રીતે છોડું ? પરિગ્રહના મૂળ કારણ

શરીરને પંપાળવા લાગ્યો. શરીરના કારણે પાછી એ ગમસ્ત પરિગ્રહની ભૂતાવળ મને દોરી વળી. ખરેખર કંટાળ્યો...ગાજ્યો જેમ નાનું છોકરું માર ખાઈને લડી ઝગડી અપમાનિત થઈને 'મા'ની સોડમાં સમાવા આવે તેમ પરિગ્રહથી ત્રાહિ ત્રાહિ પોકારી હું પણ વીતરાગના શરણમાં આવ્યો. મેં પણ ખૂબ હીબકાં લીધાં, મારો સતામણીમાંથી માર્ગ કાઢો.

પ્રભુનો શબ્દ કાને પડયો : "ભવ્યાત્મા'

મારું રુદન હાસ્યમાં ફેરવાયું. દુનિયાએ મને તિરસ્કાર્યો, મારા પ્રભુએ ભવ્યાત્મા કહ્યો. હવે હું સ્વસ્થ બન્યો.

ભલા ત્યાગી !

સાધના માટે અધિક સાધનનો ત્યાગ જેટલો જરૂરી છે, સાધક માટે જરૂરી સાધનનો ઉપયોગ પણ તેટલો જ જરૂરી છે. તું એક જ સમજ્યો, દાદર હતો એટલે પડયો, પણ ભાઈ, દાદર એ તો ચડવામાં ય મદદ કરે અને ચડતા ન આવડે તો પાડી પણ દે.

સાધક !

તું ત્યાગી છે, તને હવે સ્નેહીનાં બંધન ન ચાલે. સ્વજનનાં બંધન ના સતાવે. સ્વદેશ મારો, શત્રુ મારો, મિત્ર મારો આ બધું ના ચાલે. તેથી જ કહ્યું છે, પરિગ્રહના મહાકારણ સ્ત્રી—સ્નેહી—ધન—સત્તા ઘર તો છોડવાનું પણ સાધન—ઉપકરણમાં ય કયાંય મમત્વ ભાવ નહિ કરવાનો. દેહને પણ સાધનાનું જ અંગ માનવાનું. પાત્ર તૂટે...વસ્ત્ર ફાટે, તેની કાળજી કરીએ, તેમ શરીરની કાળજી ખરી, પણ મમત્વ નહિ.

પેલાં પંખીઓએ જેમ આરામનું સ્થળ વૃક્ષને બનાવ્યું, તેમ તું પણ મોક્ષનું સાધન બનાવજે. ભૂલેચૂકે ય કયાંય મારું છે તેવું માની ન લેતો.

જે દિવસથી વીતરાગની વાત હૈયે વસી ગઈ છે, ત્યારથી મમત્વ-ભાવના વિષ હટયાં છે . તે દિવસથી જગતનું, પ્રેમીઓનું સાચું સ્વરૂપ સમજી ચૂકયો છું, તેથી "મમત્તાભાવં ન કહિંપિ કુજ્જા" ના બખ્તર પહેરીને સંસારમાં વિહરણ કરું છું. મારા પર પરિગ્રહ સેના-પતિનાં ભયંકર શસ્ત્રો નાકામયાબ બને છે.

ચક્રવર્તી !

"સાંભળીને મારા મુક્ત હાસ્યની પાર્શ્વભૂમિકા". મારો દોસ્ત બની જા. તને પણ મારી સંપત્તિનો માલિક બનાવી દઉં. ચાલ, મારા વીતરાગના શરણમાં. જય જય.

'મમત્વભાવં ન કહિંપિ કુજ્જા' મમત્વભાવ કયારે પણ નહિ કરું. મમત્વભાવ કોઈ ચીજ ઉપર પણ નહિ કરું. મમત્વભાવ કોઈ વ્યકિત ઉપર પણ નહિ કરું.



# ૪૮. સુત્તસ્સ મગ્ગેણ ચરેજ્જ ભિક્ખુ

મૂર્ખ હંમેશાં પોતાને મન ફાવે તે રસ્તે જાય. બુદ્ધિમાન બધાને પૂછે, પછી પોતાને યોગ્ય લાગે તે રસ્તે જાય, પણ સાધુની જીવનચર્યાના નિયમો જ અલગ પ્રકારના. સમજી વિચારી શ્રદ્ધાથી જેના ચરણમાં સિર ઝુકાવ્યું, તેમાં પુનઃ વિચાર નહિ કરવાનો.

મનક! આજીવન ગુરુનિશ્રામાં રહેવાનું...પ્રાણાન્ત કષ્ટ આવે, તો પણ ગુર્વાજ્ઞાનાં પાલન કરવાનાં...ગુર્વાજ્ઞાનાં પાલનમાં ક્યારે પણ પીછેહઠ નહિ કરવાની. ગુરુએ યોગ્યતા વિચારી શાસનનો લાભ જોઈ તને દૂર મોકલ્યો. ક્ષેત્ર બદલાતાં..સંઘ બદલાશે. ત્યાંનાં દ્રવ્ય—ક્ષેત્ર—કાળ ભાવને આશ્રયીને અનેક પ્રશ્નો અને અનેક સમસ્યા તારી સામે ખડી થશે...ગુરુની શીળી છાયા યાદ આવતાં નયનો નીરથી ભરાઈ જશે—મનોમન પ્રાર્થના થઈ જશે : પ્રભો! રક્ષા કરો આપના શિષ્યની. આવા સમયે તુ કેવી રીતે નિર્ણય કરીશ.

ભાઈ! આ તો સર્વજ્ઞનું શાસન ..અહીં તો તીર્થંકર બનવા માટે પણ કોઈની મોનોપોલી ચાલે નહિ. તીર્થંકર પરમાત્મા પણ એમ જ કહે, અનંતા તીર્થંકરોએ કહ્યું, તે હું કહું છું.

સર્વજ્ઞ શાસનના ગુરુ ભગવંતો ક્યારે પણ પોતાની ભાવના—ઈચ્છા—સમજ વિચાર મુજબ બોલે નહિ—તત્ત્વ—પ્રરૂપે નહિ. વિવાદાત્મક પ્રશ્નમાં પોતાની બુદ્ધિથી નિર્ણય ના લે. ગુરુભગવંતો પણ કોઈ આચરણા સામાચારી કોઈ વિધિ કહે, તે શાસ્ત્રના આધારે એટલા વિનમ્રભાવે કહે : મારી અલ્પબુદ્ધિમાં જ્ઞાની ભગવંતનો અભિપ્રાય આ પ્રમાણે લાગે છે, તત્ત્વ તો કેવલીગમ્ય.

શાસનની શ્રદ્ધા, શુદ્ધ ચારિત્રનું પાલન, સતત શાસ્ત્રાભ્યાસ, શાસ્ત્રવાચનથી જેઓની બુદ્ધિ—મતિ—શાસ્ત્ર—પરિકર્મિત થઈ ગઈ છે, ઈચ્છાયોગ—વચનયોગની સીમા વટાવી સામર્થ્યયોગી સમા મહાપુરુષ પણ શાસ્ત્ર પ્રમાણપૂર્વક વાત કરે. આજનો દીક્ષિત પણ શાસ્ત્રનો કોઈ પાઠ આપે, તો વિચાર કરવા થોભે...તેઓ પણ કહે : ભાઈ, "મુનય: શાસ્ત્ર ચક્ષુપા:, મારા વાંચનમાં આમ આવ્યું છે. ક્ષયોપશમની વિચિત્રતા છે. પુન: પુન: શાસ્ત્રપાઠના સ્મરણ કરું. આવી છે સર્વજ્ઞના શાસનનાં ગુરુદેવોની શાસ્ત્રાધીનતા. તેઓ કહે, જો અમે અમારી બુદ્ધિ—મતિ, કલ્પનાને સ્થાન આપી તે મુજબ અર્થ વિચારણા અને પ્રરૂપણા કરીશું, તો આ સર્વજ્ઞનું શાસન નહિ રહે, છદ્મસ્થનું શાસન બની જશે. આ શાસનમાં બુદ્ધિ—તર્ક—પ્રતિભાનો ઉપયોગ આજ્ઞાને સમજવા કરવાનો. —ખુદના નિર્ણયોને—વિકલ્પોને સિદ્ધ—કરવાના નહિ. જેના શ્વાસ ઉચ્છ્વાસ પણ શાસ્ત્રવચનથી સિદ્ધ થયા છે તે પણ સૂત્રને પ્રમાણ કરે.

આગમવ્યવહારીને આત્માગમ પ્રમાણ પણ સૂત્રવ્યવહારીને સૂત્રાગમ પ્રમાણ—સૂત્ર સિદ્ધાંતના એકએક અર્થને સ્વીકારે અને એક પણ અર્થને ના લોપે, સિદ્ધાંતની સત્યવાત તે જ કરી શકે—જેનામાં નિર્ભીકતા હોય. ખુદની આસક્તિ ને અશક્તિને છુપાવવા શાસ્ત્રની ઓથ ના લે. શાસ્ત્રદ્વારા તો ખુદના દુર્ગુણો દૂર કરવાના. પોતે સન્માર્ગમાં સ્થિર બનવાનું. બીજાને સન્માર્ગમાં સ્થિર કરવાના! શાસ્ત્રાધ્યયન કરી કોઈને શિથિલ ઉન્માર્ગી નહિ કહેવાના, પણ શાસ્ત્રાધ્યયન દ્વારા કરુણા પેદા કરી સૌને પ્રભુમાર્ગે સન્મુખ કરવાના. અંધના હાથમાં અરીસો આપે, તો તે બીજાને કહેશે : જુવો, તમારું મોઢું કેવું લાગે છે? શાસ્ત્રાધ્યયન કર્યા બાદ આપણું આત્મનિરીક્ષણ ન થાય, તો આપણી પણ અંધદશા.

કર્મનો ઉદય વિચિત્ર છે. દીક્ષા લીધા બાદ ચર્મચક્ષુ કદાચ નષ્ટ થાય, પણ સાધુના શાસ્ત્રચક્ષુ દિવસ જતાં ચારિત્ર પર્યાય વધતાં વધુ તેજસ્વી બને, તેથી અલ્પજ્ઞાનમાં કોઈ સંગતિ દોષના કારણે પણ વિપરીત

પ્રરૂપણા થઈ ગઈ હોય તો તેને માટે બાળક જેવા સરળ હૃદયથી મિચ્છામિ દુક્કડં આપે. ગુરુદેવો વિદ્વાન હોય, અનેક ગ્રન્થોનાં સર્જન કર્યાં હોય, ક્યાંક સ્મૃતિ વિપર્યાસ થયો હોય એટલે શિષ્યોને અંતિમ સમયે સાફ શબ્દોમાં કહે: "હું તમારો ગુરુ, તારક, પણ પ્રભુશાસનના સહારે મેં અનેક ગ્રન્થોનાં ગુરુકૃપાએ સર્જન કર્યાં છે. તેમાં જે વાત સર્વજ્ઞ શાસનને અનુરૂપ છે, તે ગુરુકૃપાને આધીન છે. કંઈ પણ સૂત્ર વિરુદ્ધ પ્રરૂપણા થઈ હોય, તે મારી બુદ્ધિનો દોષ છે. પ્રભુ શાસનને પામી અદ્વિતીય શ્રદ્ધાના બલથી કહું છું, મારી પણ ભૂલ હોય તો સુધારજો અને શાસ્ત્રમાર્ગને અનુસરજો. આ પ્રમાણે વચન માન્ય કરશો, તો તમે ગુરુના આત્માને પ્રસન્ન કર્યો કહેવાશે. અન્યથા વાહ વાહ અને છેલ્લે હવા હવા થનારી નાશવંત કીર્તિને અનુસર્યા કહેવાશો. ગુરુનો દ્રોહ, જિનેશ્વરનો દ્રોહ અને તમારા આત્માનોય દ્રોહ થાય, તેથી કહું છું: મારું તમારું નામ ભૂલજો, પણ શાસ્ત્રવચનને, શાસ્ત્રમાર્ગને કયારે પણ છોડશો નહિ.

શાસ્ત્રમૂર્તિ સમા ગુરુદેવો શાસ્ત્રને પ્રમાણ કરે, તો ભલા! તારે કયા માર્ગે ચાલવાનું? સાથે બીજું એક સત્ય પણ કહી દઉં?

શાસન સ્થાપક તીર્થંકર પરમાત્માના દેહના આયુષ્યની પણ મર્યાદા છે અને ગુરુના દેહને પણ આયુષ્યની મર્યાદા છે. તું કયારે કેવી રીતે જીવીશ? કેવી રીતે નિર્ણય લઈશ? વ્રત અને પચ્ચક્ખાણ, આરાધના અને વિરાધનાના નિર્ણય કેવી રીતે કરીશ? તેથી જ કહું છું: "સુત્તસ્સ મગ્ગેણ ચરેજ્જ ભિખ્ખુ" સાધુ સૂત્રમાર્ગે ચાલે. સૂત્રનો અર્થ જે રીતે આજ્ઞા કરે, તે શિરસાવંદ્ય કરે. સૂત્રના અર્થને જે શિરસાવંદ્ય કરે છે, તેને સદૈવ ગુરુ સાંનિધ્ય છે જ. સૂત્રના અર્થને જે બહુમાન્ય ગણે છે, તેની ઉપર અનંત અનંત ગુરુઓની કૃપાવૃષ્ટિ થાય છે. સૂત્રનો અર્થ જે સદેહે છે, પ્રરૂપે છે, તે એક તીર્થંકર પરમાત્માના

એક ગણધરની દ્વાદશાંગીને સન્માનવા અનંતા તીર્થંકર પરમાત્માના અનંતા ગણધરોની અનંતા દ્વાદશાંગીનો પૂજક બને છે. શાસ્ત્રપૂજા એટલે શું ? પુસ્તકને સાપડા ઉપર બિરાજમાન જ કરવું ? વાસક્ષેપ દ્વારા પૂજન જ કરવું ? ના. નિર્મળ હૈયામાં નિર્મળભાવે શાસ્ત્રાજ્ઞાને સ્થાપવી. પાલનમાં સદૈવ શક્ય તત્પર રહેવું, જો પાલન ન થાય, તેના માટે હાર્દિક ભાવથી પશ્ચાત્તાપ કરવો.

મનક ! ઉપવાસ, આયંબિલ, આતાપના, આ બધું સહેલું છે, શક્ય છે, કારણ તેમાં દેહના દમન છે; જ્યારે શાસ્ત્રજ્ઞા મુજબ ચાલવું દુષ્કર છે. દર્શન અને ચારિત્ર મોહનીય કર્મ સામે બળવો જારી રાખી શકે, કોઈ પણ સંયોગોમાં મિથ્યાત્વ ફાવવા જ ન દે, તો જ શાસ્ત્રાજ્ઞા મુજબ પાલન કરી શકાય. શાસ્ત્રાજ્ઞામુજબ જીવવા માનકીર્તિ સાથે પણ લડવું પડશે, અન્યથા મહાવ્રત સ્વીકારતી વખતે સ્વીકારેલ શરણાગતિના શપથ નિષ્ફળ થશે.

શાસ્ત્રાજ્ઞા શિરસાવંદ્ય કરવાથી જ્ઞાન, દર્શન, ચારિત્ર નિર્મળ થાય છે. નિર્મળ રત્નત્રયી જ મોક્ષે લઈ જાય છે.

મનક ! શાસ્ત્રમાર્ગે ચાલવું પ્રતિસ્રોત પ્રવાહે નદી તરવા જેવું દુષ્કર છે. જગત તારું નહિ બને. ભક્તોનાં ટોળાં નહિ જામે. કોઈક તને એમ પણ કહેશે : આ કાળમાં આ બધું ના ચાલે. એ બધાની ઉપેક્ષા કરતા શીખીશ, તો શાસ્ત્રની અપેક્ષા કરી શકીશ. મને વિશ્વાસ છે, મારો મનક અશાશ્વતના કારણે શાશ્વત ના છોડે. જે જિનાજ્ઞાને આધીન બની સમસ્ત સંસાર ત્યાગવાની શક્તિ મળી, તો તે જિનાજ્ઞાની શરણાગતિ દ્વારા સમસ્ત મોહનીય કર્મને હઠાવવા મુત્સદ્દી બને. બસ શાસ્ત્રમય બની જા. એ જ હિતભાવના.

ગુરુદેવ ! શાસ્ત્ર સમજવાની શક્તિ આપો, ગુરુહૃદયને અનુકૂળ બનવાની શક્તિ આપો; અંતે ગુરુકૃપા અમને પણ શાસ્ત્રમાર્ગે અનુસરણ કરવાની શક્તિ આપે.



# ૪૯. તત્થેવ ધીરો પડિસાહરેજ્જા

સંપૂર્ણ ગુણી તે પરમાત્મા.

ભૂલ થઈ ગયા બાદ સુધારે તે મહાત્મા.

અને ભૂલ થઈ ગયા બાદ ભૂલને વધારે તે દુરાત્મા.

કર્મ છે ત્યાં સુધી કષાયો છે અને કષાયો છે, ત્યાં સુધી વિષયો છે; અને જ્યાં સુધી વિષયો છે, ત્યાં સુધી તેની ઝંખના—ચાહના થાય ત્યાં પથભ્રષ્ટતા છે.

ચાલે તે પછડાય ચડે તે પડે, પણ પછડાયા પછી, પડયા પછી, સ્થિર બની જવું, તેમાં જ માનવીની મહત્તા છે.

કાન, આંખ, નાક, જીભ, સ્પર્શ ભૂલ ના કરાવે તે ક્યારેય બને ખરું? ભૂલ થાય, પણ ભૂલને સુધારવી તે જ ધીર આત્માની વિશિષ્ટતા છે.

ખાવામાં, આહારને આરોગવામાં જે ભૂલ કરે તે સૌને ઉલ્ટી થાય, પણ ઉલ્ટી થાય એટલે તુરત ઔષધ લઈ લેવાનું. બીજીવાર ઉલ્ટી ન થાય તેની પ્રત્યેક આરોગ્યાર્થી ખ્યાલ રાખે છે. ગાડી છે, તો ક્યારેક બગડવાની, પણ તેને સુધારવી કેવી રીતે તેની કળા દરેક ગાડીવાળા રાખે જ. બાળક છે તો ક્યારેક તોફાન કરવાનો, પણ તેને કાર્યરત કેમ બનાવવો તેનું શિક્ષણ માતાપિતા પાસે હોવું જ જોઈએ.

મનક!

તને લઘુઉંમરમાં દીક્ષા આપી છે. હજુ તારી ઇંદ્રિયો, કર્મેન્દ્રિયો નથી, ભોગેન્દ્રિય નથી, જ્ઞાનેન્દ્રિયો છે. તારું શરીર વાસનાની કાજળ કોટડી સમું નથી, તારું શરીર ધર્મકાય છે.

તારું વચન તને રાગદ્વેષ તરફ આકર્ષતું નથી. તારા વચનથી તું કોઈને રાગદ્વેષ તરફ આકર્ષતો નથી. તારી વાણી જિનાજ્ઞાથી પવિત્ર બની ગઈ છે. તારું મન મહાત્માનું છે. સ્વાર્થવડે તારું મન અભડાયું નથી. તારા વિચારમાં પરોપકારની સુરભિ પ્રસરી રહી છે. ખરેખર, તું ધન્યાત્મા છે. સાચે તું વિશ્વનો પવિત્ર પુરુષ છે. હજી તને મન, વચન, કાયાએ હાર નથી ખવરાવી, પણ હું તારા ધર્મદેહનો પાલક છું. મારે તો તારા ધર્મમાર્ગમાં યોગક્ષેમ કરવાના છે, તેથી મારે સત્ય સમજાવવું જ રહ્યું. મન—વચન—કાયાના ત્રિભેટે તું અથડાઈ જાય તો? તારે આ રખડપાટમાંથી કેવી રીતે રસ્તો કાઢવાનો? તેનો નેતા કેવી રીતે બનવાનો? તું શૂર બનવાને સર્જાયેલો છે. બકાલ બનવા તારો જન્મ નથી. તારે વીર બનવાનું છે, પણ વીર બનવા પ્રથમ તારે ધીર અવશ્ય બનવું જ જોશે. જો ધીર નહિ તે ક્યારે પણ વીર ના જ બની શકે.

**પૂજ્ય!**

હું તો આપનો ચરણોપાસક છું. મને વિશ્વાસ છે આપની શરણાગતિમાં! જેમ સાધુ બનાવ્યો, તેમ ધીર અને વીર બનાવો. હું શું કહું? બસ, હું તો આપના ચરણમાં અર્જ કરું.

**ભલા!**

વારસામાં સંપત્તિ અપાય, સ્થાન અપાય, સત્તા અપાય, પણ સદ્‌ગુણ અપાતા નથી. સદ્‌ગુણ પ્રત્યેક વ્યક્તિએ ખુદના પ્રયત્ન દ્વારા પ્રાપ્ત કરવાના છે. હું તને ધીર બનવાનું શિક્ષણ આપી શકું, ધીર બનવાની તાલીમ આપી શકું, પણ ધીર તો તારે જ બનવું રહ્યું. સાંભળ બેટા..

સીધા સાદા લાગતા મન—વચન અને કાયા ક્યારેક એવી ગુંડાગીરી કરે છે. આપણું સંયમધન આપણા પોતાના થઈને ચોરી જાય છે. મહારથી અને માંધાતાઓ આખી દુનિયાની સાથે અજેય વીર હોય છે, પણ જ્યારે ગૃહયુદ્ધ ઉત્પન્ન થાય છે, ત્યારે ભયંકર પરાજય પ્રાપ્ત કરે છે, તેમ સાધક આગળ પણ આવી જ પ્રશ્નોની સમસ્યા થવાની.

બીમાર મારી કાયા થાકી જશે, તો જરા સાચવી લઉં. શરીર સારું હશે, તો ધર્મ આરાધના થશે ને. રોગ છે. રોગ નિવારણ માટે દવા લઉં તો...દવા માટે પથ્ય લઉં તો, શુદ્ધ પથ્ય ના મળે તો કરવાનું શું?. એમાં શું? જરા અશુદ્ધ લઈ લેવાનું, તેમ મન ટાપશી પૂરશે અને વચન કહેશે: કાયા અને મનનો હું તો મફતનો વકીલ તૈયાર જ છું. તમારા બંનેની ફરિયાદ એવી સુંદર રીતે રજૂ કરીશ કે સાચે આ મહાત્મા છે. તે શરીર માટે કશું કરતા નથી. ફક્ત શરીરને ધર્મકાય બનાવવા સંભાળી રહ્યા છે. પછી ત્રણની ટોળકી જામી જશે અને તારું આત્મધન, તારી સદ્દગતિ, તારી સાધના જોતજોતામાં નષ્ટ થઈ જશે એટલે તને કહું છું: ધીર બનીશ, સ્વસ્થ બનીશ, તો સાચો નેતા બનીશ. સાચો નેતા જ્યાં ભૂલ થઈ, ત્યાંથી પાછો ફરે. સૈન્ય હાર્યું નથી ને જરા હુકમ ન માન્યો, તેમાં શું થયું? પણ હુકમની અવગણના કરનાર, અનાદર કરનાર સૈન્ય એક દિવસ સેનાપતિના પરાજયને નોતરે છે. તેમ મહાત્મા! તારાં મન—વચન—કાયા બગડે નહિ, જરા પણ સાધનામાર્ગમાં આનાકાની કરે, ત્યારથીજ સાવધ બનજે. જેમ પ્રતિક્રમણ કરવું છે, પણ હમણાં તો શરીર દુઃખે છે, પછી ગમે ત્યારે કરી લઈશ. આ ગળીયા બળદની વૃત્તિ છે. આજ દુષ્પ્રયુક્ત છે. બસ, ત્યાં જ જાગૃત બની જા. મનને કડક ઓર્ડર કરી દેજે. નહિ ચાલે, આરામ પછી—આરોગ્ય પછી—આચાર પ્રથમ. જેમ આચાર ન બદલાય, તેમ આચારનો સમય પણ ન બદલાય

એક વાર પણ મન—વચન—કાયાને વશ થયો, તો તારી સાધુતાના પતનની ઘડીઓ ગણાવા લાગશે. એકવાર છે ને! થઈ ગયું, શું થાય! આ બધી વાત જ તારા સર્વનાશને નોંતરશે. તું ધીર બનીશ, તો તને સમજાશે કે ક્યારેય પણ મન—વચન—કાયા ક્યાંય એકલાં કશુ કરી શકતા નથી. બહારથી અલગ દેખાય, તો પણ આ અંદરથી એક જ છે, એટલે એકની સ્ખલના, અપરાધમાં કંઈક અંશે ત્રણે દૂષિત છે, ગુન્હેગાર છે. જ્યારે ત્રણે પ્રગટ બળવો કરશે, ત્યારે તારા હાથમાંથી બાજી

ચાલી ગયેલી હશે. એટલે તેને કહું છું : ક્યાંય પણ સાધુ આચારથી વિરુદ્ધ વર્તના મન—વચન—કાયાને જુએ, ત્યાં જ તે જ ઘડીએ સાવધ બની જજે. તેઓની અવળી ચાલને સમજવાંમાં ધૈર્ય રાખજે. કાયા આરામ ઝંખે તો કહેજે : તારા સદૈવના આરામ માટે હવે અણસણ જ જરૂરી છે. જીભ બોલવા માટે તલપાપડ થાય, તો કહી દેવાનું : મારે તારી પાસે બોલાવવું જ છે, સમવસરણમા ધર્મદેશના અપાવવી છે. જ્યાં સુધી સમવસરણમાં બેસી ધર્મદેશના ન આપી શકે, ત્યાં સુધી વચનનો દુરુપયોગ નહિ કરાય. સુયોગ્ય વચનનાં તાલીમ લેવી જ રહી. હવે ગુર્વાજ્ઞા વગર કશું નહિ બોલવાનું, વ્યાખ્યાન પણ નહિ, અને ધર્મોપદેશ પણ નહિ.

મન શું કરે છે તે સમજવાનું છે. જે મનમાં શુક્લધ્યાન પ્રાપ્ત કરવાની શક્તિ છે. તે તને આર્તરૌદ્રધ્યાનવડે નરકાભિમુખ બનાવે છે. તું તે નહિ ચલાવી લઈશ. તેની શક્તિ—અશક્તિ તેં જાણી છે. જ્યાં સુધી આત્મસાયમ નહોતો આવ્યો, ત્યાં સુધી તમે ફાવ્યા, પણ હવે ગુરુકૃપાએ તું ધીર બન્યો છે. આત્મસંયમી બન્યો છે. તારી દુનિયા બદલી નાંખ. સર્વત્ર જિન જિન જોતો રહે. પછી મનને કહી દે. આંખમા સમાયેલ અરિહંતને મનમંદિરમાં બિરાજિત કરવા છે. મારા હૃદયસિંહાસનને જિનના ધ્યાનવડે પવિત્ર કર.

જે પદાર્થ—જે પરિસ્થિતિ અને જે વ્યક્તિ દ્વારા મન—વચન—કાયા ભૂલ કરે, ત્યાં જ તે પદાર્થને, તે પરિસ્થિતિને, તે વ્યક્તિને તારી સાધનાનાં અંગ બનાવી દે. મન—વચન—કાયાને સન્માર્ગે લાવ. ઉન્માદથી પાછા વાળ.

ગમે તેમ તોય સાધકનાં મન—વચન—કાયા છે. શિક્ષિત અશ્વ જેવા છે. લગામ ખેંચીશ એટલે જ તે સીધા થઈને દોડવા માંડશે. ગુરુનું સાંનિધ્ય સ્વીકારી ભૂલ થાય તો તુરત પ્રાયશ્ચિત્ત લઈ લે જે. એટલે મન—વચન—કાયા લગામ ખેંચાતા જ બહુજ અનુકૂળ બની જશે.

**મનક ! મારા મનક !**

સિદ્ધિની સાધના માટે સંપૂર્ણ સદાચારી મન—વચન—કાયા જોઈએ. જેમ વફાદાર સૈન્ય ન હોય, તો સેનાપતિનો વિજય ન થાય, તેમ સાધનાની સિદ્ધિ માટે સંપૂર્ણ શુદ્ધ પવિત્ર મન—વચન—કાયા જોઈએ. બસ, અંતરના આશિષ આપું. તું સ્ખલના ન પામ અને કદાચ સ્ખલના પામે, તો પણ તુરંત સાવધ બની પરાજયને વિજયમાં પલટાવી દે એ જ ચાહના છે.

**ઓ ગુરુદેવ !**

મહાત્મા મનક સ્ખલના ન પામ્યા, કારણ આપે તેઓના સંયમ-રથનું સારથીપણું કર્યું. શું અમારા સારથી ના બનો. અમારી સ્ખલના ના નિવારો ?

**પ્રભો !**

અવજ્ઞા, આશાતના, અનાચારથી અવશ્ય બચાવજો. અમારા પણ મન—વચન—કાયાને પવિત્ર બનાવો.

એ જ તારક ચરણોમાં નમ્ર વિનંતિ.



# ૫૦. અપ્પા ખલુ સયયં રકિખઅવ્વો

એક યુવાનને દૂર—સુદૂર અનેક મનોહર રમણીય દેશ જોવાની અભિલાષા જાગી. એ તો એક પછી એક અનેક વ્યક્તિને મળી પ્રવાસની માહિતી એકત્રિત કરવા લાગ્યો. ભૂલી ન જવાય એટલે તેને લાંબી નોંધ કરી. તેમાં પણ વિભાગ કર્યા. કઈ સાધન સામગ્રીની જરૂરિયાત? કંઇ ચીજથી સાવધ રહેવાનું? કયા સ્થળે શું જોવાનું? કયાંથી શું લેવાનું? કયાં કોને મળવાનું? એ તૈયારી પૂર્ણ થઈ અને પ્રયાણનો દિવસ આવી પહોંચ્યો. નોંધ મુજબ બધું જ સંભાળી લીધું. એક બે અને ત્રણ વાર ગણત્રી કરી ચૂકયો. પ્રવાસી મનમાં જ મલકાવા લાગ્યો. મારા જેવું કોઈ ચોક્કસ નહિ હોય, ચાલો! આપણે તો સફળ મુસાફર બનીશું. આમ વિચારમાં ગાડી ચાલવા લાગી, ત્યાં તો ગાર્ડ આવ્યો: ટિકિટ બતાવો ટિકિટ...અરે! મારી નોંધ કયાં ગઈ? પોતાની પૂરી નોંધ જોઇ ગયો.. ભાઈ! ટિકિટ લેવાનુ મારી નોધમાં નથી, નોંધ મુજબ બધી તૈયારી કરી છે. શું ટિકિટ વગર મુસાફરી થાય? ઊતરી જા, ગાડીના બધા પ્રવાસી હસતા રહ્યા અને ભાઈસાહેબને રડતે મોંઢે નીચે ઊતરી જવું પડયું.

ચિંતક!

આ વાત સાંભળીને તું પણ હસીશ, પણ હસવાનુ નથી, ગંભીર બની તારે તારો અને મારે મારો વિચાર કરવાનો છે. જેમ પેલા મુસાફરની અભિલાષા મહાન હતી, તૈયારી પણ અપૂર્વ હતી, પણ ટિકિટ વગર તેની મુસાફરી રોકાઈ ગઈ. આપણી ભૂલો તો તેના જેવી નથી ને?

મોક્ષની ખેવના છે. શુદ્ધ શ્રદ્ધા અને સમ્યગ્જ્ઞાન મેળવ્યાં છે. ચારિત્રના કપરા માર્ગ પર ચઢાણ પ્રારંભ્યું છે. મુનિ યોગ્ય ગુણોની

વિચારણા કરવા લાગ્યો, કેટલુંક મને યાદ આવ્યું. કેટલુંક બીજાએ યાદ કરાવ્યું. "મા" એ કહ્યું બેટા ! ઓઘા અને મુહપત્તિનું ધ્યાન રાખજે. કોઈએ કહ્યું ભલા ! પાત્રા અને સંથારાનું ધ્યાન રાખજે. ગુરુએ કહ્યું પ્રતિક્રમણ. પડિલેહણ અને સ્વાધ્યાયનું ધ્યાન રાખજે.

પણ આ તૈયારી અને સાધનામાં મુખ્ય વાત ના વિસરી જતો. મારું કામ તો મુખ્ય વાતની સ્મૃતિ કરાવવાનું. યાદ દેવરાવીશ, પણ રક્ષણ તો તારે કરવું પડશે. બધી તૈયારી કોઈ કરી આપશે અથવા કરાવવામાં મદદ કરશે. રક્ષણ તો તારે કરવું પડશે. શાનું જાણવું છે? ધ્યાનપૂર્વક સાંભળ, અપ્પા ખલુ સયયં રકિખઅવ્વૌ. આ બધામાં સતત આત્માનું રક્ષણ કરવું જોઈએ.

મારી વાત સાંભળી તું હસવાનો અનેક અટપટા પ્રશ્ન પૂછવાનો. તું કહીશ, શું આત્મા પડી જવાનો છે? તેને વાગવાનું છે? તેને લાગવાનું છે? તે માંદો પડવાનો છે? તેના વળી રક્ષણ શાના? બસ, એ તો અજરઅમર છે. એના રક્ષણની સાવધાની શાની? મને આ બધી તારી પ્રશ્ન પરંપરા અને મનની ગૂંચ ખબર છે,

જ્ઞાન, ધ્યાન, તપ, ત્યાગ, ક્રિયા અનુષ્ઠાન બધુ કરે છે, પણ જેના માટે કરવાનું છે, જેની શુદ્ધિ માટે કરવાનું છે, તે તું જાણતો નથી એટલે ઘણીવાર ઘણું કર્યા પછી પણ અંતે તું હતાશ અનુભવે છે. ઘણીવાર ધર્મ જેવા અમૂલ્ય તત્ત્વને કીર્તિ કાચના ટુકડા ભેગા કરવાનું સાધન બનાવે છે, તેથી જ કહું છું: આપણી સમસ્ત આરાધના તપ, ત્યાગ, જપ, ધ્યાન આત્માના રક્ષણ માટે છે. આત્મા શાશ્વત છે, તેથી જ તેનું રક્ષણ કરવાનું.

પ્રસ્તુત પ્રકરણમાં તને ભૂતનું રક્ષણ કરવાનું ના કહ્યું. પ્રાણનું રક્ષણ કરવાનું ના કહ્યું, જીવનું રક્ષણ કરવાનું ના કહ્યું, પણ આત્માનું રક્ષણ કરવાનું કેમ કહ્યું તે અંગે કોઈ દિવસ કંઈ વિચાર્યું ?

જ્યાં ચૈતન્ય દશા અતિ મલિન છે તે ભૂત.

( પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, જળ ) જ્યાં ચૈતન્ય દશા એટલી બાપડી છે કે શ્વાસોચ્છ્વાસ અને ભાષામાં જ તે સીમિત થઈ જાય છે તે પ્રાણ.

આવા ( પ્રાણધારી બેઈન્દ્રિય વગેરે ) જ્યાં ચૈતન્ય દશા એટલી તિરોભૂત થઈ ગઈ છે કે દેહમાં જ દેહીના દર્શન થાય છે તે જીવ.

જ્યાં ચૈતન્ય દશા સંપૂર્ણ વિકસિત છે. જ્ઞાન—દર્શન—ચારિત્ર નિજ સ્વરૂપે પ્રકાશ્યા તે આત્મા.

મનક !

સાધુપણું સ્વીકાર્યા બાદ આવી શુદ્ધ આત્મદશા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવાનો છે.

ધૂળધોયો ધૂળમાંથી સોનું હેવી રીતે શોધી કાઢે. દુનિયાને ધૂળ દેખાય. પણ ધૂળધોયો કહે આમાં સોનું છે. મારા અને તમારા જેવા કહે ભાઈ ! અમને તો ધૂળ લાગે તે ફેંકી દે. તે કહે તમારી પાસે યોગ્ય પ્રયત્ન નથી. તમને ગમ નથી પણ મને ગમ છે. આમાંથી જ ચાળી ચાળીને સોનું કાઢીશ.

કહેવાય છે મુંબઈ શહેરની સમસ્ત ગટરો જ્યાં એકઠી થાય છે, ગંદકી, દુર્ગંધ માથું ફાટી જાય તેવી છે, ત્યાં કેટલાક ઝવેરાતના દલાલો અડ્ડો જમાવીને બેઠાં છે. કચરામાંથી મહા મૂલ્યવાન હીરાને શોધે છે અને પેલા ધૂળધોયા અબુધો એક નંગને પાંચ હજાર, સાત હજારમાં વેચે છે. ખરો માલ તો પેલો ઝવેરી મેળવે છે, એક ઝવેરી કહે ગટરમાંથી દલાલે સામટા નંગ પાંચહજારમાં આપ્યાં. સાંજે મેં એક જ નંગના એકવીશ હજાર મેળવ્યા, કોઈએ ગટરમાંથી શોધ્યો અને કોઈએ ઓળખીને વેચ્યો બીજાને !

ગટરના કચરામાંથી હીરો શોધ્યો કોઈએ ! મૂલ્ય સમજે કોઈ અને વેચે કોઈ !

સાધક !

સંસારની વિષમ અવસ્થામાં રાગ અને દ્વેષનાં તોફાન વચ્ચે કર્મ અને અધ્યવસાયના સંઘર્ષ વચ્ચે વિજયી બનવાનું છે. પ્રમત્ત અવસ્થામાંથી જ અપ્રમત્ત અવસ્થાની સાધના આગળ વધારવાની છે. ઔદયિકભાવના, ક્ષયોપશમભાવના સંગ્રામમાં પહેલાં ઊતરવાનું છે. તે પછી બનંને સાધન બનાવી ક્ષાયિકભાવના, શુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્ર મેળવવાનાં છે

સરાગ સંયમથી વીતરાગ સંયમની પ્રાપ્તિ અંગે ઝઝૂમવાનું છે. આર્તરૌદ્ર ધ્યાનના સંયોગોમાંથી સતત ધર્મધ્યાનમા રત રહી શુક્લધ્યાનના સોપાન સર કરવાના છે. આત્માનું રક્ષણ એટલે તેના શુદ્ધ સ્વરૂપનું રક્ષણ. શુદ્ધસ્વરૂપના પ્રગટીકરણનો પુરુષાર્થ પ્રતિક્રમણ જેવી તારી દૃષ્ટિની નાની ક્રિયામાં પણ આત્મશુદ્ધિનું લક્ષ્ય રાખવું પડશે

પહેલાં યોગ્ય સમયે પ્રતિક્રમણ કરવું, યોગ્ય સ્થળે કરવું, યોગ્ય વિધિથી કરવું, સૂત્રના યોગ્ય ઉચ્ચારણ દ્વારા કરવું. યોગ્ય હ્રસ્વ-દીર્ઘનો ખ્યાલ રાખવો, અર્થનો ખ્યાલ રાખવો, યોગ્ય મુદ્રાનો ખ્યાલ રાખવો, યોગ્ય તન્મયતા પેદા કરવી, તે માટે તમ્મણે તલ્લેસ્સે તલભાવોની સાધના કરવી જરૂરી રહેશે. એ બાદ વિચારવું રહેશે. મારી શું શુદ્ધિ થઈ ? મારા જ્ઞાન, દર્શન, ચારિત્રના ગુણ કેટલા વિકસ્યા ?

સમસ્ત દુનિયાની સમસ્ત દુન્યવી ચીજોને વિસારી, આત્મગુણોની પ્રાપ્તિ અર્થે સતત પ્રયત્નશીલ રહેવું તે આત્મરક્ષણ. આમાં કોઈના પ્રમાણપત્ર નહિ ચાલે. કોઈની લાગવગ નહિ ચાલે. સંપૂર્ણ શુદ્ધગુણની પ્રાપ્તિ અને તેનું જતન તે આત્મરક્ષણ.

કેવળજ્ઞાન આપણું અંતિમ ધ્યેય બિંદુ. કેવળજ્ઞાન નહિ મળે ત્યાં સુધી જંપીને નહિ બેસવાનું.

જિનેશ્વર ભગવંતે અનંતયોગ કહ્યા છે.

કોઈને કોઈ યોગ દ્વારા શુદ્ધાત્મ દશા પ્રાપ્ત કરવાની. મુખ્ય ચાર રસ્તા છે. કથાનુયોગ તારે ઘણાને, પણ ધીમે ધીમે. ગણિતાનું યોગ ચરણ કરણાનુયોગ. મધ્યમ ઝડપે દ્રવ્યાનુયોગ દ્વારા તરે, થોડા પણ તરે, જલ્દીથી શાસ્ત્રના ચિંતન મનનથી દ્રવ્યાનુયોગનો આરાધક બન અને આત્માનું રક્ષણ કર. બસ, એ જ હિતભાવના.

મનક!

રક્ષણ શાશ્વત પદાર્થનું, હિતકારક પદાર્થનું અને સ્વભાવભૂત પદાર્થનું કરવાનું હોય. આવું રક્ષણ કરી વિકરાળ મોહનું ભક્ષણ કર. વિશ્વનાં તમામ ભૂતો અને પ્રાણીનું રક્ષણ પછી સ્વાભાવિક બની જશે અને તે દ્વારા આત્માનું સતત રક્ષણ થઈ જ જવાનું.

ઓ શય્યંભવસૂરિ મ.!

આપણા સાંનિધ્યમાં મહાત્મા મનકના આત્માનું રક્ષણ થયું, તેથી તો બાળક પણ બહિરાત્મદશામાંથી મહાત્મદશાને વર્યા. કૃપા કરો અમ સમા પામર પર, અને કરો સદૈવ ઝાંઝેરાં અમ આત્માનાં જતન!

